પુઠાંનાં પેલા બરજા પડ પર આપેલો વાંચો

## "ચંચળ ગ્રંથ"

### વીશેની જાહેર ખબર.

*.* એ જાહેર ખબર સહજ પણ સહગવિતી સમજવાની ભુલ કરશો ના. જો છે પુરું સતર આના, તો લખ્યું છે ફકત સાત આના.

---

આ

## "પરાક્રમ નામું"

નીચલે ઠેકાણેથી વેચતું મલશે:—

**કોટમાં:**—ધી એડવોકેટ આવ ઇંડીઆ આફીસમાં, રચનાર પાસેથી.

**ધોબીતલાવ:**—વાડ્યાજીના આતશબેહરામની સામે, મોબેદ દાદાભાઈ ખરજાની સુખડવાલાની દુકાનેથી.

**ભુલેશ્વર:**—પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર, મી૦ દામોદરદાસ ઇશ્વરદાસ પાસેથી.

**કાંદાવાડી:**—ઇંડિયન પ્રીંટીંગ પ્રેસના મેનેજર, મી૦ શોરાબજી હોરમજી પાસેથી.

**કાલબાદેવી:**—મેશરશ ગોપાલ નારાયણની કુંપની, બુકસેલરસની ચોપડી વેચવાની દુકાનમાંથી.

**એલફીનસ્ટન સરકલ:**—કોટ; મી૦ પાલનજી શોરાબજી, કનફેક્શનર એંડ જનરલ મરચંટની દુકાનમાંથી.

**નવસારી:**—આતશબેહરામની પડોસમાં, મોબેદ સાહેબ હોરમજી ખુરશેદજી મીનોચેરહોમજીને ત્યાંથી.

ઇત્યાદી, ઇત્યાદી.

*.* એ ઉપ્રાંત અત્રેના તથા દેશાવરખાતેના સઘલા જાણીતા બુકસેલરો અને ચોપડી વેચનારાઓને ત્યાંથી મલશે. જેઓ દશ કે તેથી વધુ સંખ્યાની નકલ એકંદર ખરીદશે, તેમને માફકસરનું વાજબી કમીશન મલશે. વધુ વીગત માટે આ સરનામે લખવું:—મી૦ રૂસ્તમજી હોરમજી ખરશેદજી જોગ, નંબર ૪, મોદી સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

રૂસ્તમજીનો ગ્રંથ સંગ્રહ: વાલમ બીજો.

૨૮૨૩

# પરાક્રમ નામું

અથવા

## પરાક્રમી પુરૂષોનાં લક્ષણ.ચરીત્ર.

(ઇંગ્રેજી વગેરે સાધણો ઉપરથી સંશોધન કરીને સટીક ભાષાંતરમાં રચ્યું છે.)

રચનાર

**રૂસ્તમજી હોરમજી ખરશેદજી**

"એડવોકેટ આવ ઇંડયા"ના આસીસ્ટંટ મેનેજર; "ટાઇમસ આવ ઇંડયા"ના માજી રીપોર્ટર; ઇત્યાદી.

મેહસ્તનશીન બીજા પારસી બેરોનેટ નેક નામદાર સર જમશેદજી જીજીભાઈ સી. એસ. આઈ.—જેમના સરખા પરાક્રમી પારસી નર અત્રે થોડાજ થયા છે, થોડાજ છે, બલકે થોડાજ થશે—તેમની સખાવત તથા સીફત તરફનાં મારાં માન અને મોહબતની નીશાણી દાખલ નમનતાઈ સાથે અર્પણ આપું છું.

રૂ૦ હો૦ ખ૦

સન ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ પ્રમાણે પુસ્તક સંબંધી સર્વ હક ઇલાકા સ્વાધીન રાખ્યા છે, તથા રેજીષ્ટર કરી છે.

મુંબઇ:

ઇંડિયન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૦૦૦ પ્રત: સને ૧૮૮૬ ઇસવી.

કીંમત { કાગજનાં પુઠાંવાલીના—આઠ / કપડાંનાં પુઠાંવાલીના—બાર } આના.

૨૮૨૩

રૂસ્તમજીનાં ગ્રંથ સંગ્રહ.

# પરાક્રમ નામું

અથવા

## પરાક્રમી પુરૂશોનાં લક્ષણ ચરિત્ર.

અંગ્રેજી વગેરે સાધણો ઉપરથી સંસોધન કરીને સટીક ભાષાંતરમાં રચ્યુ છ.

## પ્રસ્તાવ પ્રકરણ.

**પાક પરવરદેગારનાં** પવીત્ર પરતાપવાલાં નામનાં સ્મરણ પ્રયોગે આજે અમે એક એવું પુસ્તક પરવરતાવવાનો પ્રારંભ કરચે છીયે કે જેથી ઉમદા ગ્નાન સાથે નાદર અનુભવ પ્રાપ્ત થાય—સ્રુષ્ટિનો સંસાર જે ઉત્તમ નીયમો ઉપર રચાયલો છે તેનાં પ્રકારશીલ કીંવા પ્રક્રુતીશીલ સીદ્ધાંતો ખ્યાલ શકિતનાં પ્રયોજનથી ઉભાં કરી શકાય—મહાન વીર પુરૂશો આ જગતને તેમનાં પરાક્રમી મહાતમ્ય માટે રમકડું સમજી પોતાના મહાભારત નામનો સીક્કો પાડી ગયા છે તો તેમ કરતાંમાં જમાનાનાં અસ્થીર ચક્કરનાં. ચકરાવર્તનમાં તેઓએ અવલી સવલી સક્કર છક્કર કેમ ખાધી છે તે અક્કલનાં ઉસ્તાદો તરફથી રચાયલાં તેમનાં ચીત્ર ચરીત્રો ઉપરથી પરખાય—જેઓ કે અસલ વખતના પ્રાચીન પ્રપંચોમાં ન પ્રસીધ્ધી ન કુશલતાવાલા તેમને દરેક સવાલ ઉપલક સપાટીથી પરખવાની તખોડલા પાત્ર માત્ર જે ટેવ પડેલી તે ટેવ મટાડીને ખરે મારગે પરીક્ષા કરવાનું તેમને એક. સત્તર આના સાધણ અપાય—એ અને એવા મુસતકીમ કાનુન ઉપર પાયો રચીને અમે અમારી ઈમારતનો અમલો ચણવામાં ઉતકંઠીત મક્કમપણે આગલ વધીયે છીયે. એમ કરતાં અમે અમારાં અંદરખાનાંની ઉમેદ. ઉમેરીયે છીયે કે અગર વાંચનારી પ્રજામાં વાંચણનું એક સરસ સાધણ દાખલ કરવા જેટલા કીસમતવંત અમે ગણાયા તો ફકત તેવી ગણામણીમાંજ અમે અમારી રંજનો બદલો ગંજ મલી. ગયલો સમજીશું. અને વલી અમે બીજી એવીએ ગણત્રી સમજીશું કે સારાં નરસાં વાંચણની ખુબી ખામી પીછાણવાનો દાવો તે આજના વખતમાં અમથો તરંગી ફાંકો કે ડોલધાલુ દાવો નથી, પણ એક ખાસ્સો સાચ્ચો

મરતબા મોભાવાલો હક્ક છે, જેની ખુબી ખસલત બનતી ચોખાઇમાં જાલવી રાખી દન પ્રતી દન તેનો વક્કર વધારતા જથામાંજ વપરાય છે. એ ઉપરાંત અમે વધુ એવું પણ સમજીશું કે ઇંગ્લંડ લનડન મંડલની વાંચક પ્રજા પોતાની સેવામાં મગજ ધસનારા કલમકસોને સાબાશી વગેરેનાં ઉત્તેજન આપવાને હર વખતે હાજર રહી તેવા પોતાના હીતેચ્છુઓનાં હીતમાં સ્વહીત સમાયલું સમજવા જેટલી દરયાફતવાલી છે, તો તેમની સંફમાં હીંદની વાંચક પ્રજા કંઇ ઉતરતી પંકતીનાં રૂપમાં દેખાવ કરતી નથી.

ઓલમાઓનો એલમ આખી આલમમાં ઉસ્તાદી ઢપનોજ છે. તેમનાં લખાણો, મનન, રટણ, અધ્યયન, અને પ્રીછણ વગર વાંચવાં તે એકબારગી તેમનાં જેવાં રાક્ષસી મગજો ધરાવવાની મગરૂબી કર્યા બરાબર છે. એવી હમન-બરદીભરેલી મુનસફી ધરાવવાની મુસ્તાકી આપણા સરખા જમાનાની અલ્પમતી-ધાર ઇનસાનીયતના તરીકાથી વેગલી છે. પારકી ઝુબાનોના દરમયાનમાં એક કરતાં એક ભલાભલી એવા એટલા તો બેનમુન નમુનાઓ પડયા છે. કે અગર તેમનો સામટો સાર વટીક લેવા જઇયે તો તેમાં આપણી આંખી અક્કલ વટીક ભુલી જઇયે. એટલે કે, વૃદ્ધોનું નીવેદન કરવા જતાં નાદાનોનો નીરણય થઈ જાય! ગુજરાતી વાંચનારાઓની જોગવાઇ, એવાં ઉસ્તાદી સાહીત્યના અન્વયો મેલવવાના સંજોગના બાબમાં કોતાહ છે, એમ કહીશું તો કરારે ચાલશે. એટલા સારૂંથી જેટલા બોહલા વીસ્તારમાં પરાઈ ઝુબાનના એલમી આદમીઓનો ઇલમ ગુજરાતી ભાષાંતર રૂપમાં ફેલાય તેટલો ફાયદાકારક એવો અમારી આધીન અભીપ્રાય છે. એ વીસ્તારનાં બોહલાપણાંનો કદી કાલે આંકો આવશે નહીં, કેમકે એ વીસ્તીરણ મેદાન તે જાણે જાવેદાનની નવનીધી છે, રત્નની અઠણ ખાન છે, ઝવેરોનો ઝગઝગીત ઝુમખો છે, લાલની લત ને લુમકો છે.

એવા ઘણા ગ્રંથો કુલફ કીલીમાં બંધ પડયાની વાત જેમ ખરી છે, તેવા ગ્રંથોમાં ઘણી પ્રકારનાં ગુંચવણ્યાં પ્રકરણો પડયાની વાત પણ તેમ ખરી છે. બાઝે વખત તો લાંબા રસાલા સરખા ફુટકલ વીશયમાં વ્યવહારી જ્ઞાન એવી ખીકટ વીંટથી વીંટાઈ વળેલું હોય છે કે તેની તારવણી વલોવી કાઢવી તે ઘણી વેલાએ ધીરાં મગજોની ધીરજનેબી અધીરાઈના આતશમાં હોમાવે છે. વલી બાઝે વખત એમ સુણ બને છે કે તેવી તારવણી કીધા પછીબી તે તેના સામાન્યાર્થમાંજ સમજાઇને રહે છે, એટલે જ્યાં સુધી તે ગુહ્યાર્થમાં ન સમજાય ત્યાં સુધી તે ખપની તે શું?

અત્રેજ અમારૂં પ્રસ્તાવ પ્રકરણ અમે સમાપ્ત કર્યે છીયે. એને ખતમ કરતેવેંજ કે "પરાક્રમી પુરૂશોનાં લક્ષણ ચરીત્ર" નાં રસીલાં અને ચાણાકચક બયાનો અમે શરૂ કર્યે છે. એવી શીરૂઆતનો જથો અમે તેટલા પ્રમાણમાં વધારીશું કે જેટલા અનુક્રમમાં તે પસંદગી પામે.

# મરદાને મરદ "કેમીલીયસ."

રોમન શેનશાહતનો આય "બીજો બાપ" ઈસ્વી સનના ચાર સૈકા અગાઉ પ્રખ્યાત થઈ ગયો. "ડીકટેટર" નામના તદન આપખુદ ઓધાની અનહદ સત્તાઓ એણે પાંચ વાર ભોગવી હતી. એનું આખું નામ 'ફયુરયસ કેમીલીયસ' એટલે કે બડો ઝાંઝ ઝનુનનો ગોસાવાલો કેમીલીયસ એમ હતું. લડાયક અને લશ્કરી બાબતોમાંજ તે "બડો ઝાંઝ ઝનુનનો ગોસાવાલો" હતો, બાકી બીજે વીશે લગની બાબતોમાં તો પેહરવેશે સાદો, સ્વભાવે મલતાવડો, અને હર ભાંતે ઠીકઠાક હતો. ઈકુઆઈ અને વોલસાઈ નામની પ્રજાઓ સામે રોમન રાજે કરેલી ચઢાઈમાં તે લશ્કરની હરોલમાંથી ઘણોજ આગલ વધી શત્રુઓની સેનામાં છેડાયલા સીંહ પેઠે જઈ પડ્યો. ચાંઈ તેની જાંગમાં એક છુટ ભાલડીનો જખ્ખમ થયો. ઘાયલ થયલો છતાં તેણે હીંમત બીડી બંને લશ્કર દેખત છુટભાલડી બહાર ખેંચી કહાડી, અને પછી ભારે ઝાંઝ ઝનુનના ગુસામાં પેચ ખાઈ તેણે શત્રુઓમા બહાદુરમાં બહાદુર લશ્કરીઓને કાં ઠોર કીધા કાં નહસાડયા. આ સાહસીક પરાક્રમ કરવાથી તે પોતાના લશ્કરના સેનાપતીને મન મોહટો મરદાને મરદ ખપયો, અને તે સીપાહસાલારે તેની સીપારસ પણ સારી લખી. એને 'ફયુરચસ કેમીલીયશ' કેહતા હતા તેનું બીજું કારણ એનું ખાનદાની આડનામ અથવા અટક "ફયુરીયાઈ" નું હતું તે.

લડાઈઘાનાં દરમ્યાનમાં આવું જબરજંગી ગાઝીપણું કરવા ખાતરથી રોમન પ્રજાએ એને "સેનસોર" ને ઓધે નીમ્યો. એ ઓધો ઘણો મરતબાવાલો ગણાતો. તે ધરાવનાર ધણી જાણે બીજા ડીકટેટર જેવો ગણાતો. દેશનાં સંસાર મંડલ ઉપર એ ઓધાને નામનો હક પડતો. ચાહે તે અમીરઝાદાઓને રાજસભામાંથી હાંકી કાઢવાનો અખત્યાર "સેનસોર" ને હતો, "નાઈટ" ના ખીતાબવાલો ભલો ધનેતર શક્ષ હોય તો તેને તેના સરદારીના ખીતાબમાંથી રદ કરી તેને સાધારણ રૈયત જેવો બનાવવાનો હક્ક "સેનસોર" ને હતો, અને તે ચાહે તે અને તેટલા રૈયતના આદમીઓનો મત આપવાનો હક્ક છીનવી લેતો. બીજી ઘણીક સત્તાઓની ટાપ વચ્ચે "સેનસોર" ને એક સત્તા એવી હતી કે રૈયતમાંના કુમારા આદમીઓની વેરે લડાઇમાં માર્યા ગયલા લશકરીઓની વીધવાનું વેવીશાલ તે પોતાના આપખુદ હુકમથી ફરમાવી શકતો, કે જેથી વીધવાઓનાં કુકર્મ અને ગર્ભપાત જેવાં પાપ પ્રગટવાને કશોપણ સંજોગ પેદા પડતો નહીં. ડીકટેટર જેમ પોતાની લશકરી હાકમીનો હીસાબ દેવાને બંધાયલો નહીં, તેમ "સેનસોર" પોતાની સંસારી હાકમીના હીસાબના જોખમમાંથી મુકત હતો. પોતાના હુકમનો અનાદર કરનારાઓને ભારે સાસન ફરમાવવાનો અધીકાર એ બંને મતબાલા અમલદારોને મલેલો હતો. "સેનસોર" નો અર્થ જો આપણે "શીક્ષાધ્યક્ષ

શક્ષ" કરીશું તો ચાલશે, તેમજ જો "ડીકતેટર" બોલનો અર્થ "હુકમનો આપખુદ" કરીશું તો ચાલશે.

એ અરસાના ગાળામાં વીઆઈ શેહરના વીએંટીસ લોકનો ડરોકો રોમન રાજને ભારે હતો. વીએંટીસ પ્રજા માતબર હતી, અને તેટલા માટે મગરૂરીમાં મુસ્તાક હતી. લડાયક ખવાસમાં ટસ્કની દેશની સરહદ પર વસનારા એ વીએંટીસો રોમન લોકથી ખાટ્યા જાય એવો નોતા તો. "બડા કોણ, તેં કે મેં," તે નક્કી કરવા સારૂં એ બેની વચે સાત સાત વરશ સુધી ખીલો ઉપાડ અને મીજાજખીટ ઝઘડો ચાલ્યો, પણ ના એઓનાં મનનું સમાધાન થયું કે ના તેઓનાં. વીએંટીસોને ઘેરો ઘાલનાર સીપેહશાલારોમાં પાણી નથી એમ આખરે રોમમાં છડેચોક બોલાવા લાગયું. પ્રજામાં પુકાર પડયો. જુના સીપેહશાલારોની ઉપરવારી નવા સીપેહશાલારો રવાના કરવામાં આ પુકારનું સેવટ આવ્યું. બદલીમાં ગયલાઓમાં કેમીલીયસને પણ એક સીપેહશાલારી સોંપવામાં આવી હતી. વીએંટીસ લોકની મદદમાં આવેલી બીજી પ્રજાઓનું લશકર રોમન લશકર પર છાપા મારી તેને હર બાહને સતાવવું તથા બીજી કેટલીક રીતનો ડરોડો પાડી જતું અને બજાજી કરતું, તેમને કેમીલીયસે એક જંગમાં એવી તો સીકસ્ત આપી કે ફરીને તેઓ માથું ઉચકવા પામ્યા નહીં.

લડાઇનું જોશ ગરમી પર મચ્યું હતું, તે ટાંકણે ઉનાલાની મોસમ ઉતરતી જતી હતી. ઉનાલામાં નદીઓનાં પાણીનાં ઝરણ તો પાતલાં અને સંકડાતાં હોય છેજ. પણ આ વેલાએ તો તેઓ આગલા વખતના રાબેતા કરતાંએ વધુ સંકડાયાં અને પતલાયાં. તેના ખંગ દાખલ એક ચમતકારીક કઉતુક એવું બનયું કે આસેપાસે પહાડી ટેકડીઓથી ઘેરાયલો અલબન સરોવર, જેનાં ઝરણાંનાં મુલ તેની તલેટીમાંજ છે, તે એકદમ પાણીના ભરાવથી ટેકડીઓની ટોચ સુધી ઠલઠલ ચીકાર ઉભરાયો. પણ પાણીના એ રાક્ષસી જઠામાં ના મોજા મારતા જણાતા, કે ના કસી પાંતીએ ખલબલાટ થતો જણાતો. સઘલું સ્થીર અને શાંત હતું. એટલાએતમાં આસેપાસેના પુસ્તાઓમાંનો એક ધસ્યો કે પાણી ધોધવાને ધસારે ધસતું અને વોરને ઘોકારે ફુંફાવું ખેતર પાદરો પરથી દોડતુંજ કે પત્રે આવેલા સમુદર ભણી વજ્યું. કહે છે કે વીએંટીસોમાં એક એવી પુરાની આઘાણી હતી કે એવો કોઇક ઓચંબીત તલેસમાત બનશે ત્યાં સુધી તેઓ અજીત પ્રજા રેહેશે.

રોમની રાજસભાને આ બીનાની વાકેફી થતાં તેઓએ ફરમાન ફરમાવ્યું કે અનેક યુકતીથી નવા બંદ કે પુખ્ત પાકા પુશ્તા બાંધી અલબન સરોવરની રેડણી ઠલવાઈ જતી તહકુબ કરવી. અગર તેમ ન બને તો ઘટતી રીતે નેહર તથા ખાડી ખોદીને તેમની મારફતે એ પાણી અથવા જમીન પર પાંઠરવું અથવા જમીનમાં પચાવવું, કે જેથી રસાલ ફલદ્રુપતાનો રસકસ વધે. વીઆઈ શેહરને ઘેરો ઘાલવાને અત્રે દશ વરશ થયાં પણ કોઈ બાજુનો જય થયો નહીં. એટલે રોમન સલતનતની રૈયતે ચઉટાના ચોકમાં એકઠા થઈ, મહોડેથી એકરા કરી, એકે આવાજે કેમીલીયસને "ડીકતેટર"

એટલે "હુકમનો આપખુદ" નેમ્યો. એ નીમણુક આણીમેર થઈ કે પેલીમેર રણસંગ્રામમાં કેમીલીયસે ધમચકરડી મચાવવા માંડી. શત્રુના કીલ્લા કોટ નીચે તેણે ઉંડી સરંગો ચલાવી અને તેમની મદદગાર પ્રજાઓસે જુદ્ધ લડી સંપુર્ણ પરાજ્ય આપ્યો. કેમીલીયસે ખોદાવેલી સુરંગનું નાકું વીઆઇ શેહરમાં આવેલાં એક દેવલની વચમાં ફુટ્યું. એ વેલા તે શેહરનો સરદાર આકાશના દેવતાઓની નઇયેતે જાનવરોના ભોગ આપતો હતો. દેવોને "અરપાયલા" એટલે અર્પણ થયલા એવો ભોગોની ભીતરમાંના ભક્ષ કરવા લાયક ભાગોની પરીક્ષા કરીને ધરમના ઉપાધ્યાઓએ ઉપદેશ કહી સંભલાવવાનો જે નીયમ, તેને અનુસરીને આ વેલાએ ધરમધારીઓએ એવું પરીણામ જાહેર કર્યું કે "આ ભોગની કીરયા જેઓ તમામ કરશે તેમનો દેવતાઓ જયકરશે." લાદીની ફરસબંદી હેઠલ છુપાયલા રોમનોએ વકતારમાંથી એ સાંભળ્યું કે તેઓએ લાદી ખસેડતેજ કે મારચા પોકાર સમેત શત્રુના સરદાર અને રસાલાનાં લોક ઉપર જવાંમરદીથી હુમલો કીધો. આ અચમ્બા પ્રવેશથી તેઓ સર્વે ગભરાઈને નાસી ગયા, એટલે રોમનોએ પેલો ભોગ પોતાના સરદાર કેમીલીયસ ઉપર મોકલી આપ્યો કે જેથી ધરમગુરૂઓની આધાણી પ્રમાણે તેને ફતેહ મલે.

ભોંયરાં વાટે આવેલાં રોમન લશ્કરે એ મીસાલે ઘણી સેહલાઇથી શેહર કબજે કર્યું. તેના સમાચાર સાંભલી કેમીલીયસની આંખમાં પાણી ભરાઈ આવ્યાં, અને તેણે બે હાથ જોડી દેવતાઓની બંદગી કરી કે "અગર આવી અચમ્બા ફતેહના લતીજા દાખલ રોમન રાજનું કશું નુક્ષાન થવાનું હોય તો હે દેવતાઓ! તે આફત મારા મુલકપર તમે રખે વરસાવતા, પણ હું તમારાં ગુલામનાં એકલાં સર પર વરસાવજો—છતે મારા જેવા નાકેસ ખાકી ઉપરબી કશો જબરો કેહર મ વરશાવશો, એવી મારી પ્રાર્થના છે."

જે દેવલમાં ઉપલી સુરંગ ફુટી હતી, તેમાં ઈષ્ટ દેવ જુપીટરની દેવણી જુનોનાં પુતલાંરૂપ એક ગંજાવર મુરતી હતી. દેવદેવીઓનાં પુતલાં દુશમનના મુલકમાંથી જેટલીબી સંખ્યામાં મલી આવે તો તે બધી સંખ્યા ઉપાડી આણીને રોમમાં તેમનાં ઠાણકે ઠાપી ધામ બનાવવાં, એવું "પન" કેમીલીયસે જંગ પર જતી વેલાએ લીધેલું. તેની આસા પાલવા ખાતરથી તેણે આ વેલા જુનો દેવીના પુતલાંને વીનવ્યું કે તમે અમારાં ભેગાં ચાલો. કહેછે કે મુર્તીમાંથી ધીમે સાદે ઉત્તર મલ્યો કે અમે તમ ભેગાં જવાને રાજી છીયે! વળી એમ પણ કહેછે કે એવો જવાબ ન મલ્યો, પણ જ્યારે કેમીલીયસે બંદગી કરવા બાદ પુતલાંની દામન સાહી, ત્યારે તેની ડોકમાંથી હા કહેવા જેવો લેંકો થયો એટલે આસપાસનાઓ બોલી ઉઠયાં કે દેવી રાજી છે—દેવી રાજી છે!

•રોમન લોક જાતે ધરમીષ્ટ, એટલે પોતાની દરેક ફતેહ કે ચઢીયાતાપણું તેઓ બનતાં લગી દેવ દેવીઓના પરતાપને નામે ગણતાં. કબી કબી તેઓ એમબી માનતાં કે અમુક મુર્તીઓમાંથી પરસેવ ટીપાયો, ફલાણી ચીણીમાંથી હાય અફસોસના કલપાંતી સાદ સમજાયા, ઓલીપેલી પોતાના ભકત પુંજારીઉપર રોષેલી હોવાથી તેણીએ તેને જોતાં વેત પાંપન વીચ્યાં! પારસી શેનશાહતના માહતમા પાદશાહ "કય કયસર"

અથવા કેખશરૂએ જેહાં પેહલવાન રૂસ્તમ ઝાલના તકાવર રખશ ઘોડા સાથે પોતાની દરઘાના દરબારીઓ રૂબરૂ એવીજ રીતે ગોફતેગો કરેલી ફારસી નામાંઓમાં નોંધાયલી પડી છે. દેવીને લગતા ઉપલા બનાવ વીશે પોતાનું મત આપતાં એક પ્રાચીન યુરોપ્યન પંડીત, જેને આધારે અમે આ ચરીત્રો રચ્યે છીયે, તે લખી જાય છે કે, તે જેમ આંખ વીંચીને માનવો નહીં, તેમ તદન તુછકારવોબી નહીં. માણસ ગમે એવો છતાં અક્કલની હદમાં રહી શકતો નથી, કે પોતાના મન પરનો આંકોશ કાબુમાં સમાવી શકતો નથી. કોઈવેલા તે ફોકટ્ વેહેમમાંજ ગુંચવાઈ જાય છે, અને નહીં તો લાગલો નાસ્તીકપણે ધર્મની તદન બેદરકારી કરે છે. એટલા કીજે અય ભાઈ, તુને લાજમ તો એ છે કે સાવધ રેહવું, અને ના આ હદ પર કે ના તે હદ પર જવું.

૦ બલીસ્ટ્રાઈમાં રોમથીજ ઉતરતાં ગણાતાં શેહરને જીતલું, તેથી કેમીલીયસ લગરીક માયોસમાયો નહીં ગયો અને ફુલી ગયો. તેને રાજસભા તથા રૈયતે મલી જે "ત્રાયમ્ફ" એટલે "પીરોજગરી" આપી, તેનું સરઘસ તેણે મોહટા દમામ દબદબાથી કહાડ્યું, તથા ચાર સફેદ ઘોડા જોડેલી ગાડી કે જે ફકત દેવતાઓનાંજ વહાણ તરીકે વપરાય તેમાં તે પોતે બેઠો. આવું અમર્યાદ અપલક્ષણ તેની આગળ કે પાછળ થઈ ગયલા કોઈ પણ સેનાપતીએ ચલાવ્યું નથી. કેમીલીયસની આ અવીચારી નાલાયકી દેખીને રૈયતનાં લોક તેના ઉપર બહુ બહુ બલવા લાગાં. તેઓએ તેના ઉપર એક નીમીત્ત એવું મુકયું કે લડાઈ જીત્યા બાદ જે લુટ મલે તેનો દશમો ભાગ તેણે સુર્ય દેવને ચહાવવાને બાધા લીધેલી, તે મુજબ તેણે કર્યું નથી તેથી દેવતાઓ રૂઠયા છે, અને તેમનો કોપ એ માનતા પુરી કરવા વગર સમવાનો નથી. લડાઈમાં ગયલાં આખાં લશ્કર ઉપર રાજસભાએ એને લીધે હુકમ કહાડયો કે તેઓએ તેમને મળેલી લુટનો દશમો હીસ્સો કસમ પર પગાર કરી જવો. આથી લશ્કરીઓમાં પુશકલ કચવાટ થયો, ત્યારે કેમીલીયસે બહાનું કહાડ્યું કે તે લડાઈની ધાંધલમાં પોતે લીધેલું એ 'પન' તદન ભુલી ગયો. એટલે તો લોકમાં તે વધુ અલખામણો થયો કે ધર્મની વાત ગમે એવી લખતેબી ભુલવાની હોયજ શી? પરીશ્રમે અને મહા જંજાલે આખરે લુટના દશમા હીસ્સાની તો જમાબંદી કરી, પણ તેટલી કીમતનું એક મોહટું સોનાનું ચલાણું બનાવી સુર્ય દેવનાં ડેલફી ખાતે આવેલાં દેવલમાં મોકલવાનું, તો તેટલું બધું ખાલેસ કુનદન લાવે કયાંથી? હયાં રોમન બાનુઓ બહાર આવી. જેમ હમણાં થોડાં વરસની વાત પર થયલી ફ્રેંકો–જરમન લડાઇ વખતે ફ્રાંસ પર પડેલો બે અબજનો દંડ પગાર કરવા સારૂં ફ્રેંચ મડમોએ દેશાભીમાનની ઈઘાણીમાં પોતાના હીરા માણેક મોતી ઝવેરનાં ઘરેણાંઓ તથા સોના રૂપાનાં દાગીનાઓ અને નંગો ઉપાડી આપ્યાં હતાં, તેમ તે વેલાએ રોમન બાઈઓએ પોતાનાં સોનાનાં ઘરેણાંઓ ધરમનાં નામ ઉપર કુરબાન કીધાં હતાં. ખરૂં બોલતાં તો તેમનો પ્રાચીન કાલનો દાખલો હાલની તેમની બેહન-પણીઓએ નકલ કીધો હતો. રોમન બાઈઓનાં આ સદકાથી પ્રસન્ન થઈને રાજ-સભાએ તેઓ કાજે એવી આગ્યા દીધી કે તેઓ જ્યારે જયારેબી જાહેર તમાશાઓમાં

કે જાહેર ધર્મક્રીયાઓમાં સામેલ થવાની હોય, ત્યારે ત્યારે તેઓ ખુલ્લી ગાડીઓમાં બેશી બેલાસક સીધારે. અલબતાં તેમની જણસોની કીમત આ વેલાએ તો તેમને પેલા દસમા હીસ્સામાંથી મુક્તી આપવામાં આવી. પણ જ્યારે તે વેલાના ગાલ લોકો જેઓ હાલ ફ્રેંચ તરીકે ઓળખાય છે તેઓએ રોમ ઝીતીને તેના પર મોહટી રકમની ખંડણી નાખી, ત્યારે રાજ ટીજોરીમાંથી બધો દંડ પગાર થાય તેવું જાણવાજેવું ન હોવાથી, તે વેળાએ રોમન બાઈઓએ જે સેવા દીલોજાનીથી બજાવી તે ખચીતજ નીશપક્ષ અને સ્તુતીપાત્ર તથા ઉપકારયોગ્ય હતી. કસીબી બદલાની આશા રાખવા વના તે વખતે તેઓએ પોતાનાં હઈયાંના હાર જેવાં આભુશણો મોકલ જીવે ઉતારી આપ્યાં હતાં, સેહજબી બડબડાટ વગર. ફ્રેંચ લુડીઓના દાખલાને, સુર્ય દેવનાં પ્યાલાંવાલા દાખલાની જગે આ પાછલો દાખલો વધારે બંધબેસ્તો આવે છે. રોમન લડીઓએ જ્યારે પોતાની સ્વદેશભુમી તરફ એ પાછલી ઢપનો પ્રેમ બતાવ્યો, ત્યારે તેમને એવો નવો હક્ક આપ્યો કે રોમન મરદ લોકની પાયદસ્તે તેમની સ્તુતીનાં ભાશાણો થવાનો રવૈયો હતો તે રવૈયાનો લાભ રોમન બઇરી લોકનેબી આપવો ઘટેછે.

હવે કેમીલીયસ, ફ્લેરચન લોકના સામે જંગ પર ચઢયો. જેમ પાછળથી યુરોપખંડને ધ્રુજાવનાર નેપોલ્યન બોનાપાર્ટને જણાયું હતું કે એક લડાયક રૈયતને આલસુ રાખતાં તેઓ માંહોમાંહે તરેહવાર ટંટા ફેસાદ ને બલવા ઉભરાવે છે તેમ કેમીલીયસને પણ તેવુંજ ભાસ્યું. એટલે તેણે બનતાં લગી રૈયતને લશકરી લડાઈઓમાં રોકેલી રાખી મુકી કે જેથી તેમના બડબડાટનો જોશ બીજે કહીંએ નહીં ઉતરતાં દુશમનનાં આસામીઓ ઉપરજ ઉત્રે. આગલા જમાનાઓમાં એક ઘણો સરસ નીયમ હતો, કે જે નીયમની નકલ બીજા ઘણાક આગલા જમાનાના નીયમોની માફક પાછલા જમાનાઓમાં થઈ છે. જંગમાંથી ફારગતી પામવા બાદ બન્ને તરફના લશકરના સીપાઇઓ અરસપરસની ભાઈબંધી તથા ભાઈચારામાં ભેલાઈ જતા હતા. લડાઈમાં તેઓ એવા તો લડતા હતા કે તેમના બાપ દાદાઓને કલેશ કંકાસનું કોણ જાણે કેટલાએક જમાનાઓનું હાડવેર હોય; લડાઈ વીતા બાદ તેઓ એવા તો મલી જતા હતા કે જાણે બંનેના બાપ કાકા સગી માના જણ્યા ભાઈ ભાઈ હોય! કેમીલીયસે કરેલી વીએંટીસ અને ફ્લેરચન લોકોની લડાઈ વખતે રોમનો સાથે અરસપરસં એવીજ ચાલ ચલાવાઇ હતી; આય ઓગણીસમી સદીની શરૂઆતમાં વેલીંગટન અને બોનાપાર્ટ વચે જંગ જાગ્યું, ત્યારે પણ સ્પેનીશ દ્વીપકલ્પમાં તેને મલતીજ નકલ થઈ હતી; અને આજે પણ ઈંગલીશ કોરટના સામી પક્ષના ધારાની હીમાયતીઓ પોતપોતાના કુલો તરફની પોતાની ફરજે બનતા જોશભર અદા કરીને પાછલથી એમજ મલી જાયછે.

ફ્લેરચન લોકોની લડાઈમાં એક વીશવાસઘાતી પંતુડયાએ પોતાનાં મુલકનો ઘાણ બગાડવાને એક અજીબ ઝબુન કાવત્રું રચ્યું. તે એક મેહતાજી અથવા આખુનજી હતો. તેને યાં ફ્લેરચાઈ શહેરનાં લગભગ સઘલાં મોટાં મનીખનાં તથા

બીજા ઘણા શહેરીઓનાં છોકરાં ભણવાને આવતાં. કેલવણીનું કામ પુરૂં કરવા બાદ, મેહતાજી છોકરાંઓને શહેરના કોટની ભાગલ બહાર રોજ ફરવા લઈ આવતા. આજે ભાગલથી જરા છેટે, તો કાલે તે કરતાં વધતે છેટે, એમ રોજ રોજ અંતર વધારતા જઈને, તેવણે આખરે એક દી કોટ બહાર પડેલી રોમન છાવણીમાં સઘલાં છોકરી છોકરાઓ લઇ જઈ કેમીલીયસ આગલ રજુ કીધાં કે, લો મેં તમારી મોટી સેવા બજાવી છે, સબબ હવે આપોઆપ ફેલેરયન લોક તમને તાબે થશે. આ દગલબાજી જોઈને પેલા પંતુડયા પર કેમીલીયસને બહુજ ગુસો છુટયો. તેણે વીચાર કર્યો કે, એક તો લડાઈનું કામજ જાતે જંગલી હેવાન્યતનું ભરેલું, તેમાં આવી દગલબાજી મેલાય એટલે તો પછી બેદાદીનો કશો પારજ રહે નહીં; વલી એક સરદારે તો તેની જાતી કુનેહ ઉપર કુદવું જોયે, અને નહીં કે બીજાઓની દગલબાજી પર. એટલો અંદેશો કરી તેણે પોતાની તેહનાતના લાકડયાઓને ફરમાવ્યું કે તે પંતુડયાનો પોશાક ફાડી ચાક કરે, અને તેના બંને હાથ તેની પીઠ પાછલ બાંધે, તથા પેલાં બધાં બાલકરાંઓના હાથમાં નેતરો ને લીલી લાકડીઓ ને ચાબકાઓ ને એવો એવોજ બીજો બરડો હલકો કરવાનો સામન આપે, તથા એવી હાલતમાં તેને ફટકાવ બે ફટકાવ ને મારંમાર કરતા કોટનો દરવાજા આગલ છોકરાંઓના આખા સંગ સાથે સલામત સોંપી આવે. પેલીમેર ફેલેરયન માબાપો તો પોતાનાં પંતુડયાના આ મક્કર ફરેબ જાણતાં વેત બાવરાં બેબાખરાં અને ઘેલાં ગાડાં બની ગયાં હતાં, તથા કોટની સફીલ પર ઉભાં થઈ, હાથસે હાથ લાંબા કરી, હાથસે હાથ જોડી, મોટે મોટે વાયવીલાપ તથા રૂદન કરતાં મીનતજારીથી, કેમીલીયસને તેમનાં વાહલાંઓ ઉપર દયા લાવવાનો શોર કરતાં હતાં. તેઓએ એવો મામલો દીઠો કે પંતુડયો તો પોતાનાં ફંદાની ફાંસમાંજ ફસ્યો છે, ત્યારે તેઓ ખુશાલીના ચમનમાં ગુલલાલાની ફુલની મીસાલ નેહાયત ખીલ્યાં, અને કેમીલીયસને પોતાનો બાપ, આત્મા મુકત કરનારો પેગંબર, બલકે પોતાનો પરવરદેગાર (!) ગણી પુંજવા લાગાં. કેમીલીયસનાં આ મોહટાં મનથી મલકાઈ જઇને તેઓએ તરત રાજ મંડલમાં ઠરાવ કરી તેને પોતાનું શેહર અને શેહરીઓ રાજીખુશીથી તાબામાં આપ્યાં. આથી રોમન રાજસભાએ ખુશ થઇને તે લોકોસે મીત્રાચારીનું નાતું બાંધ્યું, અને લડાઈના ખરચ માટે એક નામનો જેવો દંડ કરીને શેતાન ડાવો કીધો. "નેકી કર તો નેકી પામ" ની કેહેવત હ્યાં સીધ થાય છે.

કઈઓમરસ પછી ત્રીજો થઈ ગયલો આદમ બાદશાહ હોશંગ પોતાની "જાવેદાને ખેરદ" યાને "હમેશગીની દાનાઈ" નામની કેતાબમાં કહી ગયો છે કે "મહાન પુરૂશ હોય તેનીજ ભારે અદેખાઈ થાય." તેમ કેમીલીયસ વીશેથી બન્યું. તેની મોટાઈ રોમન પ્રજાની આંખમાં સાળી. તેઓએ તેના ઉપર આરોપ ઉઠાવ્યો કે લડાઈની લુટમાંથી તેણે અમુક પીત્તલના દરવાજાઓ પોતા પાસે ઠગબાજીથી રાખ્યા હતા. દેખીતું હતું કે આ તહોમતને ઓઠે તેની હોરમત જશે. તેના મીત્રો તો દઈ દઇને

એટલોજ સધીઆરો દઈ શકયા કે અગર તને દંડ થશે તો તે અમે અમારી ગીરોથી ભરીશું, બાકી બીજું તો અમારાથી કશું બની શકવાનું નથી. આથી નાસીપાસ થઇને તેણે ગુપચુપ સ્વભુમી તજી જવાને ઠરાવ્યું. પણ તેમ કરતી વેલાએ તેણે આકાશ સામું હાથ ઊંચા કરી પોતાનાં નીમકહરામ રાજને શ્રાપનો બાણ આપ્યો કે "જેવું કીધું છે તેવું જોજે ને પામજે, ને કેમીલીયસને નકામો સતાવવાના ફેજનાં ફલ આંખમાં આંસુ સાથે જલદીથીજ ચાખજે." રોમન લોકોએ તેની ગેરહાજરીમાં તેને તકસીરવાર ઠરાવ્યોએ ખરો, અને તેના ઊપર દંડ નાખ્યોએ ખરો, પણ જેમ કેટલીક યુરોપયન સરકારો આજે તેમના અમલદારોના પગારો તાણી તોડીને મોહટા ભારે દેખાડવા ખાતર હીકમત કરે છે તેમ, તેઓએ તે દંડ નહાની રકમના સીક્કામાં મોહટી સંખ્યાએ મુકયો; કેમકે પોતાની કોમના એક મહાન વીરલાને નકામો સતાવતાં તેમણું હૈયું દંખતું હતું. એ દંડ પંદર હજાર "અસ" નામના સીક્કાનો હતો. એક "અસ" તે ઇંગરેજી સીક્કાની એક "ફારધીંગ" અથવા દેશી સીક્કાનો "દુકાની" એટલે બે પઈને મલતો આવે છે. દંડની રકમ દશ હજાર દોકડાં, અથવા એકસો સવાછપણ રૂપીયા થાયછે.

હવે આણીમેર "ગાલ" લોકનો એક મોહટો ટોલો હતો. એ ટોલો ભારે વસ્તીવાલો હતો. પણ તેમનો દેશ વેરાન ધરતીનો તથા સાંકડો હતો. તેમના ભાયડા, બાયડાં તથા છોડાંઓ આંગે કદાવર, તંદરોસ્ત અને લઠ રહેતાં. તાપ અને ઠાર, સરદી અને ગરમી, લીલી અને સુકી, દુખ અને સુખ, તેમની ખીલતી ઉછરણી, અને બેતંબા સ્વભાવને લીધે, તેમને મન એકસાન હતાં. તેઓનું એક મોહટું દલ વાદલ જુઠ પોતાની જન્મભુમીમાંથી રખડતું રઝલતું આલ્પસ પર્વત ઊપર પડાવ નાખી પડયું હતું. ત્યાં તેમના ચાખવામાં, રોમ ભુમીની પાકી લચકાલોર માંડવાની દ્રાક્ષના ઝુમખાઓ-માંથી ગાળી કાઢેલો, ઉંચા પ્રકારનો દીલખુશ "વઈન" દારૂ આવ્યો. આથી તેમનાં શરીરે ખુશીની લેહર છટકી, તથા હરખની વીજલી વ્યાપી. તેઓએ જે દેશમાં આ અમરત બનતું હતું તે દેશનો પ્રવાસ કરવાનો નીશ્ચય કર્યો. તેઓએ સહકુટુંબ કુચ કરવા માંડી. રોમની આસપાસનો લતો, જે પાકી ફલ ફરૂટોના બાગાયતી ભારથી ઝુમી ગયલો હતો, તેનો ભરાવ ને ઠકારો જોઇને તેઓ બહુજ આશ્ચર્ય પામ્યાં. તેઓએ જુધ્ધ કરી ફતેહ કરવા માંડી, તથા રોમ સરખા "જગતની મા" જેવા ગણાતા મુલક ઉપર કાલો કેહર વરતાવવામાં કશી બાકાત રાખી નહી.

કહે છે કે રોમન અને ગાલ લોકો વચેનું આ મોટું જુધ્ધ એક સ્ત્રીની બાબત ઉપર-થી જન્મ પામ્યું હતું. કોઈક તવંગર વેપારી એક માબાપ વનાનાં પણ માતબર વારસો ધરાવનારાં બાલકનો રખેવાલ હતો. તે બાલક પાછલથી મોટો થયો. તેના સાથે વેપારીની બઈરીએ કુકર્મનો વ્યવહાર રાખ્યો. એ માટે વેપારી સરકારમાં ફર્યાદ થયો. પણ છોડાને વારસામાં સારી દોલત મલેલી હોવાથી વેપારીની કસી દાદ લાગી નહીં. આથી નાચારીનો મારેલો તે "ગાલ" લોકને જઈ મલ્યો, અને તેમની મારફતે તેણે પોતાની બેઇજતી તથા નામોશીનું વેર લાગતાં વલગતાં તકસીરવારો પર નહીં, પણ આખાં દેશ ઉપર લીધું.

આને મલતીજ એક યુરોપ્યન કહેવત છે કે "કંકાસ હોય, પણ માનજો તેની તલીએ એક સ્ત્રી હોવી જોયે." પોતાનું ઘર ખરાબ થવાથી જેમ વેપારીએ નવાં ફીતુર ને ફીત્નાનું બી રોપ્યું, તેવીજ રીતે ઇંગલંડની તવારીખમાં "રાજાઓ બનાવનાર" અરલ આવ વારવીકે પોતાની છોકરી ખાતરથી રાજા ચોથા એડવર્ડ ઉપર બંડ ઉઠાવી આખી પ્રજાને હેરાન ને સરગરદાન મેલવવાનો દાખલો મોજુદ છે. ઈત્યાદી.

બ્રેનુસ જે ગાલ લોકનો રાજા થતો હતો તેણે કલુઝ્યન શહેરને ઘેરો ઘાલ્યાની વાત રોમન પ્રજાને ખબર પડતાં, તેઓએ ત્રણ એલચીઓ રવાના કર્યા કે તેમને એ કામથી હાથ ઉઠાવવા સારૂં સમજાવીને પાછા વાલે. બ્રેનુસે એ એલચીઓને સભ્ય પણ રોકડ ઉત્તર આપ્યો. "કલુઝ્યન લોકોએ અમને જે મોટું નુક્શાન કીધુંછ તે એ છે કે તેઓ સંખ્યામાં થોડા છતાં મોહટા વીસ્તારની ફલદ્રુપ જમીન કબજે કરી બેઠા છે; અને અમે લોક પરદેશી, સંખ્યાબંધ, તથા ગરીબ છતે અમને તે જમીનનો હીસ્સો આપતાં ના પાડે છે. અમે જે ઢપની ચાલ કલુઝ્યન લોકસે આજે ચલાવ્યે છે, તેવીજ આબાદ ચાલ તમો રોમનોએ બીજી ઘણીક પ્રજાઓસેં આગલ ચલાવી હતી. છીદું સોધી તમે લોકે અલબન, ફીડીનેટ, આરડીયેટ, વીઑટીઝ, કેપીનીયન, ફેલીસ્યન, ને વાલસ્યન પ્રજાઓને જેરદસ્ત કીધી, કાંયકે તેઓએ તમોને પોતાની માલેકીની મીરાસમાં ફાલો આપવાની ના કહી. એથી લાગલા તમે તેમને જીતી લઈ ગુલામગીરીમાં નાખ્યા, તેમનો દેશ ઉજડ કીધો, તેમનાં શહેરો ભાંજીફોડી નાંખ્યાં. પણ એ તમારી વરતણુક કશા પ્રકારે બેઆબરૂભરેલી કે ગેરઈનસાફીછે એમ હું કહેતો નથી. કેમકે કુદરતના તે નીયમ પ્રમાણે તમે કામ કરો છો કે જે મુજબ નબલાએ જબરાને તાબે થવું જોયે; અને એજ નીયમ તે કીરતારની પેદાયશમાં સર્વ ઠેકાણે જલવાતો આવ્યો છે. એટલા કીજે જો આપણ બંનોની કરણી એકસરખીજ છે તો પછી તમે કલુઝીયન લોકની દયા ખાવાનું છોડી દીયો, નઈ તો કે તમારી જીતેલી પ્રજાની દયા ખાવાને અમે શીખીશું."

આથી એલચીઓ ઘેરો ઘાલેલાં શહેરમાં ભરાયા, અને તેના રહેવાશીઓને મમતથી લડવા કાજે ઝનુની ઉશકેરણી કરતા રહ્યા. એક વેલા લડાઈ થતામાં એ ત્રણમાંના એક તામસી એલચીએ પોતાનો પવીત્ર ઓધો ભુલી જઈને એક ભારે દેખાવના જબરદસ્ત ગાલને જંગ કરી જીવથી મારયો. આથી બ્રેનુસને મગજ વરાળ ચઢી. તેણે તરત ત્યાંની લડાઈ તહકુબ કીધી અને છાવણી ઉઠાવતેનેજ એક બલાના વાદલ મીસાલ આફતનો ગગડાટ કરતો ને ત્રાસની વીજલી ચમકાવતો તે રોમ શેહેરે આવ્યો. રોમનોએ આ વેલાએ સમા પ્રમાણે પવન પર પીઠ ફેરવવાની જગે બીજું કામું કાપ્યું. તેઓએ બ્રેનુસને ભાઈ બાપાથી સમજાવી લેવાની જગે, અને પોતીકો સુલેહનો અધીકાર ભુલી લડાઈનું અંવેર જગાવવા ખાતર સેલા એલચીઓને સજા કરવાની જગે, તેઓએ તેમનેજ લશકરી ઓધાઓ પર સરદાર નેમી, ચાલીસ હજાર સીપાહીઓની ભારે સંખ્યા સીકે ગાલ લશકર સામા સફ સમારી. પણ કઠણ દંડના,

તથા લઠ સ્નાયુના, અને ઘણાં જોરવાલા, તથા સખત મરદાનગીવાલા, ગાલ લશકર-ની સીત્તેર હજારની સંખ્યાના દરચાવના મોજાની વીર સમાના પસારા આગલ રોમન સફ ટકી શકી નહીં. તે ત્રુટી ભંગાણ પડયું, અને જેટલાં પ્રમાણમાં તેમની સંપૂર્ણ હાર તેટલાંજ પ્રમાણમાં ગાલ લોકની સંપુર્ણ ફતેહ થઈ. ઈસવી સનની પુર્વે ૩૮૬ વરશની વાત ઉપર તા૦ ૧૬ મી જુલાઈના નેહસ્ત તથા બરગસ્તે બખ્તના દીવસે રોમનોની એ મોંકાણ અલીઆ નદીના કીનારા ઉપર થઈ. એ દહાડો તે પછીથી એ લોક વેહમને મારે ઘણો શુમ્યતભરેલો તથા કમબખ્તી ભરેલો ગણતા, અને તેને "અલી-આવાલો દહાડો" એમ ટુંકમાંજ ઓલખતા.

રોમન રૈયત ઘભરાઈ. શું કરવું તે તેમને સુઝ પડે નહીં. તેઓએ જોયું કે આખાં શહેરના કોટની સફીલ પર ફરી વલે એટલું બધું ચોકીબાન લશકર તેમના પાસે ફાલતુ છે નહીં. એટલે તેઓએ શહેર શહેરને ઠેકાણે છોડી દીધું, અને શહેરની અંદર "કેપીટોલ" નામનું જુપીટરનું મુખ્ય દેવાલ્ય, જે હર પ્રસંગે "ટાઉન હાલ" તરીકેબી વપરાતું હતું, ત્યાં જઈ કીલેબંદી કીધી. પહેલાં તો બધી વાત તેઓએ પડતી નાખીને "પવીત્ર આતશ"ને બચાવી લેવા તથા બીજી તીજી ચીજોને કેપીટોલમાં કબજે કરવાની પેરવી કીધી. "પવીત્ર આતશ"ને ગરમીનું રૂપ સમજવામાં આવે છે. તેને માટે અસલના ઈરાની, રોમન, હીંદુ, તથા ચીનાઈ લોકોમાં એવો વીચાર હતો કે તે જો હોય નહીં તો સઘળી પદાર્થો નીરજીવ પડી રહે; કેમકે તેની જાગતી જીવતી જોતનું તેજ ભળે નહીં ત્યાં સુધી બધું રદ છે. આયજ ફીલસુફી ઉપર અમલ કરીને ફારસ ઇરાનીઓ આતશબહેરામની મહોટી તકેદારી કરે છે; તેને લીધેજ ચીના-ઓના કબીલાઓમાં બે હજાર વરશના પુરાતમ આતશો ઉપર જાલવણી ને જાન-ફેશાની થાય છે; તે ખાતરથીજ હોમ યજ્ઞ કુંડની પવીત્ર કીરચાઓમાં હીંદુઓ ભોગનો ભક્ષ અગ્ની (યજ્ઞી) દેવને ધરાવે છે; એ સાઇથીજ બેકન અને ફ્રેંકલીન તથા ફેરેડે અને ટીનડલ જેવા યુરોપ્યન ફીલસુફોએ ગરમીને ગતી તથા ચૈતન્યનાં અગતનાં સાધન દાખલ સ્વીકારી છે. આતશના બચાવને માટે તો પારસીઓ તેર સદી થયાં ઈરાન છોડી આવ્યાં; તેની જાલવણી કીજેથી તો તેઓએ હીંદુસ્તાનમાં આવ્યા પછીબી તહરેવાર હાદેસાઓ ખમ્યા; અને નવસારીમાં ભીલડા કે પીંડારાઓના ડરોડા ઈત્યાદી વખતે એ પારસીઓએ એકબારગી પોતાની માલમતા ખરાબેખાસ્તે થવા દીધી, પણ પો-તાના જીગરને પ્યારા પવીત્ર આતશના બચાવમાં તેઓ બહાદુરમાં બહાદુર રીતની બહાદુરીથી લડયા. ફાવ્યું યાં લડ્યાએ સઈ, ને નઈ ત્યાં નમ્યાએ સઈ.

વીજલીનો ફુટેલો એ પવીત્ર ફણગો પાદશાહ હોશંગને પેહલવેહલો શીકારઘામાં નજર પડયો એમ પારસીઓ માને છે. એ બાદશાહના ધનુશમાંથી છુટેલો એક બાણ જંગલમાં ચકમકસે અફડતાંજ ગેબી નુર પ્રગટીને આસપાસ હસતી રમતી ખુશી ખોર-રમીમાં બલવા લાગ્યું. એ દીવસે પારસીઓનો આસ્તાદ રોજ અને આદર મહીનો હતો. બાદશાહે હુકમ ફરમાવી એ નુરાની નુરને એક આલા દરઘામાં પરઠ્યું, તથા

તેને આસ્માની કેબલા દાખલ ગણી તેની સેતાયશ ચાલુ કીધી. એ દીવસને "જશને સદેહ" કહે છે. તે દહાડથી એ કેબલો પારસીઓમાં કાયમ થયો. એ દીવસને "જસને સદેહ" અથવા સો દહાડાનું જશન ગણવાનો બીજો સબબ એવો છે કે પારસી નવાં વરસનો નોરોઝ બરાબર સો દહાડા પછી પડેછે. આતશના પવીત્ર કેબલા વીશે ઈરાની દરબારનો ઈંડિયા ખાતે થઈ આવેલો એલચી મીરજાં કુલાયખાન કહે છે કે "યઝદાંન સરવે વખતે અને સરવે ઠેકાણે હાજર હોય છે પણ તેને કોઈ જોઈ શકતું નથી, તેમજ આતશ (ગરમી) સદાકાલ સરવે ઠેકાણે છે પણ તેબી જાહેર નથી. ગરમી વીનાં દુન્યા હૈયાતી ભોગવે એ માનવુંજ ખોટું છે, માટે તે ગરમોનું મુલ (આતશ, ખુરશીદ) યઝદાંનની શકતી અને તવાંનાઈનું ખરૂં પ્રતીનીધી છે. ખોદા છે ત્યાં સુધી ગરમી છે, અને ગરમીથીજ દુન્યા સરજાઈછે અને ચાલુ છે. માટે એ ગરમીનાં મુલ (આતશ, ખોરશેદ) ની સેતાયસ કરવી ઘટતી અને તદન વાજબી છે. અને તેટલા માટે આતશ ખુરશીદની સામે ઉભા રહી બંદગી કરવી ખોદાઈ દરગાહમાં બંદગી કરયા બરોબર છે."

જેમ પીંડારાઓના ડરોડા વખતે નવસારીના પારસીઓ સઉથી પહેલા પોતાના પવીત્ર આતશબહેરામ સાહેબ બચાવવાની તજવીજાતમાં ફરતા, અને વધુ વાત થતેજ કે તેમનું તખત ઉઠાવી સુરત તરફ નહાસ્તા, તેમ રોમન રાજા ન્યુમાએબી એ કેબલાનો મરતબો એટલો બુલંદ કરી દીધો હતો કે, ગાલ લોકની આ ચઢાઈ વખતે રોમનોએ સઉથી પહેલો તેને બચાવી નહાસ્વાનો વીચાર કીધો. એ આતશ લગભગ અરધી દજન કુમારી કન્યાઓની સંભાલમાં સોંપાયલો હતો. અગર તેણીઓમાંથી કોઈબી પુરૂશસે પાન પાડતી માલમ પડતી તો તેણીને એકદમ જીવતી ડાટી દેતા. પણ વલી તેમનો દરજ્જોબી ઓછો ન હતો. આખી રૈયત તેમને મોટું માન આપતી, અને અગર ગમે એવો તકસીરવાર ગમે એવી જીવ સટોસટની શીક્ષા પામેલો હોય, પણ તેને રસ્તા પર જો એવી એક કુમારી કન્યા સામે થઈ, તો જાણે તેણીની પવીત્રાઈથી તેનો ગમે એવો ઝબુન ગુનાહ કપાઈને તે ચોખો થયલો માનવામાં આવતો, અને તે મોસાલે તેને છોડી પણ દેવામાં આવતો.

પવીત્ર આતશની નેઘેબાની ઉપરાંત એ પવીત્ર બાનુઓને અસ્તક બીજો કીરચાનો આલાત સ્વાધીન રહેતો હતો, તથા તેમના ભેગી ડહાપણ દેવી (પેલાસ) ની એક બોલતી પુતલી પણ રહેતી હતી. કહે છે કે એ વાચાલી મુરતીના વચનથી ઘણી વેલા સંકટનું સમાધાન થઈ જતું. એવી ઉંચી કારીગીરીનો એ પવીત્ર નમુનો કોઈ ઉઠાવી ન જાય તે સારૂં એક યુકિત એવી કરી હતી કે તેની બરાબરની બીજી આબેહુબ નકલો ઉતારીને તેની જોડમાંજ ગોઠવવામાં આવી હતી કે જેથી ચોર વીચારમાં પડી જાય કે અસલ કઈ હશે; અને બનતાં લગી એકાદ નકલ ઉઠાવી તે ચાલતી પકડે. એટલું તો ખરૂં હતું કે આ યુકતીથી કરીને ખરી મુરતી ચોરાઇ જવાનો ભય જો કે સમુલગો મટી ગયો ન હતો, તોબી ઘણે દરજ્જે ઓછો તો થયો હતો.

જ્યારે એ પવીત્ર આતસપરસ્તણો પોતાનો પાકીજેહ કેબલો લઇને નહાસ્તી, બઇરી છોકરાં સાથે ગાડાંમાં ભરાઇને નહાસ્તાં એક રોમનના દીઠામાં આવી, કે તેનું ભકતીભાવી દીલ પોતાના ધરમ તરફ ખેંચાઇને દોડ્યું. તેણે તરત પોતાનાં બઇરી છોકરાંને ગાડાંમાંથી હેઠે ઉતારી નાખ્યાં અને આતસપરસ્તણોને તથા તેમના અસ્તકના કેબલાને તેમાં સગવડથી સ્થાપીને ઠેરવેલ મુકામે પુગાડયો. આથી એ ધણી જે ગામડ્યા જેવો ગણાતો, તેનો દરજ્જો તે દીથી રોમન રૈયતમાં બહુજ વધ્યો. ગડબડગોટાના વખતમાં એ નામીચા કેબુલાને રોમમાં રાખવું નાદરૂસ્ત લાગ્યાથી તરતવેલા તેને ગ્રીસ દેશને મુકામે વધાવ્યો.

પોતાનાં જીગરની જીગ્નાસાને પ્યારૂં એવું એ કામ પ્રથમમાં પુરૂં કરીને પછી રોમન લોકો શત્રુની વ્યવસ્થા કરવામાં રોકાયા. તેમની હીંમત ત્રુટી ગઇ હતી, તેમની છાતી ભાંગીને ભુકો થઇ ગઇ હતી, તેમની મરદાનગી તેમનાં શરીરમાંથી વહી ચાલી હતી. એટલે તેઓએ એ અવસરને બરનોજ ઘાટ ઘડયો. તેમના મ્હોટા પુરૂશો, લશકરી સરદારો, અદાલતના ન્યાયાધીસો, કચેરીના કોટવાલો, ધરમગુરૂ દસ્તુરો, સરફરાજ દરબારીઓ, વગવાલા શહેરીઓ—સર્વ પોતપોતાના ઓહ્દાના જભા, મંડીલ, દોપટ્ટા, છડી, નીશાન, ધજા, ઈત્યાદી વસ્ત્રાલંકાર તથા સહસ્ત્રાલંકાર ભપકામાં સજીને જાણે પોતાના અમલના ઠાઠમાઠમાં બેઠા હોય તેમ ચઉટામાં આવેલાં "ફોરમ"નાં જાહેર દીવાનખાનામાં હાથીદાંતની ખુરસીઓપર અંજુમન ભરી બેઠા. બેઠા, પણ મુંગામંતર બેઠા; જાણે તેટલાં પથરનાં પુતલાં ગોઠવ્યાં. જ્યારે બ્રેનુસ રોમન લશકરનો દુંબાલો પકડી પાછલથી રોમ શહેરમાં આવી ચઢયો, ત્યારે તે પોતાના સરદારો સાથે ફરતો ફરતો આ અજબ વીચીત્રીત જેવા સ્તબ્ધ દેખાવ આગલ આવી ચઢયો. આખી અંજુમનનો સ્થીર દબદબો જોઇને, તથા તેમના ચેહરાપર ઉંડાણ ગમગીનીએ પ્રવેશ કીધેલો જોઇને, તેને મને જાણે ચમત્કાર ચમકયો, અને તે ઘડીભર દીગમુંઢ થઇ ગયો.

બ્રેનુસ જો કે તેમનો જીતનાર રાજા હતો તોબી તેનાં દાખલ થયાં વેત ના આ ટેકી પુતલાંઓમાંથી કોઇએ ઉઠીને તેનો સતકાર કીધો કે કોઇએ જરા હીલ્યુંહાલ્યું. તેઓતો બસ પોતાનાં રાજનેકાજ જીવ આપવાની બોણીએ છેલે પાટલે બેઠા હતા. એવામાં કરવું ખુદાનું એવું થયું કે બ્રેનુસના રસાલા માહેલા એક અમલધારી રસાલદારે પોતા નજીક બેઠેલા એક રોમન ઓહ્દાધારીની લાંબી બુજરગ દહાડી જોઇ, જે પસ્વારવાનું તેને મન થયું. તેણે પોતાના આંગલાંઓ વડી તેને નાહની નાહની પટકલીઓ મારી. એટલે બુજરગ દહાડીના રોમન માલેકે બીજથી ચીઢીને, તથા એ ચાલને નહી માફ થાય એવાં મોટાં અપમાનમાં લઇને, પોતાના પંજામાં પકડેલા રાજદંડ વડે પેલા રસાલદારને ફટકો મારી જખમી કીધો. એટલે રસાલદારે ચટ તલવાર કહાડી પટ તેનું ડોકું ઉરાડી દીધું. આથી સુતેલું મસાન જાગ્યું હોય તેવું રમસ્તાન મચી રહ્યું. બ્રેનુસના રસાલાનાં સર્વ માણસોએ તરવાર

એચી સઘળાં રોમન અંજુમનને જીવથી માર્યું. પણ રોમનો અમસ્થા મુઆ નહીં, તેઓ કેટલાકને મારીને મુઆ.

ત્યાંથી છુટેલા બ્રેનુસ અને તેના લશકરીઓ બકરાંનાં ગોવાળાંમાં ભુખો સીંહ પડે તે મીસાલ રોમન રૈયતને રોજે રસ્તાબેઝની રીતની આફતથી તારાજ કરવામાં રોકાયા. તેમાં તેઓએ ન જોયાં નીરદોશ બાલ બચ્ચાંઓ, કમજોર કે લાતાકાત કોમલાંગ અબલાઓ, ના જોરેમંદ જવાન્યાઓ, કે ના બુજરગ બુઢાઓ. બાદ, તેઓએ કીલેબંદી કરેલાં "કેપીટોલ"નું દેવાલયને ઘેરો ઘાલ્યો, કેમકે તેમાં રાજની ઘણીક કીમતી જણસો તથા ધર્મની કેટલીક પવીત્ર ચીજો છુપાડેલી હતી. ત્યાં રોમન લોકો જીવ પૂર લડ્યા. તેઓ જેટલા જોરથી ત્યાં લડતા, તેટલાં ખારીલાંપણાથી ત્યાં ગાલ લોકો આસરા વગરની રોમન રૈયતને જીવથી ખુહાર કરતા. શહેરની ભીતરમાંજ ખુનરેજીની નીખ ચલાવી ગાલ લોક જંપયા નહીં. એટલે શહેરની બાહેર પણ તેજ રાહઘાટ બનાવવાના વીચારથી તેમનાં ચુનંદાં લશકરનો એક ચુનંદો વીભાગ એક ચુનંદા સરદારની કુનેહબાજી હેઠલ ગયો. ફતેહ, ફતેહ, ને ફતેહથી બસ તેઓ ચકચુર હતા. એટલે કવાયદને તથા લશકરી ઝાપટાઓને તો તેઓએ ગજાયાંમાં ખોસ્યો હતો. તેમને ઘણા દરમાંથી ઉલટા મલ્યા, પણ હવેના દરમાં તો વીંછુ મલ્યો. તે વીંછુ આપણો મરદાને મરદ કેમીલીયસ, જે અમલ ત્યાગ કરી, સ્થલભ્રષ્ટ થઇ, એકાંતવાસમાં બેઠો હતો, તે.

કેમીલીયસ જે અત્યાર લગી ધુંધવાટામાં ઘેરાઈ રહ્યો હતો તેને હાથ આ લાગ સબજડ ફાવ્યો. એ ગાઝી મરદ જાતે મરદાને મરદ હતો. "હીમ્મતે મરદાન, મદદે ખોદા." તેનાં ખમીરમાં એવા અંશ ભળેલા હતો કે મહોટી મુશ્કેલીઓના વખતમાંજ મુશ્કેલની આસાન કરનારૂં પ્રયોજન ઝટ રચતો. તેણે આસપાસના આરડીયન લોકની લશ્કરી જમાબંદી કરી. તેમને માથે તેના જેવા હાક અને ધાકવાલા શીપેહસાલારનાં નામનું બખતર મળ્યું. એટલે આરડીયનો તો પોતાને "રૂઇનતન" અસ્ફંદીયાર જેવા "અજીત" માનવા લાગા. ગાલ લોકનો વીભાગ લશ્કરી લુટની દરંગાદરંગી લાધીને એક પ્રસંગે છાવણી કરી પડયો હતો. લશ્કરે ભુખ અને ઠાક બંનેની પેટ પુરતી સંતોખણ કરી હતી. તેઓ, ખુલીઆ પેઠેમ ખાઈ, પાલીઆ પેઠેમ પીઈ, આલસુ પેઠેમ ઉંઘાઇ, વનવાસી પેઠેમ વેરવાર પડયા હતા. એ વેલા આરડીયનોએ તેમનાં ઉપર કમીંધાહ કરી મધરાતના ભમ ભમ કરતાં કાલા સાહી સરખા ભમર વખતે છાપો માર્યો. આ સબેખુનની સમાપ્તી કેમી-લીયસે એટલી તો સેહલાઈથી કરી કે જેવીજ સમાપ્તી પાછલથી ફ્રેંચો સાથનાં જંગમાં ઇંગ્લીશોએ "એડકાંટાની લડાઈ" વખતે કરી હતી. એ "એડકાંટાની લડાઈ" માં ઇંગ્લીશોએ ફકત એમના ઘોડા તેમ ડપટાવતાં મેદાનમાંથી ફુલના તોરા જેવાં બલકે નાકના બાલ જેવાં ફ્રેંચ લશ્કરને આસાનીથી નહશાડી દીધું હતું. તેમજ કેમીલીયસ જાણે કસાઇખાનાંના કસાઈઓ લાવ્યો હોય, અને તેમની નજદીક જબેહ થવાને માટે બાંધી રૂંધીને ગાલ લોકને ઘેટાં માફક નાખ્યા હોય, અને તેમનાં ગળાં પર સપ

સપ સપાટાબંધ જીવ વેતરનારી છરી વીજળીને વેગે ફરતી જતી હોય, તેમ્રૂ જીવ લેવાનું કામ વગર હરકતે, વગર ધાસ્તીએ, અને વગર મહેનતે વઠીક ચાલ્યું.

આ પરાક્રમની વાખ્ખવાખ્ખી રોમમાં જાગી. કેમીલીયસ સરખા મર્દાને મરદ સાથે ખરચ્ચાં બાંધવામાં તેઓએ કેવું કાચું કાપ્યું હતું, તેનો ઉત્તમ એકરાર તેઓએ અંગમાં ગમગીની, આંખમાં આંસુ, અને મહોડાં પર તોબાની તાલીના તમાચા સાથે કીધો. કેમીલીયસનાં આ સહાસ પછી તેને રોમન લશ્કરની સરદારી લેવાની વીનંતી કરવામાં આવી. પણ સુરતવાસી કવી નરમદાશંકર ગાઇ ગયો છે તેમ,

"મર્દ તેનું નામ ભોગવે શ્રમે રળેલું,
"સીંહ સરખો તેહ ખાય નહી ધાંસ પડેલું."

કેમીલીયસે ના કહી. સીનેટ કેપીટોલનાં દેવાલયાથી દેવાનખાનામાં મળશે, તે રાજસભા તેને શીર મલેલી તકશીરમાંથી તેને મુકત કરશે, કાયદા પ્રમાણે તેની લશ્કરી નેમણુંક કરશે, તોજ તે પોતાથી બનતી કરીને રોમ પર પડેલા ગાલ લોકના બંદ ખલાસ કરશે. ગાલ લોકના કોટ પરના ચોકી પેહરા વટાવીને આવું કમીશન મેળવી લાવવાની એક હીંમતવાન પુરૂશે હામ ભીડી. તે એક પહાડી ખીકટ મારગેથી કેપીટોલમાં આવી, કમીશન લઇ, તેજ મારગેથી મહોટી જેહમતે પાછો ફરયો. તે મારગ પર પડેલાં પગલાં રાજા બ્રેનુસના જોવામાં આવ્યાં. તેણે તેજ મારગે જઇ રાતના કેપીટોલ ઉપર છાપો મારવાનો કસદ કીધો. કીલ્લાની દીવાલ પર ફાંદા, નીસંડી, વગેરે સાધણોથી શત્રુઓની સેના ગુપચુપ ચહડે છે. ધમધમ ધમધમ કરતો ભયાનક રાત્રીનો વખત વહ્યો જાય છે. આખી આલમ નીંદ્રાવસ છે. જંગલનાં ઝાડપાન તથા આકાશના તારા વઠીક ચેન આરામનાં અમનચમનમાં ઉંઘયા છે. એવે વખતે કીલ્લામાં "જુનો" દેવણીને માનતા સકતામાં ચહડાવેલાં કેટલાંક બટકાંઓને કાન એ લશ્કરી ખલબલાટ સમજાયો. બટકાંઓ વીચારે છે કે કોઇ દીવસ નહીં ને આજે એ ખસરફસર ખસરફસર શું થાય છે. એટલે એક બટકાએ તો ખોદાયનું નામ ઝબાન પર યાદ કરીને બેંટ બેંટ બેંટ બેંટ નો રાગસ્તાન પોથીનો રાગ લલકારવા માંડયો. નખોદ! કોટપરના રોમન ચોકીબાનો જે ઠાકી લુસ થઇને નેઘેબાની કરવાની જગે નેઘેબાનીમાં જવા લાયક હાલતમાં પડેલા તેઓ બટકાંઓના આ ફરમાસુ જલસાથી જાગ્યા. તેમને ખસરફસર સમજાઇ. તેઓ ધાયા. શત્રુઓ પર તેમની નજર પડી. તેઓએ તેમને દીવાર પરથી કે કીલ્લાની સફીલ પરથી ઉભાને ઉભા ઉઠાવી હડસેલી દીધા. લડાઇ ચાલી. અમીર મેનલીયસે તો બે ગાલ લોકને સામટા ઉપાડી ફેંકી દીધા, ત્રીજાનાં માથાંમાં પોતાની ફોલાદ જેવી સખત ધાલ મારીને તેનું દીમાગ કાઢી નાખ્ખું, અને બીજાઓનાં પોતાની જંગી કોરાડી વટે ઉભાં ને ઉભાં ફાડયાં ઉરાડી દીધાં. આવી મરદાનગી કરવા ખાતરથી રોમન રૈયતે મેનલીયસને ખાસ માન ખાતર એવું ઇનામ એનાયત કીધું કે પ્રજાનાં સર્વ આદમીઓએ તેને પોતાનો એકેક

દીવસનો ખોરાક આપી દેવો. એ ખોરાક તે દર આદમી દીઠ એક રતલની રોટલી અને ગ્રીક પીણાંનું એકેક પેંખલીઊં એટલે પા બાટલી હતી. એ પછી રોમનોએ બટકાંઓને પવીત્ર ગણી તેમની પુંજાપાત્રી ચાલુ કરી. એક સોનાના બટકની મુરતીને સુમારી તલાઈની તથા પોચા તકીયાની ગાદી પર બેસાડી તેની પાલખીનું સરઘસ શ્રી ગણેશના જેવા ધામધુમના વરઘોડા સીકે તેઓ કાઢતા. જેટલા પ્રમાણમાં તેઓ બટક પર જાનફેશાની કરતા તેટલાજ પ્રમાણમાં તેઓ કુત્રાને ધીક્કારતા. તેઓ દર વરશે એક કુત્રાને જીવથી મારતા ત્યારે જંપતા. ફાંટાના અણફાટા કેવા ફાટેલ હોયછે તેની આ એક સાબેતી છે. પારસી ધર્મમાં કુત્રો પવીત્ર હોય છે.

હરામણી લડાઈના આફતનાક દેવના ગજબનાક કેહરથી જેમ રોમનો ત્રાહી ત્રાહી કરતા, તેમ ગાલો પણ ડરતા. તેમની ખાધખોરાકીની આવક કેમીલીયસે રાખેલી બંદોબસ્તીથી મુલગી અટકી ગઈ હતી. ગોયા એવું બનયું હતું કે ઘેરા ઘાલનાર ગાલ લોકને સામા કેમીલીયસે ઘેરાના છટકાંમાં ઝકડયા હતા. દુકાલને વખતે પીડાતાં લોકને સસલાયલાં જેવાં જરા તરા જીવતાં રાખવાને જે હાથ ખાંચેલી અને જીવ કાંસેલી તથા મહોડું તણાવતી ખોરાકી આપવામાં આવે તેવી તેમને મલતી. પુરતી ખોરાકી વગર લશકરની તાકાતે અને તવાનાઈ ઘટી જયા વગર રહે નહીં. તેમનું કઉઅત જબરદસ્તીની પંકતી પરથી ઉતરી જઈને જેરદસ્તી પર આવવા વના રહે નહીં.

હવે એક ગામમાં કોઈ એક બાપ અને તેનો દીકરો ગામના લોકનો કંકાસ પટાવવા તથા તેમની જીક્કરો ભાંજવાનો ધંધો લઈ બેઠેલા. તેમાં દીકરાનું કંઈ ફાવે નહીં ને બાપનું કામ ધમધુકાર ચાલે. તેથી દીકરાએ કંટાલીને પોતા કરતાં જેમ અક્કલે તેમજ વરશે વડા એવા પોતાના મુરબ્બીની પાસ જઈ તેની મસલત પુછી. "બાવા, હું લોકને પગે લાગતો લાગતો મરી જાઊંચ ને તે લોક મારૂં કશું ગણકારતા નથી, ને તમે તરારામાંજ કામ લેઓ છો તે છતાં બધા તમને હાજી હા કરે છે તેનું કારણ શું?" બાપે કોહઠી શીખાડી કે "જોની બાપુ, લડી મરતા આદમીઓ જ્યાં સુધી લડી લડીને પોતાનો બધો કેહર એકમેક પર ખાખાવરખો કરી નાખે નહીં ત્યાં સુધી તેઓ આસ્માન પરના ગ્રીબરાયલ ફરેસ્તા વટીકની સલાહ માને નહીં. પણ તે પછી તો તેમને એક નાદાન બચ્ચું જેવુંખી વચે આવી સમજાવે તો સમજુતી થવા વના રહે નહીં."

અત્રે તેમજ બનયું. ચડસે ચહડતાં જેમ રોમનોને તેમ ગાલોને ઓછી ખુહારી નોતી થઈ. તેટલામાં રોમનોએ કેહણ મોકલ્યું કે તમે જેવા આવ્યા તેવા પાછા જાઓ. બ્રેનુસે જવાબ વાલ્યો કે લડાઈની ખંડણી દાખલ એક હજાર રતલ સોનાનો દંડ આપો તો અમી ચાલ્યા જઈયે. એ દંડની કીંમત તે વેલાની આંકણી પ્રમાણે સુમારે પાંચ લાખ રૂપ્યા જેટલી થવા જાય. બંને બાજુએ એ વીગ્રથી કસમ લીધા. ત્રાજવે ઘાલી સોનું તોલતા હતા તે વેલા ગાલ લોકે ઠગબાજીથી ખોટાં જોખ નાખી રોમનોને છેતરવા માંડયા. રોમનોને ખીજ લાગી. એટલે બ્રેનુસે બોસ પર આવીને પેલા જોખવાલાં પલ્લામાં પોતાની કમરેથી તરવારનો પટો છોડી તેના સાથની તરવાર ને બીજાં બધા

ભારે હથીયાર સીક્કે નાખ્યાં કે એટલું બીજું વધતું સોનુબી તમને આપવું જોયે. રોમનોએ પુછ્યું કે ભાઈ આવું તો કંઈ સરતમાં નહતું તેથી તમારો એમ કરવાનો અર્થ શો? બ્રેનુસ કહેજે, સરત ગઈ વા પર; બાકી એનો અર્થ તો એવો કે "તરવારથી જીતાયલાઓની કમબખતી." પાછલથી બ્રેનુસની એ કહેણી કહેવત દાખલ મશહુર થઈ લાગી. આ રકજીકમાં કેટલાક રોમનોનું મત એવું હતું કે એવો નકામો વધતો દંડ નહીં આપવો. બીજાઓ કહેજે, "હવે વધતો ને ઓછો; જ્યારે દંડ આપવોજ છે ત્યારે તો આટલોએ દંડ ને તેટલોએ દંડ. વધતો કે ઓછો દંડ આપવો તેમાં નામોશી નથી, પણ કશોબી દંડ આપવો તેમાં આખા મુલકની નામોશી છે."

એ દરમ્યાન મરદાને મરદ કેમીલીયસ પોતાની ફોજ સાથે આવી લાગ્યો. તોલના કાંટા આગલ પડેલું સોનું સાંભરી લેવાને તેણે પોતાની હજુરમાં રેહતા લાકડ્યાઓને ફરમાવ્યું, ને પછી ખાલાં પલ્લાં ને જોખ ને દાંડી બ્રેનુસ સામા ફેંકીને કહ્યું કે "અમારા મુલકમાં એવો રીવાજ નથી કે દુશમનને દંડ આપીને છુટવું; ટીણી ધારવાલું પેટ ભરતું લોખંડ આપીને છુટવાનો અમારે યાં તો રીવાજ છે." બ્રેનુસ કહેજે, "આમ તમે પતરી જાઓ છો તે સારૂં નથી કરતા." કેમીલીયસે કહ્યું "અરે જારે જા, પતરવાવાલા ને નહીં પતરવાવાલા, તનેબી શું કહું ને સાથે લાગા પતરવાવાલાનેબી શું કહું? ડીકતેટર તરીકે રાજનો સર્વાધીકારી હું છું. જે કામ પર મારી બહાલી નહીં તે તદન બાતલ ને બીલકુલ કાયદા વીરૂધ છે." બ્રેનુસ આ વચનથી તડકી ગયો. તેના મગજમાં તીખલ વ્યાપ્યું. તરવાર કાઢી. બંને બાજુના પક્ષકારોમાં વાઢાવાઢી કાપાકાપી ચાલી. પણ આસપાસ સાંકડાં ઘરોની સંકડાણ હતી એટલે બ્રેનુસે કતલ અટકાવી અને ત્યાંથી છાવણી ઉઠાવી શહેરથી થોડેક દુર મુકામ કીધો. બારવણે સહવારે પડાવની એ જગા ઉપર ફીનેક્સ કેમીલીયસ તેને દુંબાલે પડેલો આવી લાગ્યો, અને તેને માર મારી સહ લશકર નહસાડયો. એ દીવસે તા૦ ૧૩ મી ફેબરવારી હતી.

ગાલ લોકની ચઢાઇની વેદનાથી રોમ શહેરનો કચ્ચડઘાન વલી ગંયો હતો. મરકી અને ભુખમરાનું રાજ ચાલ્યું હતું. ભલભલી ઈમારતો ખંડીયેર થઈ પડી હતી, વેરવાર થઈ ચાલી હતી, ભાંગી ટુટીને ભુકો થઈ ગઈ હતી. એ વેલાએ રોમનોની મતી ફટકી તથા બુદ્ધી બગડી. તેમની જોડમાં આવેલું વીઆઈ શહેર એમનું એમજ તાજું તરફડતું તથા બનામે ઈજદ જેવું અનામત હતું. એ શહેરના હકદાર માલેકોને હંકાલી દઈ પોતે તે પચાવવું એવી બદનીશ્ટા રોમનોની થઈ હતી. હવે એવા મામલા વચે કોઈ ચુંગાલનો વજનદાર અને અમલનો આકલો સરદાર ન હોય તો અસંતોશી બનેલી રોમન રૈયત બંડ ઉઠાવીને માંહોમાહેની નાશકારક લડાઈ જાગરૂત કરે એવો ભય હતો. તેથી જોકે ડીકતેટરના ઓદ્દા સારૂંથી એવું મજબુત બંધણ હતું કે છ મહીનાથી તે વધારે વખતે ભોગવાય નહીં, તે છતાં આ વેલા તેની મુદત વધારવાની અગત હોવાથી કેમીલીયસને તેજ અમલ પર ચાલુ રાખ્યો. એટલામાં કેપીટોલની ઈમારત ખોદતાં પાયામાંથી લોહી ગરગઠતું તાજું માનવીનું માથું નીકલી આવ્યું. તે મોજે-

જાનો અર્થ જાણકાર આદમીઓએ એવો કીધો કે જે જગાથી તે નીકલીજ તે જગાને સર આંખી દુન્યાને માથે થવાનું એટલે હાકમી ભોગવવાનું વરદાન છે. આ તાલ-મેલથી કેમ્રીલીયસે અસંતોશી રૈયતને સમજાવી લઈને તેમને રોમ શહેર પાછું બાંધવા બાબતમાંજ ઉત્તેજન અને ઉશકેરણી કીધી, તથા તેમ કરીને નાહકમાં ફસી જતાં એક પડોસી શહેર ઉપર ગુજરનાર ગેરઈનસાફ અટકાવ્યો.

બીજા પણ સગન થયા હતા. રાજસભામાં ભારે વાદવીવાદ ચાલતો હતો કે રોમ પાછું બાંધવું, કે વીઆઈ ચુંટી લેવું. તકરાર પુરી થયા પછી મત લેવાની વારણ આવી. સ્થીર શાંતતા ને ગુપ્ત ચુપાચુપ પંઠરાઈ હતી. મત જુમલે કરવાનું કામ શરૂ થાય તેટલામાં રાજસભાના દરવાજા પર ચોકી કરતા લશકરી ચોકીદારને બદલાવાની વારણ આવી. એટલે બદલી થતો અટકાવીને તેના આશીસરે તેને ફરમાવ્યું કે "ખબડદાર, જે જગા પર છે ત્યાંજ ઠરી રેહજે." પેહલું મત આપવાનો જે સભાસદ ઉઠયો તેણે આ સગનને આકાશી બશારત લેખીને માની લીધા, અને પોતાનાં રોમ શહેરનેજ નવેસરથી બાંધી ત્યાંજ ઠરી રહેવાની તરફ મત આપયું. જેવી પેહલ તેવી બીજ. બીજાઓએબી આ શબ્દોને ગયબી બશારત તરીકે માની લઈને એવુંજ ઠરાવ્યું કે આપણા બાપદાદાઓની પુરાતન સરજમીનનેજ એકવાર ફરીને હસ્તી રમતી રીતે વસ્તીવારી ભરેલી કરવી. આ ઉમંગમાં ને ઉમંગમાં રૈયતે માહમાહ કજીઓ વચ્ચે પોતાનું શહેર પાછું ઉભું કીધું. પણ ઉતાવલને સબબે મોહલ્લાઓ અને ગલી ગુંચીઓ તથા પોલો અને શેરીઓ સાંકડી તથા તાલા વગરની બેતાલ બંધાઈ.

ગાલ લોકને સમજાવા ગયલા ત્રણ એલચીઓમાંના એકની નાદાનીથી આખા મુલક ઉપર આવી ધાડ ગગડી હતી તથા ખફગી આવી પડી હતી. તેથી તે ધણીનો ઈનસાફ કરવાને હવે લોકે ઠરાવ્યું. ફેબાઈનાં ખાનદાની કબીલામાંનો તે એક નબીરો હતો. પોતાની કમબખ્ત કસુર બાબત તેને પોતાનેજ એટલી લાજ લાગી કે તેના ઉપર તહોમત ચાલે ને તેની તકસીરની સાબેતી થાય તે આગલ તેણે આપઘાત કરી પ્રાણ ત્યાગ્યો.

હોનેહારી હો ચુકી ને વીટનારી વીટી ચુકી, એમ અત્રે અમારાં વાંચનારાં હરખાતાં હશે. પણ તેમ કશું છે નહીં. વીપત્તી આવી પડે છે તે એકલી નથી આવી પડતી, પણ સંખ્યાબંધ. રોમનોના બાબમાં તેમ બનયું. તેમની જોડમાં વસ્તી લેટીન પ્રજાએ જોયું કે રોમનો પોકલ છતાં દમ પર શુમાર રાખે છે, બાકી ખરૂં જોતાં તો તેમની આવી બની છે. તેથી તેમની જોડે છીટાં લઈ તેમને છેકજ ભોંયે પડેલા કરવાની આ તક ખોહવી નહીં. એજ નીશ્રાથી ત્રીતેલાં જરમનીએ પડેલાં ફ્રાંસને ઓગણીસમી સદીમાં રાક્ષસી દંડ નાખી સેવટનું કચડવા ઈચ્છાહું હતું. પણ પોતાનાં મનમાં પાન ચાવનારા આ શેખચલ્લીઓને ટરકીના મુલતાન અબદુલ હમીદે વીલાતના તે વેલાના પ્રદેશ ખાતાંના પ્રધાન લારડ સેલીસબરીને બરલીનના કોલકરાર-નામાં વખતે શા રોકડા વચન પાછલથી એજ ઓગણીસમી સદીમાં કહ્યા હતા તે ખબર

ન હતા. જ્યારે લારડ સાલીસબરીએ વરણન કીધું કે જુઓ સુલતાન, તમે અમારૂં કહ્યું નહીં માનશો તો તમને આ આફત પડશે, ને આ નુકશાન થશે, ને તે આપદા પડશે, ત્યારે સુલતાન ધીરે પેટે બોલ્યા, "પણ મહેરબાને મન લારડ સાલીસબરીજી, આય તમારી આફતોની લાંબી ટીપમાં સર્વ શક્તીવાન કીરતારનું કરવું શું થશે તે વીશેથી તો કશી છુટ તમે મુકતાજ નહીં કે?" ખરેખર, ખરેખર. બંદો ચાહેચ શું ને ખોદા કરેચ શું?

લેટીન લોક કરવા ગયા શું, ને તેમાંથી થઈ ગયું શું? તેઓએ એવી છેડતી લીધી કે અમારા ગામમાં કુંવારી કન્યાઓની અછત છે તેથી અમારા લોકમાંના ઘણાઓ કુંવારા પડી રહ્યા છે; પણ તમારા ગામમાં કન્યાઓની છુટ છે, માટે અમને વરવા સારૂં થોડીક કન્યા મોકલાવી આપો. રોમનો તો આ નવા ફરેબના નવા ફેસાદની ત્રેવડ શું કરવી તેની તજુમલમાં પડયા. તેટલામાં તેમને યાં હોતી એક ચતુર (અરેબ્યન નૈટસમાંની ચાલીસ ચોરની બાતમાંની "મોરજીઆના" જેવી) ગોલામડીએ એક હીકમત સુઝાડી કે રોમમાં અમે જેટલી ગુલામડીઓ છીયે તેમનો લીબાસ ઠીકઠાક કરાવી વરાવો; પછી ત્યાં જતાંને વાર અમે હુશ્યારીમાં રહીશું; સઘળા લેટીનો ખાઈ પીને ઉંઘી જશે કે અમે લોકો એક મસાલ સલગાવી તમને ચેતવણીની નીશાણી દેખાડીશું એટલે તે જગે તમે ચુપકીદા આવીને શત્રુની સેના સેહલથી તારાજ કરી શકશો. આ યુકતી કીધી, અને રોમનો ફાવ્યા. પેલી ગોલામડીએ ઝાડને ઓઠે રહીને એવી રીતે મસાલ સલગાવી હતી કે રોમનોને તેનું બલતું દેખાય, અને લેટીનોને ન દેખાય. એવી યુકતી રચ્યા છતાંબી કેમીલીયસ કરારસે નચીંત બેઠો ન હતો. દલેરીના રાખનાર રોમન જુવાન્યાઓ તો ગાલ લોકનાં જંગમાં દેશને કાજે લડી લડીને મારયા ગયા હતા, એટલે કેમીલીયસે જોયું કે કશુંબી જીવ જેવું લશ્કર ઉભું કરવાના સાંસા છે. એથી તેણે કાયદો તોડીને જે ઘરડાઓને કે તેમની સફેદ બાલની જઈફીને લીધે લશ્કરી નોકરીમાંથી મુકત રાખેલા, તેમને વઠીક પોતાની આપખુદ સત્તાની રૂહે લશ્કરમાં લઈ તેણે ભરતી કીધી. આ બુજરગોએ પણ પોતાથી બનતી સારી રીતની બજાવી બતાવી હતી. ચોઆ ઘરડાઓની ભરતી કરવાની એજ રીત એવાજ સબબો વચે રશ્યામાંની ત્રાસદાયક તથા મરતેઘાત કુચ પછી નેપોલ્યન બોનાપારટે ફ્રેંચ પ્રજાના બાબમાં ઓગણીસમી સદીની શરૂઆતમાં અખત્યાર કીધી હતી.

લેટીનોના મહોટા ભાગને તાબે કીધા પછી પોતાના મુલક સાથે મીત્રાચારનું નાતું ધરાવનારી સુત્રીયન પ્રજા જેમનાં શહેરની આસપાસ શત્રુ લોકની મદદે આવેલા ટસ્કન લોકે ઘેરો ઘાલ્યો હતો તેમના છુટકારા માટે મંજલ કાપવાનું કેમીલીયસે નકી કર્યું. પણ તેટલાં તો તેમને રસ્તામાં આખી સુત્રીયન રૈયત રડતી કકલતી સામે થઈ. તેઓએ તો પોતાનું શહેર ટસ્કનોને શરણ કીધું હતું, જેઓએ તેમને ફકત આંગમાંના વસ્ત્રભર હંકાલી કાઢયાં હતાં. પોતાની મીત્ર પ્રજાની આવી સ્થીતી પેખીને

કેમીલીયસનું એકલાનું તો શું પણ આખી રોમન સેનાનું દીલ બળવા લાગું. હ્યાં કેમીલીયસે બુદ્ધીવંતપણે વીચાર કીધો કે ટસ્કનોના હાથમાં આવું તવંગર શહેર તરતનુંજ આવેલું છે, એટલે તેઓ ખાનીપીનીની મીજલશોમાં મશ્ગુલ થઇ બેફીકરાપણાથી ખુમારીભાર એશઆરામમાં પડેલા હશે, તથા લશ્કરી રીતની નેઘેબાનીની તો કોઇ દરકારે ન કરતું હશે; તેથી યા તોફલપર સફ દર સફ કુચ કરતા એકદમ ધસવું. કેમીલીયસે કરેલો કેયાસ ખરો પડ્યો. પાનખર રૂતનો પવન ઝાડનાં સુકાં પાતરાંને ઘડીની વચમાં ખંખેરી નાખે તેમ સપાટાબંધ તેણે ટસ્કનોનો પરાજ્ય કીધો. એ રીતે એ સુત્રીયમ શહેર એકજ દીવસમાં ખોવાયું ને મેલવાયું. કુદરતનો ભેદ ન્યારો છે!

મારકસ મેનલીયસ નામનો જે રોમન, ગાલ લોકે કેપીટોલના કીલ્લા ઉપર મારવા ધારેલાં સખ્ખેહખુન વખતે ભારે જવાંમરદીનો કરનાર, તે કેમીલીયસનો રોશન સીતારો દેખી નહી શકતો, તેથી તેને હર બહાને લોકમાં હલકો પાડવા ચુકતો નહીં. રોમન લોકમાં એ અદેખાનો વગવસીલો ઘણો વધી ગયો હતો. તેનું કારણ એમ હતું કે ગરીબ લોકના મુખ્તીયાર તરીકે તે તેમની તરફથી મુફત કજ્યા લડતો, તેમને કેટલીક પ્રકારે નાણાની મદદ કરતો, અને કોઇને જોર જાસ્તીથી કાયદાના પંજામાંથી બચાવી લેતાં પણ ડર કે આંચકી કરતો નહીં. એ કોટક ચાલતાં હતાં તેટલાં રોમન પ્રજાએ એક બીજા ધણીને ડીકતેટર નેમ્યો, જેને જે બીજ લાગી તે તેણે લાગલો આ તુફાની ફીતનાખોરને અચ્યુચો પકડાવી કેદમાં પુરી મુકયો. આ વેલાએ એક અસાધારણ બનાવ બન્યો. એ ફીતુરીની દયામાં આખી રોમન પ્રજાએ શોકનો પોશાક પહેરચો. બ્રીટીશ રાજદવારીઓ કેવેંડીશ અને બુરકનું ડબલીનના હાઇડ પારકમાં ખુન કરનાર ખુનીઓને જ્યારે ફાંસી લટકાવવામા આવ્યા, ત્યારે ડબલીનની આઇરીશ પ્રજાએ તેમનાં સ્વદેશાભીમાની માનની ઇધાણીમાં એવોજ જાહેર શોક પાલવાનો દાખલો થોડાં વરશ પર બન્યો હતો.

સીનેટની રાજસભાને ધાસ્તી લાગી કે રૈયતની બેદીલી કશું ફીતુરનું રૂપ પકડશે તો પછી બાજી હાથથી જઇને વાત સેવટની બગડશે. એટલે તેઓએ ડીકતેટરની "ઓધાની આપખુદ" સત્તા વટીકનો અનાદર કરીને મેનલીયસને બંદીખાનામાંથી છોડી દેવાનો હુકમ કર્યો. મેનલીયસ પોતા પર પડેલી એટલી જફાથી ધરાયો નહીં. તેણે વધતું માથું ઉચકયું. રોમનો બાદશાહ બનવાનો છુપો ઇશાદો ધારવવાનો બટો તેના ઉપર મુકાયો. એ કલંકમાંથી મુકતી પામવાને તેણે પોતાના જડજોની કોરટ જે કેપીટાલમાં બેઠી હતી તેમના સનમુખ, ત્રીશ શત્રુઓને એકજ લડાઇમાં જીવથી મારીને તેણે મેલવેલાં તેમનાં બખ્તરો હથીયાર સહીત રજુ કીધાં; ચારશો ગરીબ લોકને તેણે રજુ કીધાં જેમનાં કરજ તેણે પોતાની ગાઠ ને ગીરેથી વાલ્યાં હતાં; પોતાનાં શરીર પરના દજનબંધ ઘાહ દેખાડયા; ચાલીસ મ્હોટાં લશ્કરી ઇનામો જેમાં બે મ્હોટાં અને આઠ ન્હાનાં તાજ હતાં તે તેણે બતાવ્યાં; અને સેવટે કેપીટોલના કીલ્લા તરફ હાથ ઊંચા કરીને આંખમાં આંસું સાથે રૂદન કરતાં તેણે કહ્યું કે એજ મકાન

જેમાં આજે કોરટ બીરાજી છે તેને મેં મારીથી બનતી કરીને બચાવ્યું. આય કુત્રીમ આત્રમથી તેના જડજો અંજાયા. જો પણ હેની તકસીર ધોળા દીસ જેવી દેખીતી હતી તોબી જે મકાન તેણે પરાક્રમ કરી બચાવેલું તેજ મકાનમાં તેનાજ બચાવનારનો જીવ ખોહવાની ટેપ મારતાં જડજોની જબાં ઉપડી શકી નહીં. એ બાબતની કેમીલીયસે એવી તોડ શોધી આપી કે કોરટને બીજી ભલતી જગાએ ભરી એ તપાસ પાછી ચલાવવી. ત્યાં તેની કેપીટોલની સેવા ભુલી જવાઈ. રોમન સલતનત ઉપર તેણે મારવા ધારેલી તરાપના રાજ્યદ્રોહ બદલ તેનો જીવ ફનાહ કરવાની ટેપ મલી. એ ટેપ પ્રમાણે તેજ કેપીટોલના કીલ્લાનાં શીખર પરથી તેને ફેંકી દેઈ મારી નાખવામાં આવ્યો કે જેના કંગુરા ને મીનારા ને ઘુંબજો તથા સફીલો તેણે પોતે બાજુબંધુનાં બળની બહાદુરીથી બચાવવાને બનતું કર્યું હતું. તેનાં મરણ પછી અચચુચી એક જીઆંગાર મરકી ફેલાઈ. તેને કીજે એવું અનુમાન થયું કે મેનલીયસનાં મોતથી જુપીટર દેવ કોપ્યા અને તેઓએ કડાકાભર ગગડાટ કર્યો કે રોમમાં મરકી જા, અને રોમમાં મરકી ગઈ!

કેમીલીયસ હવે ઘડપણની ભરતીમાં ભરાયો હતો. તેની વૃદ્ધાવસ્થાને લીધે ફરજને મારે પોતા પર સોંપવામાં આવેલું લશકરી કમીશન તેણે ના પાડ્યું. રોમન રૈયતે તેનું રાજીનામું નાકબુલ રાખતાં કહ્યું કે અમને તો તમારાં મગજની અને સલાહની ગરજ છે, બાકી અમે કંઈ તમને એમ નથી કહેતા કે ઘોડો ખડેરતા જઈ રણસંગ્રામમાં સાધારણ સીપાઈની પઠે લડો. રૈયતની આગ્ના શીર પર ચઢાવીને તે પોતાના મુલક સામા નવા પેદા પડેલા શત્રુઓ વાલસી તથા પ્રીનેસ્ટી લોકો સનમુખ ધાયો. તેમને મારી હટાડી, ખાટેલા જશોમાં તે વલી બીજો જશ ખાટયો. રોમન સંસ્થાન સેત્રીકમનેબી તેણે આ વખતેજ તસ્કનોના તાબામાંથી ઝુંટાવ્યું. એ ફત્તેહ પછી ટસ્કયુલન બંડખોરો સામા કુચ કરી જઈ તેમની સુધ ઠેકાણે લાવવાનો તેને હુકમ થયો. આ વેલાએ તેના હાથતલેના અમલદાર દાખલ જવાને ભલભલા આસામીઓએ વગ મારચો. પણ તે સઘલાઓને તેણે બાજુ રાખીને લુશ્યસ ફ્યુરયસ મેડ્યુલીનસ નામના લશકરીને પસંદ કીધો. એ લશ્કરી સ્વભાવનો ઘણો તાતો હતો; વગર વીચારે લડાઇમાં યાહોમ જીહીપલાવતાં આઘુંપાછું જોવાની તસ્દી નોતો લેતો. વાલશી લોક સામેના જંગમાં તેણે કરેલી એવી અકલામણનાં છબરથી તેનું લશકર માર ખાઈ પાછું ફર્યું હતું. જો તે વેલા કેમીલીયસનું બુદ્ધીબલ અને સમયસુચકતા તરત કામે ન લાગ્યાં હત તો રોમન લોકની હાકમી હમેશની નીચી પડત. આ ધણીપર એવો આકલાપણાંનો બટો લાગેલો હોવાથી તેનું ભવીશ કાલું પડીને તેને ફરી પણ અખત્યાર મલવાનો સંભવ રહ્યો ન હતો. પડેલા પર પાટું મારવું એ મ્હોટા મનના આદમીઓનો નીયમ હોતો નથી. બલકે તેઓ તો તેવાને પોતાથી જેટલી બની શકે તેટલી મદદ કરીને પાછી તેજી આપવાને ચુકતા નથી. તેમ કેમીલીયસે ગમગીનીમાં ગરક જઈને નીચી મુંડીએ ફરતા આ નરના બાબમાં હાથ દેવાનું વાજબી વીચારચું. તેણે પોતાના હાથ હેઠલના સૈન્યા-

ધીકારીનો અખત્યાર તેને અસ્તક સોંપ્યો. કેમીલીયસને હૈયે નેહ હતી કે તેજીને ટકોરો બસ છે—નગરજનોના સ્વામી જેવા તથા નરપણામાં સંપુર્ણ એવા જે આદમીઓ હોય છે તેમનાથી કદી એક વેલા ચુકી જવાય છે, બે વેલા નહીં—તેમજ ઇનસાન માત્ર ખામીથી ખાલી નથી અને ભુલતું ભરેલું છે. એથી તેણે આ બીરગસ્તે બખ્ત થયલા શહેરીને પાછો રોશન બખ્ત કીધો.

ટસ્કયુલન બંડખોરો તો અમથું કેમીલીયસનું નામ સાંભલીનેજ બીધા. દાંડીમાર ફેરવી તોલ સાઈ વાળ્યા, ગત તેઓએ કીધી. જાણે કાળી બકરીના પેટમાં કલેજીજ નથી, જાણે કંઈ જાણતાજ નથી, તેમ તેઓએ શહેરના દરવાજા ખોલ્લા મુકયા; બજારમાં દુકાનદારો રાબેતા મુજબ ધંધો માંડી બેઠા, કારીગરો પોતાના નમુના કામ પર હુન્નરનો છાપ દેવાને મંડ્યા, કંદોઈ અને કનીઆ મીઠાઈ તથા દાણો, અને માલી તથા ફુલવાલો ફુલ અને ફલ વેચવા મંડયા. શહેરના આગેવાનોએ કેમીલીયસનો ભારે સત્કાર કીધો. તેમજ તેના લશ્કરના ઉતારા સારૂં મનમાનતી તજવીજો કીધી. કેમીલીયસ આ તદબીરથી નરમ થયો ખરો. કેમીલીયસનું કમીશન જેમ મ્હોટી સત્તાવાલું હતું તેમ ઓછી સત્તાવાલુંબી હતું. તે પોતાની સત્તાઓ વહેંચી વાંટીને ભાગ બાગથી વાપડતો તેથી તેના ઉપર બલત્રા થોડા થતા.' રોમન શહેરી તરીકે તેનો ઘણામાં ઘણો હક એટલોજ હતો કે રોમ શહેરમાં તેને એક મકાન મલે, રૈયતની પંચમાં પોતાનું મત આપે, અને પોતાની ન્યાતમાં મલેલો રહીને કોઈબી જાહેર ઓહ્દા માટે ઉમેદવારી કરી શકે. આ વેલાએ તેણે પોતાની હાલત એવીજ સમજવાની ગોલાગત કરી, અને ટસ્કયુલન દરબારીઓને રોમની રાજસભા પાસે જઈ ક્ષમા માંગવાનો હવાલો દીધો. રાજસભા ઉપર પોતાનો લાગવગ લગાડીને તેમને ચરણે શરણ ગયલા એ દરબારીઓને તેણે માફ કરાવી હતી. એટલે એમને મનબી તે પ્યારો થયો, અને તેમને મન પણ તે પ્યારો થયો.

અરેબ્યન નાઈટસમાં બેહનોની અદેખાઈની એક વાત છે. રાતના અંધાર પછેડા બાંધી બાદશાહ ફરવા નીકળેલા, તે વેલાએ ત્રણ બેહનોને પોતાના ઘરમાં કોચ પર લેટીને એકમેકસે વાત કરતી જોઈ. વડી બેહને અજાણતાં કહ્યું કે ખોદા કરે ને મારાં જીગરની જીસાસા ફળે ને હું ઇરાનના બાદશાહના ભઠયારાની બૈરી હોઉં, તો પછી બસ મને સફેદ દુધ જેવાં નરમ માખણ, કુમાસદાર, ખાસાં બરફ જેવાં, ખમીરી નાન ખાવાનાં મલે. વચલી કહેજે, હું બાદશાહના શાહ બબરચીની બોહરદાર. હોઉં તો મને નચ નવા નવાલાનાં પકવાનો ખાવાનાં મલે. નાહની કહેજે, બા મારી ખાહેશ તો ખુદ બાદશાહને મારો ખાવંદ બનાવવાની છે, કેમકે હું તેને એક એવો તો બેટો જણી આપું કે હસે તો મોહમાંથી ગુલાબની ફુલકલી ખરે, રડે તો આંખમાંથી આજું નહીં પણ મોતી ગરે. સઘલી બેહનોની ખુબસુરતીનું આબ તથા ચબરાકીની ઝેહન તેમની ખાહેશના અનુક્રમના પ્રમાણમાંજ હતી. એટલે બાદશાહ પોતે તો ત્રીજી બેહન પર મોહીત થયોજ હતો. તેણે તરત ફરમાન કાઢી સર્વ બેહનોને તેમની મરજી

મુજબ પરણાવી. આથી નાહની બેહનનાં ભાગ્ય પર વડીઓને અદેખાઈ છુટી. નાહની ત્રણવાર હમેલથી છુટી તો તેની આ બે કસકુનમ બેહનોએ ત્રણેવાર તેણીનાં ફરજંદો (બે બેટા ને એક બેટી) બાગમાં ફરતા કોશનાં પાણીના ધોધે વેહતાં નાખ્યાં, અને બાદશાહનો તેની પરી જેવી બૈરી પરથી મન ઉતારો કીધો કે પેહલી વખત ફારેગ થઈ તેવાર એક બીલાડું, બીજી વેલા કુતરડું, ને ત્રીજી વેલા લાકડાંનો કટકો અવતર્યો. બાદશાહે આ દેવસ્તાની શેતાન્યત સાંભલીને બૈરીને કેદ કરી. પણ પાછલથી પેલી અદેખીઓનાં પાખંડી પ્રપંચ ફુટતાં તેણે તેણીઓને ફાંસી દીધી. આખી આલમ દેખત પોતાની મોહરદારથી માફી માગી, અને પોતાનાં ફરજંદોને મહેલમાં બોલાવી સુખી કીધાં.

એવીજ રીતની અદેખી ઢપના બનાવ ઉપરથી રોમન હકુમતમાં એક તીખલ ખલબલી રહ્યું. એક બાપની બે છોડી હતી. વડી હતી તે રોમન અમીર વેરે પરણાવી હતી ને બીજી નાહનીને હલકા વરગના પણ પૈસાદાર રોમન વેરે પરણાવી હતી. હલકાની બૈરી પોતાની બેહન અમીરણને એક સમે મલવા ગઈ, કે અમીરણનો અમીર વર રાજસભામાંથી છડી સવારીના ઠાઠમાટ સાથે ભપકામાં ઘરે આવ્યો. તે જોઈ પેલી આવેલી બેહન ખીધી. એટલે વડીલ બેહને અણકરા કીધા કે તમારા ભાજીખાઉ વરને ઘર એવા ઠઠારા તે શાનાજ હોય? આથી પેલીને નીચું લાગ્યું, તે તેણીએ આવી પોતાના વર સસરા ને ભાઈ બાપ આગલ રાવ ખાધી કે અમીર લોક રાજના મોહટા ઓદ્ધા ભોગવે ને હલકા વરગના લોકે શું ચોરી કીધી કે તેવા ઓદ્ધા અમ સરખીના માટીડાઓને ન મલે. ભઈ બાપ ને વર સસરા લાગવગવાલા હતા. તેઓએ રૈયતને હુલકાવી કે જ્યારે "કાનસલ" એટલે રાજપ્રતીનીધીની વારશીક નેમણુક થાય ત્યારે બંનેને અમીર વરગમાંથીજ હવે પછી પસંદ ન કરવા, પણ એક અમીર વરગનો ને એક હલકા વરગનો, એમ ભેલા આસામીઓ પસંદ કરવા. રૈયત એ ધારો પસાર કરવા માંગતી હતી, તે સીનેટની રાજસભાના અમીરોનો મોચ્ય ટુટવા જેવું હતું. તેથી તેઓએ બલજોરીથી કેમીલીયસને ડીકટેટર નેમ્યો કે તે પોતાની આપખુદ સત્તાને જોરે લોકોની જાહેર મંડલી ભેગી થતી અટકાવે, તથા તેમાં તેઓએ પસાર કરવા ધારેલો કાયદાએ તેમ કરીને અટકાવે. કેમીલીયસે એ મોકાણમાં પોતાનીબી મોકાણ દીઠી. તે રાજસભાના હુકમનો અમાદરે કરે છે તો તેઓ તેને ભારે સજા ફરમાવે છે. અગર તે રૈયતને નારાજ કરે છે તો ફરી તેઓ તેને દંડીને દેશવટો આપે છે. સુડી વચ્ચે સોપારી જેવી હાલતમાં તેણે પોતાને જોયો. તેણે જોયું કે બે હાથીની લડાઈમાં તેનાં જેવાં ઝાડનો ખોહ થઈ જતાં વાર લાગવાની નથી. વીલાતના રાજા આઠમા હેનરીના જમાઈ તે પાંચમા ચારલસના દીકરા ફીલીપની હીકમત તેણે હાં વાપડી. તેણે ચડસાચડસી પર ચહડેલી એ વાતને તરતવેલા ડામાડોલ ઝુલણમાં નાખી. એજ હીકમત મોટા રાજદવારીઓ મોટી બાબતના અશાબાઓમાં વાપડીને તરત વેલા મુશ્કેલ વાતને સહેલ ફડચામાં મુકી દેય છે. એવી ઝુલણની ભુલી ભુલામણીમાં એ વાત બોરંબે વા ખાતી

પડી છે, તેટલાં સારે નસીબે ખબર આવી કે ગાલ લોકોનું લશ્કર નીલના દરયાવની મીશાલ જોશ મારતું સફ દર સફ કુચ કરતું આવે છે. લોક ઘભરાયાં. કેમીલીયસ ઍંસી વરસનો છતાં તેનેજ પાંચમી વાર ડીકતેટર નેમીને મુખત્યાર ઉલ મુલક કીધો.

સાંપે કરડેલો દોરડીથી બીહે. તે મીસાલ ગાલ લોકે એક વાર સખ્ત છક્કડ લગાવેલી હોવાથી રોમન લોક ફકત તેમનું નામ સાંભલીને ડરતા. આગલા લોકો સમશેરબાજીમાં એક્કા ગણાતા. હાલના જમાનામાં અફઘાન લોકોની, તલવારના મારનાર લડવૈયાઓ દાખલની વીખ્યાતી મશહુર છે. પ્રાચીન કાલની લશ્કરી કુશલતામાં પોતાની ફાંકડી સમશેરબાજીથી ગાલ લોક એક્કા ગણાઇ બીડું ઝડપી જતા. તેમનો ઘાટ ઘડવાનો કેમીલીયસે અંદેશો કીધો. તેણે રોમન લશ્કરની ટુકી છુટભાલડીઓ રદ કરીને તેની જગે લાંબા નેઝા અથવા ભાલાઓથી તેને હથયારબંધ કીધું. શમશેરનો હાથ મુખયતવે કાં ડોક પર કાં ખંભ પર ફરતો, તેથી તે જગે ધાતુનાં બંધબેસ્તાં બખતરો આપી તેણે લશ્કર બખ્તરબંધ કીધું. તલવારના ચપકાદાર સપાટા આગલ લાકડાંની ઢાલોના આસરા નહી રહેતા અને ટુકડા થઇ જતા, તે અટકાવવા કીજે તેની વચ્ચે તેણે પીતલના જાડા ચાપરાઓ વચમાં જડાવ્યા. એવી રીતે સેના સાજીને ગાલ લોકની જંગ પર તે ગયો. તેણે પોતાનો છાવણી એક સારી ઉંચાણદાર ટેકડી પર નાખી. તેમાં તેણે એક છુપો કસદ કીધો હતો. એ ટેકડી પર મોટાં દરખતો ને વૃક્ષો આવેલાં હતાં. તેમજ તે માંહે ઘણાક ખાડા તથા કોહ પણ હતા. તેમની અંદરમાં, તથા તેમના ઓઠા આડે, તેણે પોતાનાં લશ્કરનો મોહટો ભાગ ચુપકીદેપણેથી ગુપ્ત રીતે છુપાડ સંતાડ કીધો; અને દુશમનની નજરે ફકત મુઠીભર માણસો પાડતો રહ્યો. આથી ગાલ લોક ફુલણજી થયા કે આટલા મુઠીભરને આપણું લશ્કર સામટું થઇને ફુંક મારશે તો તેના વંટોલ્યામાં તેઓ કયાંના કયાં નહીં સરખા થશે; અગર આપણું લશ્કર એમના પર ખોભલી ખોભલી પાણી નાખશે તો હજારો ખોભલીના પાણીનો દરયાવ થઈ તેના વમલની વીરમાં તેઓ તણાઈ જશે; અગર આપણે મુઠી મુઠી ભર ધુલ નાખશું તો તેમની આખી સેના જીવતી ને જીવતી ઘોરસ્તાને ડટાઇ વલશે. સૃષ્ટીની પેદાયશ માટે ગણાતાં ચાર ઓનાસર અથવા તત્વો નામે આતશ, પવન, પાણી, ને મટી સાથેજ ગાલ લોક એ રીતે વાત કરતા કરતા નભરવસપણાંની આસુદગીનાં આલસમાં અલેટાતા. તેટલાં તેમના ઉપર કેમીલીયસે ગુપચુપ અચબુચ છાપો માર્યો. ગાલ લોક સમશેરબાજી પર કુદવા ગયા, પણ તે તો લાંબા ભાલાઓને લીધેથી તથા ઉપર વરણવેલાં બીજાં સાધણોને લીધેથી લગભગ રદ થઈ ગઈ. એટલે તેઓ ફોકટમાં કપાઈ ગયા, તેઓ મફતમાં મરાઈ ગયા. તેમને ધરતીએ ઠાર નહીં આપ્યો, તેમનાં જખમીઓનો જારીનો પુકાર આસમાનની બુલંદી તલક પહોંચ્યો. આ લડાઈ ફત્તેહ કરવા આગમજ ગાલ લોકનાં નામની ધાસ્તી રોમનોને એટલી બધી હતી કે તેઓએ એક હસ્વાસરઓ કાયદો કર્યો હતો. તેઓએ ઠરાવ્યું હતું કે પાદ્રીઓ તથા ધરમગુરૂઓ લશ્કરી નોકરીમાંથી બીજી બધી વખતે બાતલ છે, પણ ગાલ લોકનો હુમલો આવ્યો હોય તો તે

વખતે નહીં. બોનાપાર્ટ, ટીપુ સુલતાન, તથા નાના ચંડાલના નામના હાક એવાજ હતા.

ફત્તેહની ખુમારી સાથે પાછાં ફરેલાં રોમન લશ્કરે રાજ પ્રતીનીધી ("કાનસલ") નેમવા બાબતની બંધ પડેલી ચકચાર આગલ કરતાં બેવડાં જોશથી જગાડી તાજી કીધી. ભારે ફુટફાટ પડી જવાનો અને એક સીકંદર ઝઘડો બરપા થવાનો ભય હતો. રાજ-સભામાં દાખલ થવા આગમજ કેમીલીયસે "પન" લીધું કે આ બાબતનો જો સમાધા-નીથી નીવેડો આવે તો "સમાધાની"ની દેવીને નામે હું એક દેવલ બાંધું. એજ રીતે ભયમાં આવી પડેલા અને દરયાના તોફાનથી ચાબકા ખાતા, ઇરાનથી નાહસી આવેલા પારસીઓએ આજ કેટલીક સદીની વાત પર કીસ્તીઓમાં "પન" લીધું હતું કે, તેઓ જો તે આફતમાંથી સલામત બનચશે, તો ધરતી પર તેઓ પોતાનું સર્વથી પેહલું કામ બેહરામ ઇજિદની નઇયેતે આતશબેહરામ સાહેબનું તખત પરઠવાનું કરશે. ખરેખર ખુદા પાસે ખરાં મનથી અને ઇમાનો એકીનથી ચુસ્ત નઇયેતે માંગેલી મુરાદ રદ જતી નથી. ખરેખર તે સાહેબની યાદ કરવાનું ફલ હરકીસમે મળ્યા વગર રહેતું નથી. નાસ્તીકોના પરાજય અને આસ્થીકોના જય સારૂં એટલીજ સાબેતી બશ છે કે પારસીઓબી પોતાની ધારણામાં પાર પડયા હતા અને કેમીલીયસની નીષ્ટાબી બર આવી હતી. રાજસભા છેક તડી ગંરદને હતી તેબી થોડીક નરમ પડી; રૈયત જે છેકજ ફુંફારાફાડ વા પર ગયલી હતી તેબી થોડીક નમી. કુચ હમારાબી કુચ તુમારાબી, એમ સેવટ આવ્યું. રાજસભાએ કબુલ્યું કે ઠીક એક રાજ પ્રતીનીધી અમારો તો એક તમારો; પણ "પ્રીટર" એટલે પ્રમુખ ન્યાયાધીકારીનો એક નવો ઓહ્દો ઉભો કરવાની ગરજ છે, તે ઓહ્દો બસ અમીર વરગને માટેજ એલાહેદો રહેવો જોઇયે. રૈયતને તે વલી કંઇ ઢંગ ઢડો હશે. તે તો બાલક જેવી બાલક. તેને ગમતી કઠીરની ઠીકરી જેવી ચીઝથી તે રાજી થશે, પણ આપણે ગમતી સોના હીરા જેવી જણસને તે કશા કાટમાં લેખવાની નથી. જો રૈયતનો પ્રયોગ અબઘડી આ તરફ થયો, તો જરીક વારમાંજ તે પેલી કોર બદલાતાં વાર લગાડશે નહીં. તે લોકને એક "કાનસલ" કરવાનો હક મળ્યો, તો તે બદલ તેઓએ એક સારામાં સારો જાહુકનો ઓહ્દો અમીર વર્ગ માટે વધારી આપ્યો. એ મીસાલ અમીર વર્ગનીબી ટંગડી ઊંચી રહી, અને રૈયતની ટંગડીબી. પણ "મીયાં મરતે તો મરતે પણ ટંટીસે લડતે" જેવી ઊંચી રહી. એ ઉલટમાં ને ઉલટમાં "સમાધાની" દેવીની નઇયેતે માનેલું દેહેડું ખાસાં સારાં મંદીરોમાંબી દીપી નીકળે તેવું બાંધવાના ખરચની પરવાનગી ભારે ઉમંગથી "એકામતી એકાજતી" અપાઇ.

નામ તેનો નાશ. પેદા તે ફના. એક મ્હોટી મરકી ફેલાઇ તેમાં સંખ્યાબંધ રૈયત મરી ધોવાઇ. તેઓમાં બડો બુઢેમીયાં, તે આપણો મરદાને મરદ કેમીલીયસબી મુઓ. પણ રૈયતનાં સર્વે આદમીઓ પોતાના ભાઇબાપોનાં મરણને ખાતર જેટલું રૂદન ન રડયાં, તેટલું તેઓ પોતાના આ ચીચા ગુરગીન જેવા બુજરગ કાકા ખાતર રડયાં. આખું દેશ રડયું કે આખાં રોમનો બીજો બાપ મરી ગયો.

# રણબીરજંગ "મારસેલસ."

ઇસ્વી સનની પુર્વે સુમારે સવાશે સદી ઉપર કારથેજ શહેરમાં હેનીબાલ, તથા રોમ શહેરમાં મારસેલસ, ફેબીયસ મેક્ષીમસ, અને સીપ્યો આફ્રીકિનસ જેવા જેહાનના જંગીઓનો જગતમાં જાણીતો ઝુમલો થયો હતો. એઓ મધ્યેથી અમે મારસેલસનું લક્ષણ ચરીત્ર તરતવેલા આરંભ્યે છીયે. મારસેલસનું ખરૂં નામ મારકસ કલોડયસ હતું. તે પાંચ વાર કાનસલને ઓહદ્દે એટલે રાજપ્રતીનાધીપદને પહોંચેલો. ડીકતેટરનો ઓહદ્દો અમલમાં વધારે આપખુદ એ વાત ખરી છે. પણ તેમ કાનસલનો ઓહદ્દો દરજ્જાવાલો તથા માન મરતબાવાલો એબી વાત ખરી છે. ડીકતેટર નહીં નેમે તો ચાલે; પણ કાનસલ નહીં નેમે તો નાજ ચાલે. ડીકતેટરને કડાકડીના વખતમાંજ નેમાય; પણ હઓ કડાકડી, કે પછી હઓ શાંતતા, પણ કાનસલ નેમ્યા વગર છુટકજ નહીં. ડીકતેટર લશ્કરી અમલમાંજ ખપ લાગે; કાનસલ, લશ્કરી તથા રાજને લગતા સઘળી તરેહના વહીવટમાં ખપ લાગે. ડીકતેટરનો ઓહદ્દો જાલમજોર ભર; કાનસલનો ઓહદ્દો દરબારના કાનુનોને અનુસરતો. ડીકતેટર એકજ હોય; કાનસલ બે હોય. પાછલથી કાનસલોની સંખ્યા દેશના વીસ્તારના પ્રમાણમાં વધી હતી.

મારકસ કલોડયસ મોટો જબરજંગ જોદ્ધાણી પહેલવાન હોવાથી તેને "મારસેલસ" એટલે "મંગલ વીર" અથવા "લશ્કરી વીર" નો ખીતાબ અપાયો હતો. મંગલ દેવતા તે યુનાનીઓની તથા રૂમીઓની દંતકથામાં લડાઇના દેવ દાખલ ઓલખાય છે. એટલે જે જોદ્ધાણ્યો ઘણો જબરજંગ હોય તેને તે દેવતાની ઉપમાંનો ખેતાબ આપ્યાથી તે પોતાને નેહાયત નવાજેશ પામીને નેહાલ થઈ ગયલો ગણે. મારસેલસ જે કાળમાં થઈ ગયો તે કાળમાં રોમમાં જનમેલાં બાલકોએ જનમની શીરૂથી તે મરણના અંત સુધી બસ લડાઇ, લડાઈ, ને લડાઈ સીવાય બીજું કશું દીઠુંતુજ નહીં. તેમની બાલ્યાવસ્થામાં રોમનોને કારથેજીન્યનો સાથે જુદ્ધ મચ્યું; તરૂણાવસ્થામાં ગાલ લોક સાથે લડાઈ ચાલી; વૃદ્ધાવસ્થામાં ફરી કારથેજીન્યનો સાથે સુલતાની જંગ લાગ્યું. એટલે એટલા અરસાને લડાઈની ક્રુર વીક્રાલતાનો જમાનો કહયે તો ખરૂં થાય.

મારસેલસની ઉતપંતી એવા સંજોગ વચ્ચે નીપજેલી હોવાથી એક તો જનમથીજ "હરવાયો આપછેરથા" જેવો હતો, તેમાં ઉધરભવ લેતાં લેતાં તેની લડાયક વલણ અજબ રીતના ગજબમાં ખીલી નીકલી. તે ડીલે પોલાદ્દિવંદ, દસ્તનો જબરદસ્ત, અને ઝુગાલનો ફઈનતન હતો. તેના ચહેરા પર લાલ આફ્રત જેવો શીતનેબાજ લશ્કરી તાબ મારી રહ્યો હતો. હમનબરદી કરવામાં તે હમેશ હરોલ પડતો. ક્રોધ

જાુકેમસે કહે તો એ સાચેમાચ ઉત્રી પડે તેવો હતો; એક હરીફ તલબ કરવાનો હોય તો તેની જગે બે આવી જાય તો બહુજ ખુશ થઇ જતો. તે ગોયા કજાની ખજા હતો—મઝાની રજા હતો—સજાની સીફત હતો—જફાની વફા હતો—ખફાનો તોફા હતો—પણ દીલનો ગફા, અને દાનતનો સફા, હતો.

ઝાર પીટર ધ ગ્રેટનાં શેનશાહલના અરસામાં રશ્યન લશ્કર જંગપણામાં ઘણું નબલું હતું. સુઇડન દેશના જંગી રાજા બારમા ચારલસને હાથે હમેશ માર ખાઈ તે પાછું હટતું. તોય ઝાર પીટર તેમને જંપીને બેસવા નહીં દેતાં પાછો ટૉસ ટૉસ કરી લડાઇ પર કહાડતો. એટલે એક વખતે તો આગીસરોએ નફટ થઈ કહ્યું કે જેહાંપનાહ એ લડાઇ પર જવામાં કુચ નફો નથી; કેમકે જ્યારેબી જઇયેચ કે માર ખાઇને નહાશી આવવા વના છુટક થતો નથી. પીટર કેહજે ફીકર નહીં બરચાઓ, માર ખાતાં ખાતાં માર મારવાનીબી કુનેહ તમે શત્રુઓને જોઈ જોઇનેજ શીખશો. આખરે તેમજ બન્યું. રશ્યનો લડાઇગીરીમાં કસાઈ કસાઈને એવા તો બારે ગાંઠ પુરા થયા કે પછીથી તેઓએ ગમે એવા જબરા ગણાતા શત્રુને લેશભાર મચક આપવાની ના પાડી; તેમને મનસે જેઓ અગાઉ દીવાના જેવા જોરાવર લાગતા, તેઓ હવે "પોઇસ" જેવા "એઇત" ગણાવાં લાગા. જેમ રશ્યનોનો એ દાખલો છે, તેમ મુંબઇગરા પારસીઓનો બીજો દાખલો છે. એકવારની એ લડાયક પ્રજા દન પર દન પોતાનું શુરાતન ખોઈ બાયલાપણાં પર ઉતરતી જાય છે એમ કેટલાકોનો અભીપ્રાય હતો. પણ પુરાતન શુરાતન તેમની બલુ લોહીવાલી બાદશાહી નેસોમાં હજી કેવા ઠબકારા લેય છે તેનો દાખલો તેઓએ ઇરાનમાં તેમજ હીંદુસ્તાનમાં તવારીખના સફા ઉપર નોંધાવ્યો છે. ખરી વાત છે કે તેમનુ સુસ્ત પડેલું લોહી ગરમી પર લાવવા સારૂં પ્રથમમાં એક બે ધમકાની ગરજ પડે છે. પણ એકવાર તે સુસ્તી ઉડે છે કે પછી બીજી વાર ગમે એટલું સમજાવી લેવા છતાં તે પાછું સુસ્તી પકડવાને ના પાડે છે. વાસ્તે એ સુસ્તી ઉરાડવા જવું ને હાથે કરીને બળાના ફાંદાનો જોખમ બેડવા ગયા બરાબર છે.

અર્વાચીન વખતના ઉપર ટાંકેલા બે દાખલાઓને મુકાબલામાં અનુસરતો ઉત્રે એવો પ્રાચીન કાલનો મારસેલસના વખતનો દાખલો છે. રોમનો કેટલીક વાર તેમના લશ્કરી હરીફોને હાથે કાપ ખાઈ ગયા, બલકે માર ખાઈ ગયા. પણ પાછલથી એવા ચગોર થઈ ગયા કે શત્રુઓને શું, પણ શત્રુના બાપદાદાઓનેબી પાત્રે પાણી પાય. એવા જમાનામાં ભારી માવેના મારસેલસે મરદાનગીના મેદાનને દરમ્યાન પોતાનું સર બુલંદ ઉઠાવ્યું. લડાઈઘાહમાં તેણે ઘણાઘણા બતંગ બની ગયલા બેચારાઓના જાન ભારે બહાદુરીથી બચાવ્યા, તેથી તેને પ્રજા તરફથી તેમજ રાજસભા તરફથી ઘણી ઇજ્જત તથા ઘણું ભારે માન અકરામ મળ્યું.

આ વેલાએ આલ્પ્સ પર્વત તરફથી ગાલ લોકનો ધસારો થયો. રોમન રાજની જુસરીમાંથી હુલડ મચાવી છુટેલી એક પ્રજાને યાં પગારદાર ભાડુતી લશ્કર તરીકે તેઓ આવ્યા હતા. એવાં ભાડુતી લશ્કર રાખવાના દાખલા ઇંગ્લીશ તવારીખમાં

જાણીતી થયલી ઘણીક લડાઈઓમાં બનેલા છે. માથાંમાં સાડા સાત શેર રાઈ, તો પેટમાં સાડા સત્તર શેર મરચાં લઈને, જરમનો આખી પલટણ ને પલટણબંધ ઇંગ્લીશ નોકરીમાં આવતા. એવી જાતની બાહુતી ઢપની મદદગારીમાં આવેલા ગાલ લોકોથી રોમન પ્રજા હેબકી ગઈ. "સીબીલ" ને નામે ઓળખાતાં આકાશી વાણીનાં પુસ્તકોમાં જોઈ એવી અસાધારણ વખતે તેઓ મસલેહત મેળવતા. એમાં આધાહીઓ તથા પેગંબરીઓ લખેલી કહે છે. એ ચોપડીઓની હકીકત એમ છે.

સીબીલની ચોપડીઓ એક ઘરડી જાદુગરણીએ લખેલી કહે છે. તેણી જેવારે પોતાની જુવાનીમાં હતી, તે વેલાએ સુર્ય દેવે પ્રસન્ન થઈ કહ્યું કે માંગ માંગ માંગે તે આપું. દરયા આગલની ઝીણી રેતી મુઠી ભરીને લઈ તેણી બોલી, ગમે આ રેતીના જેટલા દાણા હોય તેટલાં વરશની મારી જીવીકા થાય એવું યા વરદાન દયો કે ન તો યા તમે આપેલું વચન લોપો. સુર્ય દેવે આશીષ દીધાથી તે બાઈ જુગ જુગના આયુરદાવાલી થઈ તો ખરી; પણ વરદાન માંગતી વખતે સાથે લાગું તે વેલાના જેવુંજ જુવાની તથા તંદરોસ્તીનું સુખ માંગતા ભુલી ગયલી, તેથી ઘડપણના વખતમાં તે એવી કાલી કરચલ્યાળી, સુગ લાગે એવા દેખાવની, કંતાયલાં દીલની, અને તીરસ્કાર ઉપજે એવા દેખાવની થઈ કે બોલવે વાત નહીં. તેણીએ "સીબીલ" ની નવ ચોપડીઓ બેતબાજીમાં લખી કહે છે. કોઈ કહે છે કે એ મતારી બુઢયા ઈરાનની રહેવાશી હતી, કોઈ કહે અરબસ્તાનની, કોઈ કહે ઇજીપ્તની, કોઈ કહે ગ્રીસની, કોઈ કહે રોમની, અને કોઈ કહે કેહેની નહી, કેમકે તેની બધી વાતજ ગલત છે. એ નવ પુસ્તકો લઈને એક દી એક ડોસી રોમનાં પહેલા ગાદીવંશના છેલા રાજા નામે મગરૂબી ભરેલા ટારકુઈન પાસે આવી. તે ચોપડીઓ તેનાં સીંહાસન આગલ રજુ કરીને તેની કીંમતમાં એક મ્હોટા ગંજ ખજાના જેટલી દોલત માંગી. રાજાએ ના પાડી. એથી પેલી ડોસીએ ત્યાં ઉભે ઉભેજ મંત્ર ફુંકી આતશ સલગાવી તેમાંની ત્રણ ચોપડી બાળી નાખી.[૯] પછી બાકી રહેલી છની કીંમત વાસ્તે પણ આગલના જેટલોજ દરંગ માંગયો. વલી બાદશાહે ના કહી, કે વલી બીજી જઇને તેણીએ જોતાં જોતમાં બીજી ત્રણ ચોપડીઓ ફુંકી મેલી. ફરીને બાકીની ત્રણ માટે પહિલાનાં જેટલીજ કીંમત માંગી. બાદશાહ આ ચમત્કારીક રીતથી ઓચંબો પામ્યો. તેણે કેટલાક દરબારી દાનાવોને ફરમાવ્યું કે એ ચોપડીઓ, જે ઝાડોનાં પાતરાં પર લખેલી હતી, તેમની અગત ને વીગત વાંચી તલાસ કરી રૂબરૂમાં રીપોર્ટ કરે. દાનાઓની એ કમીટીએ અભીપ્રાય આપ્યો કે રાજને કાજ એ પુસ્તકો ભારે કીમતી છે. એટલે બાદશાહે તે ખરીદ કરીને ભારે તલાસ હેઠલ તેમને રાખ્યાં. જ્યારેબી તેમને ઉઘાડી જોવાની તક આવતી, ત્યારે રાજનો મામલો જો છેક અણીપર ઠીક જેવો બારીક હોતો, તોજ તેને ખુલવાની પરવાનગી મલતી. તે ખુલતી વખતે પણ ભારે કીરયા ક્રમો કરવામાં આવતાં. પાછલથી એ ચોપડીઓ આગમાં બલી ભસ્મ થઈ તેની જગો ટરકટી નકલો જનમ પામી. એવી ખોટી નકલોમાં એવી તો બેહુદી ડંફાસ હાંકવામાં આવી

હતી કે જે સાદી બુદ્ધીના સમજદારોને પણ સહજજ સમજાઈ જાય. ટુંકામાં એ ચોપડીઓનો તે હાલ થયો કે જે હાલ જામાસ્પ હકીમની જામાસ્પીના બાબમાં બન્યો હતો. પારસીઓના પેગંબર સત જરથોસ્ત સ્પેનતમાન (જેમને તેમની દીન ફેલાવતાં આપણી આંખમાં નવધાર આસું છુટે એવા હાંદેસા ખમવા પડ્યા હતા, તે સાહેબનાં રૂહ પર અગણીત દરૂદ વ સલામ વ બંદગી હોજો) તેઓ સાહેબે કયાની પાદશાહ ગુસ્તાસ્પને મોજેજાતી શરાબ પાઈ જીવતાં જીવત તેનું બહેસ્ત દેખાડ્યું હતું; તેના બેટા અસફંદયારને ચમત્કારીક દુધ પાઇને રૂઇન-તન એટલે કાંસાનાં જેવી નક્કર દેહનો બનાવ્યો હતો; બાદશાહના બીજા બેટા દસ્તુર પશોતનને બાગે બહેસ્તનું ઓચંબીત દાડમ ખવાડીને અમર કાયા કરી આપી હતી; તથા દાનાઈથી ભરેલા વજીર (? બાદશાહના જમાઈ) જામાસ્પ હકીમને તલે-સ્માતી ફુલ સુંઘાડીને તેને વર્તમાન, ભુત, તથા ભવીષકાલની સઘલી વાતોથી જાણકાર કરી દીધો હતો. એ પેગંબર સાહેબે એ મોજેજા કરવા આગમજ ગયબી નુરના તથા જીવતદાનીના સાહેબ આતશની નજદીક દાદાર અહુરમજદની સેતાયશ કીધી હતી. એ સેતાયશના ફુલ તરીકે જામાસ્પ હકીમને જે આઘાહી એનાયત થઇ, તે ઉપ-રથી તેણે ઈરાનનાં રાજની પાછલાં વખતની વ્યવસ્થાનો, તથા પારસી કોમની પાછલા વખતની હાલતનો, છાપ દેખાડનારૂં એક પુસ્તક નામે "જામાસ્પી" રચેલું કહે છે. જ્યારે સીકંદરે (એલેક્ષાંડર ધ ગ્રેટ) શરાબનાં છાકટપણામાં તખ્તે જમશીદ બાળીને ખાખ કીધું, ત્યારે અગણીત કીમતી પુસ્તકો ભેગું એ નામીચું પુસ્તકબી હમામખા-નાઓનાં પાણી તાતવવાનાં કામમાં તારાજ થયું કહે છે. તેની બનાવટી નકલો પાછલથી ખરી "જામાસ્પી" દાખલ ફેલાવવામાં આવી. પણ તેમાં બેહુદી વાતોનો જથ્થો એટલી પુશ્કલતામાં ભેલમભેલા થઈ પડ્યો કે જેથી આપણને માનવાને કારણ થાય છે કે કદાચ પારસી લોક જેમ માને છે તેમ, કાં તો તેની થોડે દરજ્જેની સાચી અંશવાલી નકલ જેમ ધારવામાં આવે છે તેમ ઈરાનના શાહના ખાનગી ખજાનામાં બારૂ બંદોબસ્તી હેઠલ રાખેલી હોય, કે નહીં તો કોઇબી ખરી નકલ કંઇ પણ મુલગીજ ન હોય. "સીબીલ"ની ચોપડી શું ઢપની હતી તે સમજાવવાનો ખુલાસો કર્યા બાદ, "જામાસ્પી" કેતાબની બાબત પર સમજ આપવાનું કારણ અમને એટલુંજ કે વખતે "જામાસ્પી"ને કાં નહીં રોમન ભાશામાં જુદાં જુદાં નવ પુસ્તકોમાં તરેહવાર ફેરફાર સીક્કે ઉતારીને, તેમની કીંમતનો બોજ વધારવા ખાતર ઉપર જણાવેલી "સીબીલ" ડોસીની કાહણી, કીસ્સા રૂપે ઉભી કરવામાં આવી હોય?

હવે એ સીબીલની ચોપડીની મસલેહત લેવામાં આવી, તે વેલાએ મારસેલસને "ઓગર" એટલે "જાણકાર" ને ઓહ્દે નેમેલો હતો. તે ઓહ્દાની રૂએ તેણે ને બીજાઓએ તેમાં જોઇને છુપી રીતે મનુશ ભોગ આપ્યા—કે જેમ અઘડીની સઘડી થવા સારૂં વહેમી હીંદુઓએ છેક હમણાં સુધી અંબા ભવાની અથવા કાલીકા માતાને મનુશ ભોગ આપેલાના બનાવ છે. મારસેલસે એ મનુશભોગો એવી રીતે આપ્યા

કે ગાલ તથા ગ્રીક દેશનાં અકેક જુવાન સ્ત્રી પુરૂશનાં જોડાંને ત્યાંનાં ઢોર બજારની વચ્ચે ખાડો ખણાવી કમકમાટ ઉપજાવનારી રીતે જીવતાંને જીવતાં ડટાવી દીધાં. નવમબર મહીનામાં એવીજ રીતના મનુશભોગોની કીરયાનું કામ પાછલા વખત સુધી જારી રહ્યું હતું. મુશ્કેલીની વેલાએ ભોલાં લોકો તરેહવાર ગપ ઉરાડતાં જેમ કસી પાંતીનો આંચકો ખાતાં નથી, તેમ આ વખતેબી તે લોકમાં બુમ પડી કે ફલાણી નદીનાં પાણી લાલ આતશી લોહીને રંગના ખુનસી દેખાયાં; ફલાણે ઠેકાણે એક નહીં, બે નહીં, પણ ત્રણ ચાન દેખાયા. (દીલ્હીના જગતગુરૂએ અકબર બાદશાહના વખતમાં ઈલમને જોરે સોનાની થાલી ચઢાવી એકની જગે બે સુરજ કરી દેખાડીને નવસારીવાલા દસ્તુરજીનું પારખું પુછ્યું હતું; જેવણે ભણી ગણી બંદગી કરીને તે થાલી પાછી ઉતારી દઈ ખરો સુરજ કયો તે દેખાડયું હતું—એવો જે કીસ્સો, તેને મલતો ઉપલો ત્રણ ચાન દેખાવાનો દાખલો છે.)

એવામાં રોમન કાનસલો નેમવાની કીરયામાં કંઈ ખતા થયલી જણાઈ, કે તરત સીનેટે હુકમ કરી બંને કાનસલને પાછા બોલાવી મંગાવી તેમની જગે બીજાઓને પસંદ કીધા. ઘણીકવેલા લોકોની કીધેલી અમુક નેમણુકો સીનેટને નાપસંદ પડતી, તો તેઓ "ઓગર" અથવા જાણકારજનો ઉપર લાગવગ મારીબે તેમની મારફતે અપસગન થવાનો તથા દેવતા કોપવાનો ખતરો તેઓ નખાવતા. તેવી નાલાયકી વાપડીને તેઓએ ઘણીક લાયક નેમણુકો જાણબુજથી રદ કરાવી હતી. એક વખત કોનસલ ફલેમીની-પુસ ગાલ લોકની લઢાઈ પર ગયો હતો, તેની નેમણુક વીશે કશી ખોડખાપણ નીકળી. એટલે સીનેટે લાગલો તેને હુકમ ફરમાવ્યો કે તાબડતોબ વાંચતાં વેત રોમ તરફ નીકળી આવી કાનસલનો ઓધો છોડવો. એ વખતે લડાઈ કરવાની સઘળી તૈયારી કરેલી હોવાથી કહે છે કે ફલેમીનીપુસે હાથે કરી હુકમને તાબે થવાના અખાડા કીધા. પણ તેણે પોતે એવો બચાવ આણ્યો હતો કે લડાઈ પુરી થયા બાદ મેં કાગળો ઉખેડયાં ત્યારે મને તો ખબર પડી. એ છતાં રોમન પ્રજાએ તેનું એ ઓઠું માન્યું નહીં, કે લડાઈની અગાઉ કાગળ મલેલાં, તે લડાઈ ખતમ થતાં સુધી રાખી મુકવાનો શું ખપ? આને લીધે એ કાનસલ પોતાની "પીરોજગરી" ખોવાની ધાસ્તીમાં હતો. કેમકે ધારા પ્રમાણે કાનસલ બહારગામથી આવે તો તેને વાજન ગાજનને વધાવે અંદર લાવવા સારૂં લોકો એસ્તેકબાલ જવાં જોઈયે, તે કોઈ ગયાં નહીં કે એણે આપણા હુકમનું અપમાન શા સારૂંથી કર્યું. પછીથી તેને "પીરાજગરી" તો આપી, પણ તેની બારવણેજ કાનસલપણાની સત્તા તેના પાસે છીનવી લઈને તેને સાધારણ શેહેરીની પંકતીપર બોલ બોલતાંમાં ઉતારી પાડયો. અસલથી ચાલતી આવેલી રસમને માન આપવા જેટલા રોમનો ભોલા હતા ખરા, પણ તેથી તેઓ વહેમના દરયાવમાં કંઈ છેક ગરક જવા જેવા અણઘડ ન હતા. ફલેમીનપુસ લગરીક મીજાજનો તાતો, ગરમ, હુલડ, ઉછાછલો, ને ઉતાવલો કાનસલ હતો. તેણે એ જંગવેલા જોયું કે છતી લક્ષમી ચાંલ્લો કરવા આવીચ, ત્યારે શું કામ ઉભી રહે મ્હોડું ધોઈ આઊંછ, એવી ઢીલ નાખું. એમ

કરી તેણે યા તોકફલ પોતાનું લશ્કર ગોઠવતાં એવો ઘાટ રચ્યો કે પછવાડે નદી રાખી અને સામા શત્રુઓ રાખ્યા. એટલે રોમન લશ્કરનો જીવ પર આવીને લડયા સીવાય છુટકજ નહીં થયો. કેમકે એ તેમ નહીં કરતે તો નહાસવું પડતાં વેત નદીમાં ડુબી મરવું પડતે. એવું કીધા છતાંબી રોમનો હારી જતે, અગર લશ્કર-રક્ષી "મીલીટરી ટ્રાઇબ્યુન્સ" લોકે ગાલ લોકના શમશેરી હાથ ચાલતા અટકાવવા કીજેથી લશ્કરને હુકમ ન દીધો હતે કે ગાલ લશ્કરસે અંગો અંગ બાઝી પડો, અને તમારી તરવારો ટુંકે કદને અંતરે પકડીને તેમનાં પેટમાં ઘોંચી ઘાલો. એ જંગબાજીમાં ગાલ લોકનું કશું નહીં ચાલ્યું તેનું કારણ એ કે તેમની તરવારો અણી વગરની હતી. તે કસાઇઓના છુરાના આકારને મલતી આવતી હતી. જંગમાં જીતીત્યાથીજ, ફ્લેમીન્યુસે કરેલા અનાદરનો વખ રોમનોમાં વળ્યો હતો. કાનસલની નેમણુકમાં ખામી જણાતાં રૈયત તેમને બોલાવી લેતી એમ ઉપર લખ્યું છે. પણ તેમ એવુંબી હતું કે વલી કેટલાક કાનસલો કંઈ ભારે કામ નહીં બજાવી શકાય એવું આવી પડ્યું હોય, તો તેમાંથી બચવા ખાતર પોતે હાથે કરીને પોતાની નેમણુકમાં હર કંઈ તરેહની ધરમ સંબંધી કે અપસુકન સંબંધી ખામીઓ કહાડી ખતરો પેવશ કરતા, અને તેમ કરીને એકલએ જોખમમાંથી અલગા થઈ બેસતા.

ફલેમીન્યુસને ઓહદેથી ખલાસ કીધા પછી માર્સેલસને એ મ્હોટા ઓહદા પર નેમ્યો. પોતાના સાથી કોનસલ દાખલ તેણે નીયસ કોરનીલીયસને લીધો. પીનીનશુલર કેમપેનમાં ડ્યુક આવ વેલીંગટનના હાથ હેઠલનો જનરલ ક્રાફર્ડ જેવો મીજાજે ઉતાવી પણ ગુણે બહાદુર પહેલવાન હતો, તેવો આબેહુબ લડાયક ખવાસ માર્સેલસનો હતો. લડાઈ આવી કે તે નેણ ચઢાવતેનેજ એમના ડોળા તેમ ફાડી તરાડીને ફેરવી નાખતો. તે ન જોતો દુશમનની સંખ્યા, કે ન જોતો પોતાના લશ્કરની ગેરફાયદા ભરેલી હાલત. બસ લડાઇનો સોડમ આયો કે તેનાં નાકનાં નસકોરાં ફુંફારે ફુલાતાં, વીજલીની પએ તેનું લોહી ચમકતું. થોડુંક લશ્કર લઈ તે એક શહેરમાં ગાલ લોકોની સામે થયો, થોડુંક લશ્કર આપીને તેણે પોતાના સાથી કાનસલને બીજે શહેરના ગાલ લોકોની સામે મોકલ્યો. માર્સેલસ સામે જે ગાલ લોકની સંખ્યા હતી તે ભારે હતી. પણ તે તો તરાડાબંધ જંગના મેદાનમાં કીનેકસીથી છેડાયલા નરે અઝદાની મીસાલ ઉભો, અને પોતાની હમનબરદ દાખલ ગાલ લોકના રાજા વીરીડોમેરસને તલબ કીધો. એ રાજા કદનો બુલંદ, બાજુનો કવી, પંજાનો ચુસ્ત, અને મીજાજનો મુસ્તાક હતો. તેણે અંગમાં ખાલિસ સોનાનું બખ્તર પેહર્યું હતું, જેના ઉપરનો ગોહરોનો જડેલો જડાવ આફતાબની રોશનીથી વીજલીના ચમકારા કરી રહ્યો હતો. જેવારે ગાલ લોકના રાજા દલેર વીરીડોમેરસે એવો મામલો દીઠો, તેવારે તે સેતાબ વાયની મીસાલે ઘોડો દપટાવતો જંગના મેદાનમાં આવ્યો, અને પોતાના મેહબુબની માફક લટકતી ચાલે ચાલનારા ઘોડાને ઓલાણ દેવા લાગો. તેની ખુબ નમુન પેહલવાની શાની જોઈને માર્સેલસે આકાશી દેવતાઓની મુનાજાત કરી કસમ લીધા કે અગર આજે એ કદાવર

રાજા ઉપર હું કમીનો બંદો ગાલેબ આઉં, તો તેનાં હથયાર તથા બખ્તર વગેરે "દેવના પણ દેવ" જુપીટરની નઈયેતે અરપણ કરૂં.

એ મુજબ એકવચની એકરારનો ધર્મીષ્ટ કસદ કરીને મારસેલસ લડાઈમાં મશગુલ થયો. તેનાં બન્ને યારી દીધી. તેણે પોતાની નેજાની નોંકના પેહલાજ આંચકાથી રાજાને તેના બખ્તર સાથે સીવી લીધો. એ આચકા સમેત રાજાના પાઉં રીકાબમાં ઉસ્તવાર રહી શક્યા નહીં. તેથી તે જેવો જમીન પર પડ્યો, તેવોજ મારસેલસે બીજા બે ત્રણ નેજા મારીને તેનો જાન કબજ કીધો. ઈરાની તથા તુરકી પેહલવાનગીરીના તરીકા પ્રમાણે બંને લશ્કરના સરદારેસરદારની લડાઈ પુરી થવા પછી, તું કહે ગોયા ભુખો શેર ગોસ્ફંદના ગોવાળામાં જઈ પડીને એક ઘડીની રમતમાં તેને પરાગંદેહ ને પાયામાલ કરી નાખે, તેમ મારસેલસે ને તેનાં રોમન લશ્કરે, ગાલ લશ્કરની એક લેહજાવારમાં ખાનેખરાબી કરી નાખી. પોતાના સરના તાજ જેવા સીપેહશાલારના મુઆથી એક તો ગાલીઓ રંજીદાભરેલા તથા આજુરદે ખાતર થઈ ગયા હતા, તેમાં મારસેલસની પેહલવાનગીરી આગલ તો તેઓ ગોયા સીંહની આગલ બુઠીયાં લોકડી હોય તેવા લાઈલાજ, લાચાર, લાતાકાત, લાકૌવ્વત, લાતવાન, બન્યા.

જવાંમરદીથી એ મીસાલ પોતાનું નામ ઉઠાવીને, મારસેલસ પોતાના સાથીની મદદે ગયો. તે સાથીનું ટટ્ટુ તેણીમેર કશું ચાલ્યું નોતું. પણ જેવી તે શહેરમાંના ગાલી લોકને પોતાનો માનીતો રાજો માર્યા જવાની ખબર પડી, કે તેઓએ અલબરૂજ પહાડ જેવો શોકનો પુકાર ઉઠાવી, પોતાનીરાજીખુશીથી તે શહેર છોડી દઈ વલતી કુચ કીધી. કહેછે કે આ સુધાં રોમન સીપેહશાલારોના હાથ પર ત્રણ રાજા જંગના મેદાનમાં માર્યા ગયા હતા. પેહલો તો રોમ્યુલસના હાથ પર ફીનીનેનસીસ લોકનો રાજો એકરોન; બીજો કોરનીલીઅસ કોસુસના હાથ પર ટસ્કન લોકનો રાજો વોલમનીયુસ; અને ત્રીજો મારસેલસના હાથ પર ગાલી લોકનો રાજો વીરીડોમરેસ. આ વેલાએ રોમ શહેરમાં મારસેલસની જીહતનાં માનમાં જે "પીરોજગરી"નું સરઘસ નીકલ્યું, તે ભારે દમામ સાથે નીકલ્યું. કેમકે તેમાં આવેલી લુટ જેમ જથ્થાબંધ તેમ કીમતી હતી. ચાર ઘોડા જોડેલી એક ભપકાદાર રથમાં મારસેલસ બેઠો હતો. તેના હાથમાં લાકડાંની એક દંડાકાઠી ઉભી ધરેલી હતી. તે કાઠીની ઉપર તેના હાથ પર મારયા ગયલા રાજાનું બખ્તર તથા હથ્યાર બરાબર ઘટતી રીતે ધરાવ્યાં હતાં. સરઘસ ફરી રહ્યા પછી તે જુપીટર દેવનાં દેવાલયમાં નઝર દાખલ અર્પણ કરવામાં આવ્યું. બીજી લુટનો અસબાબ એટલો બધો હતો કે તેથી રોમનો ધરાઈ ગયા તો ધ્રરાઈ ગયા, પણ તેમના મીત્ર રાજા તથા પડોસી પ્રજાઓનો ફાલો પણ એટલો બધો આવ્યો કે તેઓબી તેથી ખુબ ધરાઈગયા. દેવતાઓની નજદીક પણ નૈવેદ તથા બલીદાનોની ફીરયા ઉપરાંત ઘણી કીમતી ભેટ સોગાતો ધરાવવામાં આવી. એ મીસાલે "સૌ સારૂં જેનું સેવટ સારૂં" થયું.

મહીસુરનો ટીપુ સુલતાન જેવો ધંડથાનો ત્રાસ હતો, લંગડો તૈમુરલંગ જેવો એશ્યાનો ત્રાસ હતો, અને બોનાપારટ જેવો આખા યુરપ ખંડનો ત્રાસ હતો, તેવો ભારે

ત્રાસ કારથેજ સ્વસ્થાનના મહાન લશ્કરી જોદ્ધા હેનીબલને નામનો રોમ શહેરને તથા આખાં ઈટલી દેશને હતો. તે જ્યાં જ્યાંથી લડાઈ લઈ ગયો કે ચઢાઈ ચઢી ગયો ત્યાં ત્યાં તેણે આખર હઝારાની રસ્તાખેજ જગાવી. તરવાર ને આગથીજ તે કામ લેતો. જે સરજમીનમાં તે જતો તે સરજમીનમાં ઘોડાની નાલે નાલે જમીન જેરો-જબર કરીને ગીરદનાં વાદળ ઉરાડતો. એને હાથે ચુનંદાં રોમન લશ્કરે વઠીક સીકસ્ત ખાધી હતી. એવાં મહાભારત શત્રુ સામે લડવાની તાકાત રોમનોમાં પુરતી હતી નહીં. તેથી તેઓએ પોતાના નાકના બાલ જેવા અને મુછના આંકડા જેવા બે નામચીન શીપાહસાલારોને અસ્તક લશ્કરની સરદારી સોંપી. તેમાં એક ફેબ્યસ મેક્ષીમસ, બીજો મારસેલસ. ફેબ્યસ જેટલો ઠંડો, તેટલો મારસેલસ આકળો. પહેલો ધણી જેવો જુસ્તેજુઈની ચેતવણીથી ચેતીને કામ કરવાવાલો, તેવો બીજો આંખ વીચી યા હોમ જીહપલાવીને કામ કરનારો. એક ધીરો ને ધીમો, બીજો વીરો ને વાંમો! એક રોમનોની ઢાલ, તો બીજો રોમનોની તરવાર. એક વીષ્ણુ, બીજો શીવ. હેનીબલ કહેતો હતો કે તે મારસેલસને પોતાના હરીફ તરીકે ગણતો; પણ ફેબ્યસથી તો જેમ મહેતાજીથી બાલક બીહે તેમ બીહતો; કેમકે મારસેલસથી જંગનાં દરમ્યાનમાં તેને નુક્શાન જતું, પણ ફેબ્યસ તો નુક્શાણ કરવાથી તેને જાણે મના કરીને પહરેજ રાખતો.

કેનીનાં કમનસીબ મેદાનમાં રોમનોને જે શેહ ને જે છક્કડ હેનીબલના સોલજરોએ ખવાડી હતી, તેની મગરૂબીમાં પ્રફુલીત થઈને એ સોલજરો લશ્કરી કવાયદના કાયદાઓ સાચવ્યા વગર કેમ્પુઝીયમના મુલકમાં જેમ ગમે તેમ છુટા છવાયા ફરતા. મારસેલસને ત્યાં મોકલ્યો એટલે તેણે રોમન લશ્કરમાં કરડો બંદોબસ્ત રાખીને શત્રુ લોકની આખી ને આખી ટુકડીઓને છટકે સપડાવી એમનેએમ તરવારની ધારે દીધી. હવે નોલા શહેરના લોક રોમન પક્ષ છોડીને કારથેજ પક્ષમાં ભરાવાની પેરવીમાં હતા. તેનો ભેદ એવો હતો કે બેનડીયસ નામનો એક જોરબાજ આદમી તે શહેરનો રહેવાશી હતો. તેણે રોમની પક્ષે પક્ષકાર રહીને કેનીના મેદાનમાં એવી તો ગાઝીપણે લડત ચલાવી કે તેથી તેનુંજ લશ્કર નહીં, પણ શત્રુનું લશ્કર પણ દાંતમાં આંગલી પકડી હેરત હેરત રહ્યું. તેણે કંઈ સખ્યાબંધ શત્રુઓનાં દીમાગ કાઢી નાખ્યાં, અને સેવટે સંખ્યાબંધ ધાહ ખાઈ, ઘવાઈ, જખમી થઈ, મુરદાંની લોઠથી ઉંડેલા એક ટેકડા ઉપર આએ અંગેથી લોહી ઝોભતો લોઠ પોઠ લાસ જેવો પડ્યો. તેને જતનથી ટમર ઝીધો. હેનીબલે કશીબી ખંડણી લેવા વગર તેને સામો સારો સરપાવ આપીને, તથા બીજી ભેટ સોગાત આપીને, તેમજ પોતાની સાથે ખાણું પર ખવાડીને, તથા આખી મીજલસ દેખત તેની સાથે ભાઈબંધ દાખલ બગલગીરી કરીને, અને બીજી અનેક રીતે તેની ઉપર ચાહણા તથા મમતા દેખાડીને, ભરચો પુરચો ઘરેબારે રવાના ~~કીધો~~. આ આગતાસ્વાગતાનો બદલો વાળવા ખાતર એ નીમકહલાલ શુરા સીપાઈએ પોતાની ભીતરમાં ગાંઠ મારી. તેણે પોતાના શહેરના આગેવાનોને સમજાવી લઈને કારથેજીન્યન પક્ષમાં તલબ તલપાવી ફરાવી લીધા. સારાંનું સારૂં.

નોલા શહેરનાં લોકો રોમનોથી કાંય સર ફેરવી બેઠા તેના ભરમની એ તાસીર પાઈને મારસેલસે એ બહાદુર બચ્યા બેનંડીયસને પાછો રોમન પક્ષમાં લઈ લેવાનો સંચો રચ્યો. તેના યત્નમાં, તે તેનાથી જાણીતો છતાં અંજાણો બની ગયો. એક દહાડે મારસેલસ સાધારણ તરેહથી શહેરમાં ફરતો હતો તેટલાં તેને બેનડીયસે સલામ કીધી. મારસેલસ મીષમાં ને મીષમાં પુછે છે: "તમે કોણ વારૂં?"—"લુશ્યસ બેનડીયસ."—"ઓહ, તે બેનડીયસ તમે કે જેણે કેનીનાં મેદાનમાં ઘણી જવાંમરદી કરેલી, અને જે જવાંમરદી મીત્રો ભેલા શત્રુઓએ પણ સ્વીકારેલી? તમેજ એકલા કે જેવણ કાનસલ એમીલીયસને નહોતા છોડી ગયા, અને તેના પર ટંકાયલા તીરો ને ભાલાઓ ને જખમો તમે તમારે શરીરે બાધેલા?"—"હા જનાબ, તે હુંજ, તમારો સેવક."—"પણ ત્યારે તો આટલી બધી બહાદુરીનો જરા રતી બદલો મેલવવા સારૂં તમારે અમારી તરફ જરૂર પધારવું હતું. શું તમે અમારાસે છેક લોકાઈ ગણો છો? શું અમે તમને બદલો આપવામાં આનાકાની કરનારા લાગ્યા કે કેમ?"—એ અને એવીજ રીતે શરમાવીને મારસેલસે તેના સાથે ભર રસ્તાની બીચ બગલગીરી કરી; તથા તેને લડાઈના સાજથી સમારેલો, જીન લગામ પાખર સીક્કેનો, એક ઉમદા ઘોડો બક્ષીસ આપ્યો, અને નાણાંની એક થેલી પણ આપી. મારસેલસ લશ્કરી તરીકે સખત, પણ શહેરી તરીકે એવો નરમ હતો.

કોઈ વેંત નમે તો કોઇ હાથ. બેનડીયસ તો આવા સત્કારથી થોડો થોડો થઈ ગયો. તેણે સામી તરફવાલાઓનું કાવત્રું ખોલ્લું કીધું કે આણીમેર રોમન લશ્કર દુશ્મન સામે જંગપર કુચ કરી ગયું કે પેલીમેર તેમનો લશ્કરી સામાન લુટી લેવાનો ઇરાદો તે લોકમાં છે. મારસેલસે એ બાતમી મેળવીને મનમાં અણકા કીધા કે "હોવે હોવે નોલાના લાલાજી, આવો તો સઈ, લુટો તો સઈ, ને તમાશો જોવ તો સઈ." તેણે તરત રોમન લશ્કરને રણસીંગડું ફુંકી ટોલે કીધું. લડાઈ પર જવા સારૂં તૈયાર કીધું. ગામમાં મનાદી ફેરવી કે ખબરદાર એકબી શહેરી ઘરની બહાર કે કીલ્લા પર કે કોટ પર દેખાયો, તો ઝટ "મારશલ લા" ના લશ્કરી કાયદાથી તે દેહ દંડને પાત્ર થશે. પછી સઘલો લશ્કરી સામાન ભાગલના દરવાજાઓ આગળ જમા કીધો.

હેનીબલ જોય છે કે કીલ્લાની દીવાલ પર કોઈ નામ દેવાનું દેખાતું નથી. એટલે જ્યાં છે ત્યાં શહેરમાં મારા પક્ષવાલાઓએ લડાઈની લાહે લગાડી હશે તથા રોમનોનો ઘાણ કહાડતા હશે. એમ મનમાંજ મલકાઈ, મનમાંજ અદરાઈ, ને મનમાંજ પરણીને, તેણે ઘટતી ખબરસરત રાખવા વગર શહેરના દરવાજા તરફ લશ્કર સાથે; સફ સમારવા વગર, ઢીલા ઢચ્ચ વીખરાયલા આકારમાં, ચાલુ મુકયું. તે છેક ભાગલ આગળ આવ્યો કે મારસેલસે હુકમ કરી એકદમ દરવાજો ખુલાવ્યો. નીલના દરઆવના મોજાની વીર ને બલાનાં વાદલ ને રેલનાં વમલની માફક, ઘોડેસ્વાર પલટણોની ધમ્મકે, ધસ્તે જુંડે, ને ઉભે ભાલે, ને નાગી તરવારે, ને દોડદપટ કરતે, ને વાગતે ડંકે, ને ચહડે બખતરે, ને ઉછલતે નગારે, ને ફુંકારયાં બ્યુગલે, તે એકદમ અંચીતો

શત્રુની સેના પર જઈ પડયો, તથા તેમને અતીશ્ય ધભરાટમાં પડી ગયેલા જોઇ કાપ એ કાપ કરવા મંડયો. આ દરવાજેથી ઘોડેસ્વાર રોમનો નીકળ્યા, તો પેલે દરવાજેથી તેમની પેદલ પલટણો પ્રગટી; તો વળી બીજે દરવાજેથી નેજાના મારનાર રોમનો નીકળ્યા, તો વલી ત્રીજે દરવાજેથી ચાંચી કમાન પર બંદગી તીર ચઢાવી ધનુશના ખેંચનાર તીરંદાજો નીકળ્યા; તો વળી પાંચમે દરવાજેથી ધમધમ ધમધમ કરતા નાગી તરવારો ચમકાવતા બખ્તરી સવાર નીકળ્યા. નીકળ્યા તો નીકળ્યા, પણ નીકળતાં વેતજ આગલથી કરી મુકેલા હુકમ પ્રમાણે કારથેજીન્યનોને ઘેરી લઈને તેમના પર સપાસપ હથ્યાર ચલાવી ઝપાઝપ નીકાલ કરવા મંડયા. એ ધડાધડીમાં ને અફરાતફરીમાં પાંચ હજાર કારથેજીન્યનો નાહેકના ધરતીનશીન થયા; તેમ રોમનોમાં ફક્ત સેંકડે દશ ટકાએ એટલે પાંચસો માણસોએ ઘોરસ્તાનનો આરામ અખત્યાર કીધો.

રોમનો એમજ ધારતા હતા કે કારથેજીન્યનો "રૂઈનતન"છે તેથી તેમને હરાવવાનો કસદ કરવો તે તો વા સાથે વઢવા બરાબર છે. તેમનો એ વીચાર આય ફતેહથી ફેરવાયો. આ બહાદુરી બદલ રોમન રૈયતે મારસેલસને ચાલી ચલાવીને બોલાવી મંગાવ્યો અને તેને ફરમાવ્યું કે "કાનસલ" ના એક ખાલી પડેલા ઓહ્દા સારૂં તેણે ઉમેદવારી કરવી. જે "કાનસલ" ની જગા પુરવા સારૂં તેને બોલાવ્યો હતો તેનું નામ પોસ્ઠયુમસ આલબીનસ હતું. તે ગાલ લોકો સામેની ચઢાઈમાં મારયો ગયો હતો. પહેલી અફધાન લડાઈ વખતે જેમ પહાડ પર ઝાડને ઓઠે છુપાયલા અફધાનોએ હેઠે ખીણમાંથી પસાર થતાં ઇંડયન લશ્કર ઉપર અગાઉથી અલગા કરી રાખેલા મહસ પહાડી ટુકડાઓ ગગડાવી નાખી, તેની પુઠે બંદુકના બાર કરી, તથા તરવારના હાથ કરી, ખીણમાં ખુનની નીખ ચલાવી હતી; તેમ આલબોનસ, રોમન લશ્કર સાથે જે જંગલને રસ્તે પસાર થનાર હતો, તે જંગલના રસ્તાની આજુબાજુનાં ઝાડો થડમાંથી કાપી ગાલ લોકે અતીશય અલગાં કરી દીધાં હતાં, અને જેવું લશ્કર કુચ કરતું વચમાં આવી લાગ્યું કે તેઓ પર દરખ્ત પર દરખ્ત, ઝાડ પર ઝાડ, વૃક્ષ પર વૃક્ષ, ગપોગપ, ટપોટપ, પટોપટ, ટુટી પડયાં. તેની ગુંચવણ ને ધભરાટમાં રોમન લશ્કર બુમ બરાડા કરવા લાગું, એટલે ચીમાયલા ગાલોએ ઝાડમાંથી પ્રગટી આવી તેમનો નાશ કીધો. એ રીતે કાનસલ આલબીનસ માર્યો ગયો. આલબીનસની જગે મારસેલસને કાનસલ તરીકે ચુંટી કહાડયો તો ખરો, પણ તે હલકા વરગનો આદમી હોવાથી તેમજ તેનો સાથી કાનસલ સેમપ્રોન્યસબી હલકટ વરગનો હોવાથી, એકી ભેલાએ બે કનીષ્ટ વર્ગના કાનસલોની નેમણુંક થયલી અમીરી વર્ગને મનસે પસંદ પડી નહીં. હવે એ નેમણુંક જાહેર કરવામાં આવી તે વેલાએ આકાશમાં ગગડાટ થયેલો, તેથી તે બહાનું લઇને અમીર લોકના વર્ગે "જાણકાર" મા ખપતા "ઓગર" લોક પર વગ માર્યો કે આ નેમણુંકને અપસુકન થયા છે તેથી તે "દેવના પણ દેવ" ને પસંદ નથી. અમીર વર્ગની અદેખાઈ રોમનો સમજી ગયા, તેથી તેઓ તો કહેજે કંઈ ફકર નહીં, બધું બરાબર રીત સરજ છે. પણ મારસેલસે રૂડી બુદ્ધીથી વીચાર્યું કે સીને-

ટની ઉપરવારી થવામાં માલ નથી; ન તો તેઓ હર બહાને હેરાનગતી આપશે. એટલે તેણે પોતાની આપ મરજીથીજ રાજીનામું આપ્યું.

પોતાને મુલકથી પાછો વળેલો તે "પ્રોકોનસલ" એટલે ઉપ પ્રતીનીધીનાં બીજી વારનાં પદથી પાછો પોતાની લશ્કરી છાવણીએ આવ્યો. લશ્કરને, લાંબા ભાલાઓ દુરથી છુટા ફેંકી શત્રુઓનો નાશ કરવાની કવાયદ આપી. જેમ પંજાબના સીખ લોકો પોતાનાં તીખાં લોખંડનાં ચક્કર ઘુમણ ઘુમાવી, ચક્રી ચમ્રખી દઈ, ફેંકતાં વેત સામાં ધણીનું ડોક ઉરાડી દેનારા તરીકે પ્રખ્યાત થયલા; તેમ ભાલાને ફેંકવા જેવી ઢપમાં બે ચાર વાર હાથ પેસવીને, પાછો હટાવીને, વળતો ઢેસ્વીને એમ કરતેજ સાબેત જોર તથા નેમ આવતાંજ તે માર ધસારે છુટો ફેંકવાથી કારટેજીન્યનોની ભારે ફનાહ મોહકાણી કરવામાં મારસેલસે રોમનોને પ્રખ્યાત કીધા. એવી રીતે પાંચ હજાર લશ્કરીઓ તથા ચાર હાથીઓ જીવથી મારી નાખવા ઉપરાંત બે જીવતા હાથીઓ રોમનોને હાથ આવ્યા. બે વાર તો તેણે એવી રીતે કારટેજીન્યનોને સવાદ ચખાડયો. લાગ ફાવતાં ત્રીજી વાર પણ મારસેલસે તેમને ઠોકી ઠોકીને બહુજ બોખરા દોદરા કરી માર્યા. આવી જબરજંગી જોઈને હેનીબલનાં ઘોડસ્વાર લશ્કરમાંથી સુમારે ત્રણસે લડાયક અને તરવારના મારનારા બખતરી સ્વારો ભંગાણ પાડીને મારસેલસને આજી મળ્યા, તથા તે પછીથી તેની બધી લડાઈઓમાં તેઓ તેના સાથે નીમકહલાલીથી વરત્યા. લશ્કરના આટલા નહાના વીભાગે પણ તેની સરદારી તજી દઈને દુશમનો તરફ જવાથી હેનીબલના જીગરમાં ગમગીનીનો જબરો જખમ લાગ્યો.

રાજસભાએ અત્રે મારસેલસને સીસીલી દેશ તરફ ઉપડી જવાને ફરમાવ્યું, કેમકે એ મુલકમાં આવેલા સાઈરેક્યુસના ટાપુનો રાજા તરતનો મરણ પામવાથી કારટેજીન્યન લોકોએ એ મુલક ઉપર પોતાનો દાવો પુગે છે એવું તુત ઉઠાવ્યું હતું. રૈયત, સરની ફેરાવન થઇને કારટેજીન્યનો તરફ ઢલી પડી હતી. મારસેલસ બંદોબસ્ત કરવા સારૂ ત્યાં આવી લાગ્યો, ત્યારે ત્યાં અચબુચા હજારો રોમન લશ્કરીઓ પ્રગટી નીકળીને તેના પાઉંની ખાક ચુમવા લાગા, તથા તેની દામાન પકડીને અમન અને માફી ચહાવા લાગા. એ તે તે રોમન લશ્કરી હતા કે જે કેનીના મેદાનમાંથી પીઠ ફેરવીને સંખ્યાબંધ અથવા તો નહાસી ગયા હતા અથવા તો કેદ પકડાયા હતા. એ મેદાનમાં તેમની એટલી તો મ્હોટી સંખ્યા પરાગંદેહ થઈ ગઈ હતી કે રોમ શહેરના કોટનો બચાવ કરવાના સીપાઈઓ કયાંથી આવશે તે વીશેનો ભય પડયો હતો. છતે રોમન પ્રજાએ પોતાનો ટેક આવી મુશ્કેલ વખતેબી છોડયો નહીં. હેનીબલે સંદેશ મોકળ્યો કે અગર તેઓ નજીવી જેવી કીંમત આપે, તો તેમને બધાને તે લશ્કરી ગોલામગીરીમાંથી આઝાદ કરે. પણ રોમન પ્રજાએ પ્રૌઢ મનથી એક જાહેર કાયદો બાંધીને એ દેશનીકાલ ડીચકારાઓને પોતાની સંફમાં દાખલ કરવાને સાફ સેવટની ના પાડી. એટલે કે બીજા બોલોમાં તેમને ગુલામીમાં રવડી મરવા દીધા; કે કબી તેમને મારી નાખવાનું દુશમનને ગમે તો, જીવથી જવા દીધા. એઓએ મારસેલસ આગલ ભારે રૂદન રડયું. એટલે તેણે તેમની

સીપારસમાં રાજસભાને એક પત્ર લખ્યો કે કેનીની લડાઈ કંઇ તેમનાં હીચકારાપણાંથી નહીં હારી જવાઈ હતી, પણ રોમન પ્રજાનાં ફુટેલાં કીસ્મતથી; અને હવેથી તેઓ લશ્કરમાં રહીને ઘણી બલતવારીથી લડીને પોતા પરનો દાઘ ધોઈ નાખશે. એવી તેને પકી ખાત્રી છે. રાજસભાએ એ પત્ર પર ઘણો અંદેશો કરયા બાદ મારસેલસની અરજ નાકબુલ કરવાને ઠરાવ્યું. તેઓએ મારસેલસને લખ્યું કે તમારે ગમે તો એ હીચકારાઓને કામમાં લેજો, પણ ખબરદાર તેમને કશીબી રીતનાં લશ્કરી ઇનામો કે સાબાશીઓ આપીચ તો; બાકી અમને તો એ નામરદાઓનો કશો ખપ નથી. આવા તુચ્છકારના જવાબથી મારસેલસને ખોટું લાગ્યું. સીસીલીમાંનું જુદ્ધ ખલાસ કરીને જ્યારે તે પાછો દેશ ગયો, ત્યારે તેણે રાજસભાસે બાઠ ભીડી કે મેં આવી આલી સેવા બજાવ્યા છતાં નસીબના હીણાયલા આપણા જાતભાઈઓને નામોશીમાંથી બચાવતાં તમે મને અટકાવ્યો, તથા મારો સુખન રદ કીધો, તે કંઇ સારૂં નહીં થયું.

સાઈરેકયુઝન પ્રજાને તેણે સમજાવટનાં કંઈએ કહેણો મોકલ્યા છતાં જ્યારે તેઓએ તેને નાફરમાનીથી નજ઼પત કીધો, ત્યારે તેણે તેઓ ઉપર દરયા પરથી અને જમીન પરથી એકી વેલાએ હુમલો કીધો. દરયાઈ હુમલામાં તે એક ભારે ગંજાવર સંચો આઠ કીસ્તીપર લાગીને લાવ્યો હતો. પારસીના જેહાંપહેલવાન કેરસાસ્પે મુનહેરાસ દેવ, જેને પગને ગુડણે દરયાવનાં પાણી પુગતાં, તેને પકડીને એવીજ રીતે સંખ્યાબંધ કીસ્તીઓ પર બંધ બાંધીને લાધ્યો હતો. જેમ એ દેવ જીઆંગારીમાં એક્કો હતો, તેમ મારસેલસનો આ સંચોબી સત્યાનાશ ફેલાવવામાં ઓછો નોતો. એ સંચામાંથી પહાડના ટુકડા જેવા મહસ પઠરાઓ છોડી તેણે શહેરનો ફરતો કોટ ભાંજવાની શીરૂઆત કીધી.

ડુમા નામના ફ્રેંચ નવલ લખ્નાએ વાઈકોંટે ડે બ્રેજીલ્યોં નામની નવલમાં પોતાની કલ્પના શકતીને આધારે જે અઠણ લશ્કરી ઇજનેર "પોરઠોસ" ઉભો કીધો છે, તે ઇજનેરનો અંશ તેણે ચઉદમાં લુઈના નામીચા લશ્કરી ઇજનેર મારશલ વાઁઉબાંઉની અસલ ઉપરથી જેટલો નથી લીધો, તેટલો તેણે સાઇરેકયુઝન ઇતીહાસમાં આય પેશની વેલાએ જાણીતા થયલા અઠણ ગણીત્રશાસ્ત્રી તથા યાંત્રીક ગુરૂ આરકીમીડીસના છાપ ઉપરથી લીધેલો લાગે છે. ગણીત શાસ્ત્રનાં સીદ્ધાંતોમાં આરકીમીડીસ એક્કો હતો. સોનાનાં દાગીનામાં સોનીએ સોનું કેટલું તથા પીત્તલ કેટલું ભલેલું હશે, તે સોનાને તથા પીત્તલને પાણી મધે ડુબાડી તેમનાં ગુરૂત્વ મધ્યબીંદુને આધારે પકડી કહાડવાની રીત પહેલવહેલી તેણે જાહેર કીધી. યંત્ર શાસ્ત્રનાં છ મુખ્ય સાધણો ગણાય છે. ચંપાણ; કપ્પી; આક ને આંક; ઢાલણ; ફાંચડ; ને વીંટખુંટ અથવા ઈસકોરૂં. આ છ શકતીઓને આધારે સઘળુંબી ગંજાવર સંચાકામ તથા બાંધકામ થાય છે. ઉલવીચનો દોઢ ટનનો રાક્ષસી હથોડો કહો; કે મુંબઈની પ્રીંસીસ ડાકમાંની સો ટનનો ગંજાવર બોજે ઉપાડનારી "આઈબીસ" નામની યાંત્રીક ચારી કહો; કે સો ટણની ટોપ કહો; કે એક મીનીટમાં દજનબંધ ગોલી ને ગોલાઓ ફેંકનારી ફ્રેંચ શોધક શકતીની જાવેદાન સુધીની

ઈધાણી દાખલ નોંધાયલી મીત્રશુ અને શેશપો કહો; કે જોખંડી બખ્તરની મહા-ભારત મનવાર કહો; કે રેલવે ને ટેલીગ્રાફ કહો; તે અને બીજું ઘણુંક બધું ફક્ત આ છ નીયમને આસરે છે. એ છ નીયમ ન હત, તો એ બધું ન હત. ખરી વાત છે કે વરાળ; આતશ, વીજલી, પવન, રોશની, પાણી, વગેરે બીજાં કુદરતી સાધણોબી એમનાં ભેળાં છે; પણ સાથે લાગી એબી ખરી વાત છે કે ઉપલાં છ યાંત્રીક સાધણો ન હેયાત હત, તો એ કુદરતી સાધણો કશો જીવ જેવો દમ મારી શક્ત નહીં.

એ છ સાધણો કેમ ઉપ્યોગમાં લેવાં, તે વીશે ગુરૂ આરકીમીડીસની ઉસ્તાદી કાચી નોતી. તે પોતાની મનશક્તી પર એટલો તો મજબુત હતો કે તેણે પોતાના ખેશી તથા મીત્ર હાઇરો રાજાને કહ્યું કે અગર આ દુન્યાં જેવો બીજી દુન્યાં હોય તો એક ન્હાની શકતીની કલા લગાડાને તે આ દુન્યાંને આખી ને આખી બીજે કયાંઈ ઉપાડી જાય. હાઈરો રાજાએ કહ્યું કે તે બધું કરો તે આગમજ અમારા દાખલ કંઈ ન્હાની જેવી અજમાશ તો કરી બતાવો. એટલે તેણે હુકમ કરી માહ મહેનતે રાજાનાં ત્રણ ડોલના એક સફરી વહાણને કીનારે ઘસડી મંગાવ્યું. પછી કહ્યું કે એના ઉપર જેટલીબી માલની લધામણ લધાય તેટલી લાધો. વહાણ ચીકાર થયા કેડે તેણે યાંત્રીક યોજનાઓનો ઉપર કહેલો બીજો નીયમ, "કપ્પી" અથવા ગરગડીનો, અમલમાં મુક્યો. ચોકસ ગોઠવણે મુકેલી સંખ્યાબંધ કપ્પીઓથી, તથા તેમની સાથે ઘટતે અનુક્રમે લટકાવેલાં દોરડાંની મદદથી, જાણે કનકવો ચગાવતો બેઠો હોય તેવી આસાનીથી તેણે એ ભરેલું ભાદરેલું આખું ને આખું વહાણ પોતે એકલે કેટલાંક છેટાં સુધી ખેંચી દેખાડયું. આથી રાજાએ અજબ થઈ જઈને પોતાના એ સગાની પાસે તરેહવાર જાતના યાંત્રીક સાધણો તૈયાર કરાવી રાખ્યાં કે કોઈ દુશ્મનના ઘેરાની વખતે સુનાને ઠેકાણે મદદ લાગે.

માંહોમાંહે લડત કરતી વખતે કેટલીક કોમની ઉતરતે વાંધેની બઈરીઓ, પોતાને સાચી સાબિત કરી સામી પક્ષવાલીને જુઠી પાડી ચાટ કરવા ખાતરથી, ચાર ચશમની કસી પણ શરમ રાખ્યા વગર, બેટા કે ખસમને નામના કસમ પર કસમ ખાધ પડવાની ભુંડી રસમ બેધડક વાપડે છે. પોતાના જીવની રકમને મકમ જતનથી જાળવીને તેઓ પારકાં નામની આડતને આધારે ધમધોકાર વેપાર ચલાવે છે. બે સાસુ વહુ લડતી હતી. સાસુનો એક પુરો દીકરો. સાસુ કહેજે, "મય જુઠ બોલતી હોંગી તો મેરા બેટા મરે." વહુ બોલી, "કુબી મય જુઠ બોલતી હોંગી તો મેરા ખસમ મરે." આગલ ઉભો રહીને માય બઈરીનો રકાસ સાંભળનારા મરદનો તો આથી તમાશો થયો. તે બનાવતાં બની ગયો. એટલે અબરૂ પર ચીન લાવી કહ્યું, "નીકલો રે હયાંસે, એસી તેસીઓ, એ તો દોનો તરફસે મેંઈજ મરતા હોં." એજ વાત આબાદ મારસેલસ પર વીટી. તેણે સાઈરેકયુસને જલ સૈન્યા અને જમીન સૈન્યા વટે ડબલ ઘેરામાં લીધું હતું. આ વેલાએ આરકીમીડીસ જાગ્યો. જાણે જમના દુત કે દોજખના દેવ, જબરજંગ પર્વત જેવા ટુકડાઓ અને અલમસ્ત પથરાઓને

ચણા વટેણાની માફક આસાનીથી ફેંકાફેંક કરતા હોય, તેવો તલેસ્માત એકાએક નજર આવવા લાગો. એટલા તો જોશને ગભડાટ સાથે એ ધસારો આવતો હતો કે તે શું છે, કયાંથી આવે છે, કોણ મારે છે, કેમ ફેંકે છે, કાંય મારૂ છે, કયારે ફેંકે છે, તેટલું વીચારવાને સારો વખત વઠીક મલતો નહીં. એ રાક્ષશી બાનો સામે જે ગમે તે આવતું તે ચગડાઈને ચુરો થતું, ટુટીને ટુકડા થતું, ફાટીને ફનાહ થતું. મોટ મોટા સાંચાઓ ભોંય ફાડી અચબુચ પ્રગટ્યા જેવા જણાતા; તેઓ એકાએક ભારે વજનના લાકડાંનાં આંખે તમરી આવે એવાં મ્હોટાં દરખતો તથા દરખતોનાં ઠડો એમને એમ ઉપાડતા; તે દરખતો તથા ઠડો, લોખંડની સાંકલો પર કે દોરડાંની સડકો પર વાતાવરણમાં અધ્ધર લટકાઇ જઈ, વીજલી વેગે, આડા, અવળા, ઉભા, સીધા, વાંકાં ટીકા, તરેહવાર ઝુલણાનાં હીંચકા હીંચતેજ, મારસેલસની દરયાઈ લશ્કરની કીસ્તીઓસે આવી, ફડાફડ-ધડાધડ અઠડી પડતા; અને તેમનું ભાંજી ફોડી કટકા બુકલા કરી સધલું ડુબાડી દેતા. એક અચરત તો વલી અચરત કરતાં પણ અઝાઝીબ અચરત હતું. મ્હોટા હાથીનાં જેવડાં કદનો લોખંડનો એક સંગીન કાગડો બનાવ્યો હતો. તેના બે પંજાનાં નખરચાંબી ઘણાં ટીણાં પોલાદનાં તેમ ઘણાં જોરબાજ હતાં. એ કાગડા કાકા સાંકલ પર ઝુલતા ઝુલતા આવીને રોમન લશ્કરની કીસ્તીનાં ટુટકસે ધમ દઈને જેવા મજબુત બાજતા, કે તેમની સાંકલ જે ત્રાજવાંની દાંડી જેવી મજબુત ધડી પર ઉચકમેલ થતી રીતે કોટ પર જડેલી હતી, તે સાંકલને, દાંડીને બીજે છેડે "ચંપાણુ" ના કાયદા પ્રમાણે એક વજન બાંધીને, ઉંચકવામાં આવતી. સાંકલનાં ઉંચકાણ સાથે કીસ્તીનો ટુટકનો ભાગબી ઉંચકાતો. એટલે તેનો બીજો છેડો દરયામાં ડુબતાં, કીસ્તીમાં ધસારાબંધ પાણીનો ધોધ ભરાતો. એ થયું કે કાગડો પોતાની પંજેબાજી છોડતો, તેવીજ કીસ્તી ડુબી મરતી. બીજી હીકમત એવે રવેશથી હતી. રોમન કીસ્તીઓની આસપાસ લોખંડના હુકો સાથની સાંકલો તથા ભારે જાડાં દોરડાંઓ વીટલાઈ વલેતાં. પછીથી તેમને કોટ તરફ તેમજ આસમાન તરફ સંચાઓથી ખેંચીને હવા પર અધ્ધર લટકતા કરતા. એવી લટકામણી ભિગાંજ સાંચાનાં ચક્કરો ફરતાં કે તેનાં ચકરાવર્તનમાં ચક્કરધરનાં ચાકની માફક કીસ્તીઓબી ચરખાની પએ ઉપરા-સાપરી ગોલાંટ કે ઘુમરી ખાતી. એવી તરેહની ગોલાંટ ને ઘુમરીમાં ઘુમાવી ઘુમાવીને કોટની હેઠાણમાં આવેલા ખડક ઉપર ગોફણમાંથી છુટેલા અંચીતા ગોલા માફક તેને ફેંકી દેવામાં આવતી, જેથી તેના ટુકડા બુકલા થઈ જતાં કશી વાર લાગતીતી નહીં. કીસ્તી એવી ચકરી ખાતી હોય, તે વેલા તેના વરતુલી વેગ આગલ તે માહેલાં માણસો કે જીણસો કશી તાબેશ રાખી શકતા નહીં; એટલે ખામોશી અખત્યાર કરી એકાંત-વાસ થયલા ફીલસુફોની માફક તેઓ તેમાંથી ડબોડબ ટપોટપ લખોટા લખોટી પએન ઉડી પડી, ઢીબકાઈ, ચટ પ્રાણ છોડતાં. આઠ કીસ્તીઓ પર લાધીને જે ગંજાવર સંચો મોટી ઉકમાઈથી મારસેલસ લાવ્યો હતો, તેના ઉપર તો આરકીમીડીસે દજન દજન બબે દજન ખાંડીને વજનના બે ત્રણેક પથરો છોડયા, તેથી તે તોફા નમુનો જાવદાન

પોચીને ભુકો ભુકો થઈ ગયો. આરકીમીડીસના એકલા જીવે અનેક સાધણોની લગામ હાથમાં રાખી આ રીતનો અચંબો મચાવ્યો. પણ જમીન અને જમાનોબી એક થઈ જાય એવા એના કરતાં સવાઈ દાખલાઓ શાહેરાન શાહેરોની શાહેરીએ નોંધેલા દફતરમાં મોજુદ પડયાછે. દરીઆનાં પાણી જેનાં પગનાં ગુંટણે આવે, અને વરસાદની આખી મોસમનું પાણી ડાચું "આ" કરીને એમને એમ વાદલાં પરથી પીઈ જાય, તેમજ આતશ કે પથ્થર કે તરવાર કે ગરૂજ કાકડીના ટુકડા માફક કચર કચર ચાવી જાય, એવા દેવો પારસી પહેલવાનોના પરાક્રમથી મારચા ગયલા નામાંઓની અંદર આપણે વાંચીયે છીયે. આર્યભુમી પર પેદા પડેલા શુરવીરોમાં લંકપતી રાવણ રાજાને તથા તેના ભાઈ કુંભકરણને, દશ વીશ માથાં, પચીશ પચાશ હાથ, પંદર પચીશ હાથીનું જોર, દુકાલના દૈત જેવી ભુખ, અને હમેશગી સુધીની ઉંઘ સાથે, કલ્પના શકતીના ઉસ્તાદોએ ચીતર્યા છે. પશ્ચીમ ખંડની પ્રાચીન દંત કથામાં બ્રાયેરયુસ દેવને પચાશ માથાં ને સો હાથ સીક્કે આકૃત્તી આપી ઉભો કર્યો છે. એ અલંકારીક ઉપમાઓ કરતાં તો પારસી ધર્મ શાસ્ત્રમાંથી ફીલસુફીના ભરેલા ઘણાંક ઉત્તમ દાખલાઓ એવા મલશે કે જેમનામાં ધન સચાઈની સાથે ચોરસ દાનાઇનો અંશ ભલાયલો હશે. દાખલા તરીકે, હઝારો નામવાલી અરદવીસુર, તેજી ઘોડાઓનો સાહેબ ખોરશેદ, હઝાર કાન તથા દશ હજાર આંખ ધરાવનારો મીઠ્ર, દશ સીક્લો ધરાવનાર ફતેહમંદ ફરેસ્તો બહેરામ યજદ ફીરૂઝગર.

મારસેલસ ફાળ ખાઈ ગયો. જમીન અને જલ મારગે ઘેરો ઘાલતાં તો સામો પોતે આરકીમીડીસના ઘેરાની ફરતી ઘેરમાં આવી ગયો. સાસુ વહુના ઝઘડાની ઉપર ટાંકેલી વાતમાં "દોના તરફસે મેંઈજ મરતા હોં" ની વાત તેની પર વીટી. તેણે હુકમ કીધો કે લશ્કર તથા કીસ્તીઓએ કોટની દીવારની લગોલગ નજદીક જવું, કે તેથી તેમના ઉપર વરસતાં બાનો તેમના માથાં ઉપરથી સુમારાં પસાર થઇ જાય. પણ આરકીમીડીસ નક્કાચો ન ઓછો, પણ વળી પુરો ને પાકો હતો. ટુકે છેટે ફેંકે એવા સંચાઓ પણ તેના પાસે તૈયાર પડયા હતા. કોટની દીવાલમાં તેણે મોંબારાં ને ગબાડાં તથા તીરકસો પડાવીને તે માંહેથી તેણે શત્રુની સેના ઉપર આફત વરસાવી. તેણે એવી ડોકાંબારીઓમાંથી "વીછુડા" અથવા "ખીછુવા" નામનાં હથ્યારની રમત ચલાવી. એ હથ્યાર ફ્રેંચોની મીત્રેલ્યુ ને શેશપો પડે ટુકે છેટે પણ પવન વેગથી ગોલા પર ગોલાની વૃષ્ટી વરસાવતું, તેમજ જેમ પવનની બંદુકમાંથી છુટેલી ગોલી ગપ દઈને બદન અંદર પેસી જાય તોય ના કશો ઘોંઘાટ સંભલાય કે ના કશું દેખાય, તેમ જાણે એ "વીછુડા" ઓ છુપા રહીને છુપો માર મારતા. પરવરદેગાર "અંદરચ મેનુઆન મેનો" એટલે ગયબી લોકમાંબી ગયબી છે—તેનાં કામો છુપાપણાંમાંબી છુપાં છે. તે મ્હોટા સાહેબના નીયમની નકલ તેના સનમુખ કીસ ગણતી જેવા ગણાતા તેનાજ પેદા કીધેલા બેબીસાત જીવજંત આરકીમીડીસે એ વાતમાં ગોયા કીધી. કીલ્લાની દીવારના મ્હોટ મ્હોટાં ઢીમચાંઓ તથા ચોસલાંઓ વળી તેણે અલગાં

કરાવી રાખ્યાં હતાં, તે તેણે બરાબર રોમનોની નીશાણની અણીપર આવવા દઇને કડકડાટ છોડયાં. તેના બોજા તલે આવેલું લશ્કર છુંદાઇને ચુરો થયું; બાઝે લશ્કરીઓનાં મગજ બહાર નીકલી પડયાં; બાઝેના તો હાથ પાંઊં ટુટી જનમના રદ થયા. પોતાના સંચાઓને રોમન સંચાઓથી ભાંગ ટુટનો કશો એલજામ ન પુગે તે સારૂં ચેતીને આરકીમીડીસે તેમને યોજનાયુક્ત બખ્તરબંધ કીધા હતા, એટલે તો રોમન લોકથી કશું જીવ જેવું તેની સામે ટકી શકાયું નહીં.

ગજબનાક હકતેખાનનાં આવાં વમલમાંથી મારસેલસ અકરાઈ જઇને, પણ હસ્તો હસ્તો (બીજું કરે શું ?) બહાર નીકળી આવ્યો. પોતાના લશ્કરી ઇજનેરોની કુનેહ પર તે સખુન નાખવા લાગો. શત્રુના ઇજનેરોની યુકતી પર તે આફરીન ભણવા લાગો. તે બાંગેબુલંદ પોકાર મારી બોલ્યો કે આખાં સાઈરેકયુસની રઇયેત તે ગોયા એક આદમીના હાથ, પાંઊં, સર, ગલું, ગરદન, આંખ, નાક, કાન, હોટ, કપાળ, ગુંટણ, આંગળાં, કમર, સીનો, પેટ, પોંહચી, કાંડી, પાટલી, કોણી, બાજુ, ખભાં, નખ, હટેલી, નેશ, હડપચ્ચી, ગાલ, કલેજું, ફેફસું, દલ, માંદો, પીતુ, માંસ, સ્નાયુ, હાડકાં, લોહી, પાંપણ, ભવાં, પોપચાં, બાલ, ચામડી, બગલ, જાંગ, ભેજું, ઘાંટી, ઈત્યાદી અવ્યવો જેવી; અગર શરીરી અંગ જેવી છે. તે બધાંમાં જાગતા જીવની તેજી જોત દાખલ એકલો આરકીમીડીસ છે. એ એકલો ધણી આપણા સરખા લાફમારૂ બડાઈખોર રોમનોને હફાવે છે એ મોટી શરમીંદગીની વાત છે. તેથી મારી નજરમાં બેહતર મારગ તો એ ઉત્રે છે કે આપણે સઘળા હાથે કડી, પગે બેડી, ગળે તોક નાખી ગુલામગીરીમાં જઇ તેની દામાન પકડી અમન માંગ્યે. આવી તાણાજણી પોતાના સરદારથી થતી સાંભળીને રોમન લશ્કર ચુપકીદું થઇ ખામોશ રહ્યું કેમકે તેમની દલેરી બંધાઈ ગઈ હતી. તેઓ એટલા બધા તો નામરદા બની ગયા હતા કે અગર કોટની દીવાર પરથી એક દોરડાંનો છેડો કે એક લાકડીનો ટુકડો વટીક દેખાતો તો, તેઓ બુમ બરાડા પાડતા તથા શોર પુકાર ઉઠાવતા અગડમ બગડમ નહાશ ભાગ કરતા, કે વળી કંઈ નવું તીખલ આરકીમીડીસે જગાડ્યું છે. જેહાંપહેલવાન રૂસ્તમનો બેટો ફરામરોઝ, જે હીંદમાં ફરસ્રામના નામથી મશ્હુરયત મેળવી ગયો છે, તેની દલેરીની એવીજ એક વાત છે. રૂઇન્તન અસ્ફંદયારનાં રૂસ્તમે આણેલાં મોત કીજેથી તેના કબીલા સામે દુશ્મની બાંધી બેસનાર ઇરાનના પાદશાહ બહમને પોતાના મરનાર બાપનાં મરણના કીનામાં મોકળેલી બાણું લાખ, કે બાવન લાખ, કે પછી જેટલી હોય તેટલી ફોજ, ત્રણ દહાડા ને ત્રણ રાત સુધી કાપ કાપ કરીને, આખરે ભુખ ઠાક ને ઉજાગરાથી હારી ખાઈ ફરામરઝ લુસ થયો. એટલે એક પથ્થર પર તકયો કરી, હકતાલાની મોનાજાતમાં મશગુલ થઈ, તે સાહેબ પાસે મોત માંગ્યું. અલબતાં ઘોડાની રેકાબમાં એક પગ રાખી બીજો પગ જીન પર રાખનારો, તથા એક હાથે લગામ પકડી બીજે હાથ કમર કેડને કાંટે મેહબુબના જેવા લટકાથી ટેકવનારો, તથા પોતાના સર પર ખાલિસ કુનદનની ગોહરના આબદાર જડાવ સાથની

કુલાહ બાંકી મુકનારો, એક વેલાનો એ ફાંકડો વાંકડો પહેલવાન, સમર્થ ટુટી જવાથી તથા જોર ભાગી જવાથી ગયો, તથા તેનાં જવાં સાથ "કય કયસર" અથવા કયસરો-નાંખી કયસ્સર પાદશાહ કેખશરૂની દરબારનું એ ઝવેર મોહમાં યાદ કરેલી મોનાજાત સાથેજ ગુમ થયું, અને તેનો તાજાં ફુલની મીસાલ ખીલતો ચેહરો કરમાઈ જરદ થયો. બાદશાહ બહમનની ફોજ તેના ઉપર ધાઈ, પણ તેટલાં ફરામરઝની ટોપમાં ખોસેલાં રાજપંખી હોમાયનાં પીછાં પવનની લેહકીથી હીલ્યાં. એટલે ફોજવાળા લખો લશ્કરી બીધાં કે "હે વળી ઉઠયો." એમ ધાસ ખાતેજ તેઓ એવા તો નહાશ ભાગમાં પડ્યા કે તેમાં નકામાં હજારો આદમી માંહો માંહેજ કચડાઈ ગયાં. એવી ફોકટ ધાસ્તીથી સેના ઘણી વખત બીધી; ઘણી વખત તેના લશ્કરીઓ સંખ્યાબંધ મુઆ. એ મીસાલ જાબલુસ્તાનની બુજાઈ ગયલી એ ચેરાગે જાણે મરી ગયાં પછીબી લડીને વેર લીધું. ફરામરઝની પીછ હીલણથી બહમન્યાન લશ્કર બીધું હતું; સાઈરેકયુઝ શહેરની દોરડી કે લાકડી દેખતાંજ તેના અણદીઠ જરબના ખ્યાલથી રોમન લશ્કર બીહી મરતું હતું!

પાહવરદાપણાંમાં એટલો પુરો પોંહચેલો છતાં આરકીમીડીસ યંત્રશાસ્ત્રને તુચ્છકારતો. ગણીતશાસ્ત્રના એક ગુલામ દાખલ તે યંત્રશાસ્ત્રને લેખતો. તેણે યંત્રશાસ્ત્રીક ગ્નાનનાં કશાં લખાણ કર્યાં નહીં. ગણીતશાસ્ત્રનાં મગજ ફાટી જાય એવાં મુશ્કેલ સીદ્ધાંતો પર તે એટલો તો હરદમ મચ્યો રહેતો હતો કે તેમાં ઉંઘ, ભુખ, પ્યાસ સર્વ ભુલતો. બલકે તેની ચકચુરીમાં તે બેઠો છે કે સુતો છે, વીચારમાં ગરક છે કે સુના સનેપાતથી સાવજ થયો છે, મુએલો છે કે જીવતો છે તેનું ભાન વટીક ભુલતો. એવાં ભુલકણાંપણાંમાંજ તેણે જીવ ગમાવ્યો હતો એમ પછવાડેથી જણાશે. ભુલકણાપણામાં જાણીતા પંડીત એઝક ન્યુટને કીટલીમાં ઈડું બાફવા મુકવાની જગે ઘડીયાલ બાફવા મુકી ગજ્યાંમાં ઈડું ખોશવાની રમુજી વાત રોશન છે. તાનસેન ગવૈયો ગાયનદેવીની સેવામાં ધરવા સારૂં નવાં ધ્રૃપદો સીતાર પર ઉતારવા ગુટચો હોય, તે વેલાએ તેનાં દીપક ભુપ રાગ ગાવાથી આસેપાસે આગની લાહે લાગી છે, કે મેઘ મલાર રાગ ગાવાથી વરસાદની ઝરીની ઠંડક થઈ છે, તે વટીકબી તેને સુધ બુધ રહેતી હતી નહીં. વીચારના અંદેસામાં વમલ ખાઈ પડેલા એ જીવડાઓના દાખલાઓમાં આય વાત ઉમેરવાનીબી અમને અત્રે લાલચ થાય છે. એક વીચારવંત ઉનાલાના તડકાનાં ટપોટામાં ગરમ ચાહ પીવાનો સામાન એક હાથમાં ધરી, બીજા હાથે જગામાં ગુમ હોતી હવા હલાવીને પવન પેદા કરનારો પંખો પકડી બેઠેલા. તેઓ ભુલકણાપણામાં પંખો પીવા ગયા, અને ચહાનાં પ્યાલાં રકાબીએ પવન ખાવા ગયા!

વીશ્રુશરમાનાં તંત્ર પ્રકરણનો મનન, શેનન, ને અધ્યયણ જેઓએ કરી હશે, તેમને ખબર હશે કે જુદ્ધવીદ્યામાં શત્રુ જીતવાનાં છ પ્રકારનાં લક્ષણો લખ્યાં છે. શત્રુને મીત્ર કરી દેવો; અરસપરસની બળ અજમાસ ઠકીથી વધુ સાધણે જુદ્ધ કરી જીતવું; તરતવેલા હટી જઈ લાગ ફાવતે હુમલો કરવો; કીલેબંદીથી પોતાનો ઠામ મજબુત

કરવો; મીત્ર રાજાની કુમકની સહાયતા મેલવવી; કપટભાવે પ્રપંચ રમી દગાથી શત્રુ જીતવો. એઓમાંનો પહેલો, બીજો અને ચોથો ઉપાય મારસેલસ અજમાવી ચુક્યો હતો. પાંચમો ઉપાય અજમાવવાનું સાધણ તેની પાસ હતું નહીં. એટલે ત્રીજો ને છઠ્ઠો ઉપાય અમલમાં મુકવાને તેણે પોતાને મન નકી કર્યું. તે તરતવેલા છાવણી ખસેડી હઠી ગયો. તેમ તે તો હઠી ગયો કે જેમ હાથી સાથે લડતાં પ્રથમ પહેલાં વનનો રાજા સીંહ વઠીક પાછે પગલે પેચમાં હટે છે—બાદ છલાંગ ભીડ તે પંજાની ચુંગાલ મારી પ્રાણ લેય છે. તેમ તરત વેલાતો સાઇરેક્યુસ છોડીને મારસેલસે તેની આસપાસના કેટલાક મુલકને તાબે કીધો. એ મુલકોની તથા સાઇરેક્યુસની આસપાસની કોટની દીવાલ અજદાહનાં ગુંછરડાં સમાન એવી તો વીંટલાઇ વળી હતી કે જાણે એક શહેરમાં બીજું શહેર વસ્યું હોય, અને બીજાં શહેરમાં ત્રીજું શહેર વસ્યું હોય.

બનાવ એવો બન્યો કે એ દરમ્યાનમાં ડેમીપસ નામનો સ્પાર્ટન ગુપચુપગીમાં સાઇરેકયુસ બંદરેથી હંકાલી જતાં મારસેલસને હાથ કેદ પડયો. બંડણીનો વેરો અથવા દંડ ભરીને તેને છોડવી લેવાને સાઇરેકયુઝન રૈયત ઘણી આતુર હતી. તે વીગથી આમનસામનની મસલતમાં બંને બોરદુના આદમીઓનો ઘણોક વખત કોટની દીવાલની છેક નજીકમાં રોકાયો. ગરૂડ પંખી સમાની મારસેલસની નજરે એ વખતે એક મીનારો એવો પડયો કે જેના ઉપર સાઇરેકયુઝન લશ્કરની ઝાઝી પોહરેગીરી ન હતી. દીવાલ ચઢવાની ઉંચાઇને બરની ઘટતી માપણીની નીસરણીઓ વગેરે બનાવવા બાદ, ચંદ્ર દેવીનાં તહેવારને ટાંકણે, સાઇરેકયુઝનો ખાઇને, ધરાઇને, પીઇને, મહસ્ત થઇને, સુતા હતા તેનો સમો સાધીને, પાસબાન ચોકીદારોની ગેરહાજરીમાં તેણે તે મીનારો પોતાનાં રોમન લશ્કરે ભરી કબજ કીધો. વરચાવના પારસીઓ નોરોઝને દહાડે ખાઈ પીઈ સુતેલાની ટક હાથ કરીને તેમને ઝબેહ કરવાની ધારણાથી આવેલા શત્રુઓ જેમ જાગતી પારસણોથી લગભગ મારખાઈ નહાશી ગયા, તે પારસણોના જેવી મરદાને મરદ મરદાનગીનાં શુરાતનમાં, સાઇરેકયુઝનોને જેવી એ પ્રપંચી પેચની ખબર પડી તેવા તેઓ ઉછળ્યા. પણ મારસેલસ વલી હયાં બીજો પેચ રમ્યો. તેણે કોટના કંગુરામાં જેટલાબી રોમન સોલજરો ભરયા હતા તે બધાની પાસે એકેક લશ્કરી રણસીંગડું આપ્યું હતું. તે બધાં રણસીંગડાં સામટાં ફુંકવાને તેણે એ વેલાએ ફરમાવ્યું. આટલાં બધાં ભેગાં રણસીંગાં બજાણાંના આવાજથી સાઇરેકયુઝનો ચોંકયા કે થોડાક રોમન સોલજરો નહીં, પણ એ તો કેહું આખ્ખું રોમન લશ્કર ઘુસી ગયું છે. એ વહેમમાં તેઓનાં બદનની તવાનાઈ ઘટી, અને આખો કોટ દુશ્મનોને હાથ થયલો એકદમ માની લઈને તેઓ તત્કાલ નહાશભાગમાં પડયા. રણસીંગડાં ફુંકવાનો એ પેચ બરૂજો નામાંમાં તુરકીઓની તરફવાલા પહેલવાન નગીનશાહે, એક હાથીને પચાસ–સો મોટ મોટા ઘાંટ બાંધીને, કેટલીક રાત સુધી ઈરાની લશ્કરના તલાયાઓને તેમજ ખુદ ઈરાની લશ્કરને હીંમતનું ઓછું તથા નહાસ્તું ભાગતું કરી દીધું હતું, તેની અજમતી અસરને મલતો છે,

બીલા ઉપાડ બીઠી રહેલા રોમનો આ રીતે "રંજનો બદલો ગંજ" તથા "જેટલી મુશ્કેલ તેટલી આસાન" પામ્યા. મારસેલસની ઘણીબી મના અને વીનંતી છતાં તેઓએ સાઇરેકયુઝની સુંદર શહેર પર જાસ્તી ચલાવતાં, લુટ કરતાં, કે નાશ ફેલાવતાં, કશો મચક આપ્યો નહીં. ગ્રહસ્થી ઘરનાં ખાવંદ કે મોહરદાર ઉપર કશી બલજોરી ન કરવાની મારસેલસે સખત તાકીદ કરેલી છતાં તેનાં હુકમનું સ્વભાવીક રીતે ઘણુંક ઉલંઘન થયું. કોટ હાથ આવ્યો તેવારેબી મારસેલસે તો ભલાઈ કરીને રૈયતને કેહણ મોકલ્યું હતું કે શરણ થઈ જશો તો બચશો. પણ ના. એટલે પછી તેણે માહ આનાકાનીથી લશ્કરને લુટ કરવાની રજા આપી. તોબી લશ્કરના જોશ પર છુટેલા જુશા પર બનતો આંકોશ દાબવાને તેણે જે હુકમો દીધા હતા, તેમાં એક ફીલસુફ આરકીમીડીસને જીવતો પકડવાને લગતો હતો. શહેરમાંથી બેશુમાર ગંજ ખઝાનો તથા બીશીઆર દોલત રોમનોને હાથ આવી. જબરદસ્તની સનમુખ નબલાની એવી સ્થીતી થાય છે.

ગણીત અને બીજગણીતને ખાતરમાં ન લાવીને ભુમીતી સાથેજ વાતચીત કરનારા આરકીમીડીસ ઉપર હવે આપણે આવ્યે. ભુમીતીનાં સીદ્ધાંતો સીદ્ધ કરવામાં જ્યારે તે ગુંટેલો હોય, ત્યારે તે પોતાનું સઘળું સંસારી સુખ ફક્ત તેમાંજ સમાયલું સમજીને એટલો તો શરીર વીશેથી બેદરકાર રહેતો કે ઘણી વખતે તેને જોરજુલમથી ઉપાડીને હમામખાનાંમાં નહવાડવા લઈ જતા. હાંબી તે પોતાનાં સીદ્ધાંતોની આકૃતીઓ પોતાનાં શરીર પર કે ચુહલાંગણાંની રાખમાં પાડતો. એવો વીદ્યાની પ્રેમ ઘેલછામાં તે લીન થઈ ગયો હતો. તેણે કરેલી વસ્યતમાં લખ્યું હતું કે મારી ઘોર પર ગોળો ધરાવનારૂં એક સીલીંડર પાડવું; તથા એક વાસણમાં ભરેલી ચીઝનું પ્રમાણ તે વાસણનાં સંબંધમાં ગણતાં કેટલું થાય, તેનું સાદું ગણીત લખવું. ભુમીતીનાં એકાદ નવાં સીદ્ધાંતની સાબેતીમાં જે વેલાએ સરશ્વતી દેવીના એ અડંગ પુંજારીએ પોતાની આંખ, મગજના વીચાર સીક્કે, આખી ગીરવી મુકેલી, તે વેલાંએ ભોગ ચોઘડચે એક રોમન સીપાહે તેના ઓરડામાં પ્રવેશ કીધો. સીપાહ બોલ્યો: ચાલ મારસેલસ પાસે. આરકીમીડીસ કહેજે: ઠોભ, આ સીદ્ધાંત પુરૂં કરીને આઉં. સીપાહને ચીડ ચહડી, કે એક તો અમારો આટલો કચડઘાણ કીધો ને હજી તો ઠંડે પેટે મને સબુરી કરવા કહે છે; તેથી વલી કંઈ નવી તલાવટ કરી મારી નજર આગલથી અલોપ થઈ જશે, કે કંઈ બીજો ચમત્કાર લાવશે, તો હું નકામો આપદામાં આવીશ. એમ ધારતેજ, તરવાર ખેંચતેજ, તેનો એક સફા હાથ કરતેજ, આરકીમીડીસ હતો તેને નહીં હોતો કીધો. જ્યારે એ સીપાહ મારસેલસની હજુરમાં પાછલેથી રજુ થયો, ત્યારે એ સેનાપતીએ તેના તરફ પીઠ ફેરવી કે તારા જેવો વીદ્યા માતાનાં મંદીર માહેલી સાગરીદી પવીત્રતાને ઠોર કરનારો અપવીત્ર કોઈ નહીં. એ પછી મારસેલસે આરકીમીડીસનાં સગાં સંબંધીઓની ભાલ કહાડી, તે સંઘાંઓને તેણે નેહાયત નવાજી નેહાલ કીધાં. સગાંઓને પોતાને ખાતર નહીં, પણ આરકીમીડીસનાં નામને ખાતર.

સાઈરેક્યુઝના કીલ્લાનો એક ભાગ હજી રોમનોને હાથ ન આવ્યો હતો. તેનું કારણ પેલા કેનીનાં મેદાનમાંથી પીઠ ફેરવી નહાસી આવેલા રોમનોની બલત્વારી હતી. તેઓ ત્યાં દુશ્મનો સામે હીચકારા હતા: હ્યાં જાતભાઈઓ સામે બહાદુર થયા. સાઈરેક્યુઝનોને રોમની સઘળી કવાયદી કુનેહ શીખાડયા સાથ તેઓએ ઉસ્તવાર દુશમની માંડી. અતાર લગણ કીલ્લાના રખેવાલો તરીકે સંખ્યાબંધ આસામીઓ હતા. તેઓમાં મતફેરની ફાટફુટ પડતી. એટલે તે રખેવાલોમાં એક શક્ષ રોમન પક્ષનો હતો તેણે તોડ કાઢી કે એકેક દહાડો વારાફરતી એકેક જન કુલ મુખત્યાર સરદારી ભોગવે. પોતાની સરદારીને દીવસે એ શક્ષે ઈશારત કરી કીલ્લો રોમનોને શરણ કીધો. કીલ્લામાંનાં પોતાના બેઈમાન જાતભાઈઓને વઠીક મારસેલસે કશી ઈજા દીધી નહી, તથા અખાડા કરીને તેમને ગામ બહાર નહાસવા દીધા; તેમજ સાઈરેક્યુઝન લશ્કરીઓનેબી તેણે હાથે કરીને જાણબુજથી સટકી જવા દીધા, કેમકે તેને ખુનરેજીનો કહેર દેખાવમાં અણગમતો હતો. દયાલુ સ્વભાવ દેખાડયાથી તેનાં નામની પ્રતીષ્ટા એટલી બધી તો પડી ગઈ કે જ્યાં ત્યાં શત્રુનાં શહેરોનાં ઘણાક શહેરીઓ તેને જોયા વગર કે તેની સાથે વાત વઠીક કીધા વગર આપમેલે તેના જીવજાનના મીત્રો થયા. એનગુયમના કસ્બામાં એવો તેનો મીત્ર નીશ્યાસ નામનો થયો હતો, તેની ઉપરના હાદેસાની વાત હેઠલ પ્રમાણે છે.

નીશ્યાસે મારસેલસ પક્ષ અખ્ત્યાર કીધેલો હોવાથી એનગુઈયમના બીજા ઢપઢપમાં ખપતા આસામીઓ જેઓ કારથેજીન્યનોની પાંખમાં ભરાવાનો હાંફો રાખતા હતા, તેઓ તેની ઉપર "કચકચ દાંતયાં પીસ" બીટયા. એટલે નીશ્યાસે નીશ્વાસ નાખ્યો કે લોકના એ કહેરમાં હું ને મારૂં છીલપીલ ઘાણીમાં ઘલાઈ મફતનાં પીલાઈ જવાનાં. જાતે પોતે હતો બુદ્ધીવંત. એટલે અડી વેલાએ સમયસુચકતા વાપડી સ્રીસે મસ્લેહત મારી. રાજ મંડલી બેઠી છે. ત્યાં સઘળા આગેવાન શહેરીઓ ભેગો નીશ્યાસબી આવી પોતાને ઠેરવાયલે આસને બીરાજ્યો. સભાનું કામ ચાલતું હતું. તેટલાં તે વચે ઊઠી એકદમ ઉભો થયો, તેના ડોલા ફરી ગયા, તેનો ચહેરો પોલાદ ચઢેલા જેવો લાલ આતશી થયો, તે મુરછા ખાઈ ભોંયે પટકાયો, તેના હાથ પગ મરોડાવા સંકોચાવા લાગા, તે બરાડ મારવા માંડયો, તેના મ્હોડે ફીણ ચઢી કફ આયો, તેના છેડા ફેરફાર થઈ ગયા, પવનની કસર થઈ હોય તેમ વાની ઝુમમાં તેણે પોતાનાં તન પરનો લેબાસ ચાક ચાક કીધો, પુજ્ય દેવીઓ અને માન્ય દેવતાઓને તે તરેહવાર ગાલાગાલી બકવા લાગો; વળી કંઈ ઘડીની વચમાં રંગ ઢંગ બદલીને બત્રીસી ખીડી મેલી, જડબાં જડી મેલ્યાં, મુંગો મંતર થઈ ગયો, મુઆ જેવો સુસ્ત પડયો, ના દમ હાલે, કે ના નેણ ફરકે, કે ના જીભ ચાલે, આંખનાં પોપચાં પડી ગયાં; પાછાં ઉઘડયાં, ઉઠયો, દેવી દેવતીને ગાલ ભાંડતો કસ્બાના પાદરડાં ભણી ફાટેલા પોશાકની નગન હાલતે દોડયો.

સભા તો સ્તબ્ધ થઈ. એક તાજો તરફડતો તંદરોસ્ત શહેરી નહીં મનમાં નહીં

ચટમાં દેખ દેખતાં લેહઆવારમાં દેવાનો થઈ ગયો. તે જોઇ દરેક મંડલીક દીગમુઢ થઈ ગયો. કોઈ કહે એના દીલમાં માતા ભરાઈ—કોઈ કહે એને મન ભુત ભરાયો—કોઈ કહે એના એકલાના અંગમાં સારાં બ્રહ્માંડનું દેવસ્તાન પેસી ગયું છે. પૃથ્વીના પૂર્વ ગોલાર્ધના બધા મુલકોમાં દીવાનાઓને દેવતાઓના પરતા તલે હોતા માનીને તેમનાં અંગ પવીત્ર સમજવામાં આવે છે. એનેજ લીધે ઓલીઆઓ તથા દીવાનાઓની જતન થાય છે. એનેજ લીધે તેમનાં બોલેલાંને આગાહી ને ખરી વાણી ગણવામાં આવેછે. એનેજ લીધે ભોલાં વહેમીઓને કપટી ઠગારાઓ વેશધારણ કરી હયેલી આન બટાડતાં પલકમાં છેત્રી જાય છે. નીશ્યાસની બાબમાં તેમજ હતું. આણીમેર તે પાદરડાં તક પુગ્યો ન પુગ્યો કે તેટલા વેતમાં તેની સ્ત્રી જાણે તેને શોધવા નીકળી હોય તેમ પોતાનાં બાલકોને કેડે મારીને પોતાના રૂક્ષાર પરનાં સોનેરી ઝુલકો પીખતી, પોતાનાં કરમને રડતી, કીસ્મતને શ્રાપ દેતી, ખાવંદને કુટતી, સંસારને લ્યાનત નાખતી, તેની પુઠે દોડતી ગઈ. લોક સમજ્યાં કે વરને ધરવા પકડવા જાયછે. બચ્ચારાંઓ દયા ખાઇને માહેમાહે ધુસધુસ કરવા મંડયાં. એટલામાં અરસપરસ આગલથી યોગવી રાખેલી તોફા યુકતી પ્રમાણે, આ બે માટી બઈરી પોતાનાં બાલકો સહીત જીવ બચાવી રોમન છાવણી તરફ નહાસી છટકયાં !

જેવારે પાછલથી મારસેલસ જાબજા નામ ઉઠાવીને એનગુઈવમ તરફ નીશ્યાસની સંગતમાં આવી ચઢ્યો તારે તે એવો તો કહેરભરેલો થયો હતો કે અગર તે વેલા તેના હાથમાં બીજું કશું ન આવે, તો પોતે કાં પોતાના ડોલા ફોડી નાખે કે આપઘાત કરી નાખે. તેણે ભારે રોષમાં હુકમ આપ્યો કે "સઘળી રૈયતને તરવારની ધારે દેય." નીશ્યાસ આ વેલા ગુઠણ મંડયે પડી, તેના બખ્તરની દામન પકડી, તેની પહેલવાનગીરી પર મોતીના દાના સરખા સખુનોથી ભરેલી આફરીન ભણવા લાગો. ઘણીએક રીતની મીનતજારી કરીને પોતાના શહેરને માટેજ નહીં પણ પોતાના કટ્ટા શત્રુઓ માટે પણ તેણે અમન માંગ્યું. મારસેલસ જેટલો તપેલો હતો તેટલોજ આવી અસાધારણ કાકલુદીથી બરફ સમાન થંડો પડયો. ઓલમાએ-ઇલમે-આલમ શેક્ષપીયર કહી ગયો છે કે "દયાનો ઝરો કંઈ આંચકીવાલો નથી, તે સાફ વહ્યો જાય છે." સંસારી અનુભવીઓ વળી એમ કહે છે કે તાતાં માણસ દીલનાં ભોલાં હોય છે. તેમ મારસેલસના બાબમાં બન્યું. પોતાની પ્રજા તરફ દૃઢ મીત્રભાવ રાખનારા નીશ્યાસ સરીખા ઇષ્ટ મીત્રની ઓજરખાહી તેણે સ્વીકારી—મંજુર કીધી—બલ્કે લશ્કરને આપેલો હુકમ ફેરવ્યો કે "સઘળી રૈયતને તરવારની ધારે નહીં દેય." નીશ્યાસને તેણે વજીફાઓ ને જાગીરીઓ બક્ષી નવાજી નેહાલ કીધો.

તરવારથી જીહતેલી પ્રજાઓ પાસે ઉત્તમ કારીગીરીના જે નાદર નમુનાઓ હોય તેમની આકૃત્તી પ્રકૃત્તીઓ ઉઠાવી જવાનો હક જીહતનાર પ્રજાને હોય છે. તેમ મારસેલસને સીસીલીમાંથી જે જે હોનરકામનો ઉમદા સંગ્રહ મળ્યો તે તે ઉઠાવતો આવીને તે રોમમાં લાવ્યો. રોમને સખીઓ, કોતરકામ, ચીત્રકલા, પુતલાં, બહાવલાં, ઇત્યાદી

કૌશલ્યાતથી સીણગારીને છોક, છટા, ધાટ, તથા ધટમનું મુખ્ય ધામ જેવું બનાવી દીધું. ધરડા વરડાઓ તથા ડાહ્યા ડોહરાઓએ તેનાં આ કામ વીશેથી નાપસંદગી આપતાં કહ્યું કે હજી આપણી પ્રજા ખેતીવાડીના તથા લશ્કરના હુન્નરોથીજે માહીતગાર હતી તે ઠીક હતું; બાકી એશ આરામની નબલાઈવાલાં આય નવાં ઈસ્કી ફીસ્કી કૌતકો જુની આંખે જોવાં પડે છે, તે કંઈજ નહીં પણ આપણી પડતી જતી બહાદુરીનાં દેખીતાં ચીન્હ છે. એજ અભીપ્રાયને અનુસરીને રોમના વીર પુરૂશોમાંના સુનંદા વીરપુરૂશ ફેબ્યસ મેક્ષીમસે તેરેંટમથી એવીજ ઢપનો સાજ સણગાર લુટી લાવવાની ના પાડતાં યાદગીરીવાલા વચનો ઉચ્ચારયા હતા કે "લઈ લ્યો બીજું જોઈયે એ; પણ ટેરેંટાઈનોના ખીજેલા દેવ દેવીના પુતલાં સખીઓ તેમની સોડેજ છો પડવા દેઓ." પણ તેમ વળી પાછી એક તકરાર મારસેલસે અખત્યાર કરેલા મારગની પુષ્ટીમાં છે. લડાયક વલણ અને સુધારાની વધ, જોડાજોડ ચાલતાં નથી. લડાયક વલણ સાથે હેવાન્યત ખસલત, ઝનુન, મીજાજ, કરડાકી, ઝાંઝ, વીક્રાલ્યત, ખુનીપણું, સખતાઈ, ટેક, ગર્વ, મુસ્તાકી, એવાં અણગમતાં વાણાંઓ ભલાયલાં રહે છે. એ બધાં યજ્ઞ કુંડનાં આતશી વાણાંઓને સુધારીને રાહપર લાવવાને અંગબલના જાડુકના વપરાસની જગે મનબલનો વપરાસ સાથે લાગો સામેલ કરવામાં આવે છે. પણ જેટલા પ્રમાણમાં ચાંચાલ્ય કે ચાપ્રાકી વધતી જાય છે તેટલા પ્રમાણમાં શરીરી તવાનાઈ ઓછી થતી જાય છે; મોજમઝા વધતી જાય છે; મનના ચમત્કાર કરવા જતાં તનના તલેસ્માત ગુમ થઈ જાય છે; અને જય બોલાવતી પ્રજાનો પરાજય થવાનો વખત આવતાં વીલંબ લાગતો નથી. એવી મોજમઝામાં તો રોમન શહેનશાહત પડી ભાગી—તેની કુમક પર રોજે કેઆમત સુધીનો ડાટ વલ્યો; કેમકે મોજમઝા તે સાહેબી, હકુમત, તથા સલતનતનો નાશ છે. મોજમઝા બાયલાપણું, નામરદાપણું, હીચકારાપણું, આમેજ કરે છે; શરીરમાં ઢીલાટ, સ્નાયુમાં પોચાસ, જોરમાં કચાસ, હાડકામાં નરમાસ, ને મીજાજમાં સુમારાપણું મચાવે છે. સુધારો ને મોજમઝા એક સમજુતીવાલાં છે. એક આગ્યો કે બીજું તેની વાંસે આવેજ છે; અને તેમની કેડ પર "પડતી" તથા અવદશાની વ્યવસ્થા બેઠેલીજ છે. એવો એવો કેઆસ કરીને રોમન બુઝરોગો મારસેલસે આણેલાં સુધારાવાલાં તીખલ ઉપર ચીડતા.

મહાભારત આદમી સામેજ મહાભારત શત્રુવટ જાગે છે. રાજાનો હાથી જતો હશે તો તેનું ગંજાવરપણું નહીં દેખી શકાયાથી કુત્રાં અમથાં અમથાંખી તેની પુઠે ભસશે. તેઓ જેમ જેમ ચાટ પડશે તેમ તેમ વધારે ભસશે. પણ જો ગજરાજ જરા તેઓ ભણી ફરીને જોશે તો તેઓ "ખીવેલાં બકલ્યાં" માફક "કાઉચ કાઉચ" બોલતાં ભાગી જશે. પાડેસ્વીંઓ ઘોડેસ્વારમે ખપવા માંગે. હોય. મ્હોટાં માણસની સામે પુકાર ઉઠાવ્યાથી ગોયા તેમનું વજન વધેછે, એવું ગુમાન હૈયાંનાં હલકાં ને છોકરવાદીમાં છાલકાં માણસોને હોય છે. મારસેલસ પર એવુંજ વીટચું. તેને "પીરોજગરી"નાં સરઘસનું માન ન મલે એમ તેના શત્રુઓએ આડ લીધી. બે "પી-

રોજગરી" તો એને મલી ચુકી હતી. તેથી ત્રીજી "પીરોજગરી" મલશે તો છેકજ છાપરે ચઢી જઈ ધરાયો પકરાયો નહીં રહેશે એવી બીક તેમને મન પેઠી. મારસેલસ કહેજે ઠીક, "પીરોજગરી" નહીં આપો તો છો રહ્યું; પણ તેથી ઉતરતી "જય સ્વારી" તો આપશો કે નહીં? તેઓએ તે કબુલી.

પીરોજગરી તે "ત્રાયમ્ફ"; જય સ્વારી તે "ઓવેશન." જે ઘણી ભારે લડાઈ મારી આવ્યો હોય તેને પીરોજગરી મળે; જેણે રાજદ્વારી કુનેહની તલાવટોથી ફત્તેહ મેલવી હોય તેને જયસ્વારી મલે. પીરોજગરીની યાદગીરીમાં તરવારને એક ઝટકે ગરદન ઉરાડી પાડો કાપવામાં આવતો; જયસ્વારીમાં કંકુ ટીલકવાલો તથા ફુલના હારવાલો બકરો કાપીનેજ અટકવામાં આવતું. પીરોજગરીમાં રણસીંગડાં, ધુધારી, ભેંપુડાં, એવા લડાયક તથા લોહી ઉકલાવનારા વાજાં વાગતાં; જયસ્વારીમાં પાવો, બંસી, વાંસલી, સીસોટી, એવાં મનને બેહલાવી રાહત પમાડનારાં સુસ્વરી વજંતરો ફુંકાતાં. બંનેની ધજા, નીશાણ, છડી, સ્વારી વગેરેની ગોઠવણમાં, તથા તેમાં રાખવી જોઈતી ઝાડની દાંખલીઓ વગેરેની ગોઠવણમાં, બન્નેની નેમને અનુસરતા ફેર રાખનાર નીયમો સચવાતા હતા. દશેરાના તેહવાર ઉપર રાજસ્થાન, ગુજરાત, મહારાષ્ટ્ર દેશના હીંદુસ્થાની રાજાઓ, એ બે રોમન ક્રીયાઓને મલતીજ સ્વારી વગેરે કહાડી સમરીના ઝાડની પુંજાપાત્રી કરે છે તે અત્રે નોંધી લેતાં, અમે એટલીબી નોંધ સાથે લાગી કરી લઈશું કે, સ્પાર્ટન લોકો લડાઈથી મેલવેલી જીત કરતાં રાજદ્વારી તાલમેલથી મેલવેલી ફત્તેહને વધુ માયાવાળી, તથા તેને લીધે વધુ ચઢતા દરજ્જાની ગણીને, તે મેળવનાર ધણીની સાબાશીમાં એક સાંઢ ગોધો જબેહ કરાવતા, અને લડાઈ જીહતેલા ધણીની સીફતમાં એક ખાસો લડાયક, માંઝરદાર, કુકરેકુક વાસ્તો, રંગારંગ પીછાં પુછાંવાલો, કુલંગ મરઘો મારતા!

મારસેલસનાં સહાસ ને પ્રાક્રમ જોઈ જોઈને રોમન લસ્કર તો તેની પર કુરબાનજ હતું. લસ્કર કુરબાન, તો સારૂં શહેર કુરબાન. આખી રૈયત લસ્કરીજ, તેથી ફકત લસ્કરીઓનાં સગાં સંબંધીમાંજ આખાં શહેરની વસ્તી આવી જાય. એ માટેથી રૈયતે મારસેલસને ચોઠી વાર "કાનસલ" પ્રતીનીધીપદ આપ્યું. આથી તેની સલતનતના અમલનો ભાવ નહીં દેખી ખમનારા અદેખા આદમીઓનાં શત્રુવટમાં આગનો ભડકો સલગ્યો. તેઓ જાગેલાં મસાન જેવાં ઉલટી પડ્યા. તેઓએ તેના પર જુઠ જુઠાં ખુનરેજીનાં તહોમત મુકી, કુત્રાંઓ કરે તેમ બોટું પીખવાનું હાડકાંનું ઓઠું ઉભું કર્યું. એ તહોમત સાબીત કરવા સારૂ તેઓએ સીસીલી વેરથી સાક્ષી શક્ષો બોલાવ્યા. હવે કાનસલ તરીકે તેને ફાલે ખુદ સીસીલીનો અમલ, અને તેના જોડ્યા કાનસલ લેવીનીયસને ફાલે સ્વદેશી અમલ, આવ્યો હતો. એટલે સીસીલીથી આવેલા સાક્ષી શક્ષો તો ધપકવા લાગા કે મારસેલસ ત્યાં આપણું ને આપણવંનું સબારડું કાસળ કાઢશે તો આબદા તો. ન્યાયને એવી હરકત નડશે એમ સમજવામાં આવતેજ મારસેલસે પોતાનું સીસીલીનું પ્રતીનીધીપદ છોડવા વીશેથી તરતવેલા રાજીનામું આપવું મુકરર

કર્યું. તે જેવો રાજસભાની અદાલતમાં આવી પહોંચ્યો, તેવો વડી ખુરશીએ બેસી કેટલુંક ફીરકુલ દરબારી કામકાજ અટોપી વાળીને તરત હેઠે ઉતર્યો, અને તરત કેદીઓની જગાએ જઈ ઉભો. સીસીલીવાલા સાક્ષી શક્ષો તો તેનું આ મેહત્વ જોઈજ મોહીત થઈ ગયા. શું શબ્દ બોલવો તે તેમની હલકડીમાંથી છુટેજ નહીં. એટલે મારસેલસના શત્રુઓએ તેમને મીષમાં ને મીષમાં, મીષે આય, મીષે પેલ, મીષે એમ, ઉશ્કેરીને ઉત્તેજન આપ્યું. તે ઉત્તેજનને આધારે તેઓએ જુઠી સાચી હકીકતની હેકાયત ખોલી. મારસેલસે તેનો પ્રતીઉત્તર વાળ્યો. એ પ્રતીઉત્તર વાળે તે આગમજ તેના ફરયાદીઓએ સભામાંથી રબશુદ લેવી એવો હુકમ ઉપાધ્યક્ષાસાને બીરાજેલા સરનશીને કર્યો. પણ મારસેલસે વીનંતી કરી માંગી લીધું કે તેનો બચાવ તેની ઉપર ફરયાદ થયલાઓને સાંભલવા આપવાની કરમબક્ષેશ ફરમાવવી. મારસેલસે કહ્યું કે "એ સીસીલીનાં જક્કી લોકને મેં ચાર ચાર પાંચ પાંચ વાર મેહતલ પર મેહતલ આપી કહ્યું કે જુઓ સમજી જઈને શરણ થાઓ કે સઘલો ફેસાદ રફે દફે થઈ જાય, પણ તે લોકો કસી વાતે સમજ્યાજ નહીં. તેઓ વાળેલા વળ્યા નહીં, પણ હારેલા વળ્યા. હવે વળી અન્યાય કરીને ન્યાય પુકારે છે. નાતાબેદાર કોમ સામે લડાઈ કરવે તો પછી તેનાં પરીણામ દાખલે લુટફાંટ, મારફાડ, ધરપકડ, ખુનરેજી, વગેરે થવુંજ જોયે ને થયું, તેમાં મારી શી તક્ષીર. તોબી મેં મારાથી બનતી કરી એમના મુલકનો, કુટુંબ કબીલાનો, માલમીલકતનો જેટલો બચાવ લશ્કરી કાનુનો પ્રમાણે કરી શકાય, જેટલુંબી તેમનું રક્ષણ કરી શકાય, જેટલુંબી તેમનું કલ્યાણ કરી શકાય, તેટલું કીધું. બાકી બીજી બધી વાતે તો મેં રીતસર કામ લીધું છે."

રાજસભામાં મત ગણવાનો વખત આવ્યો. સીસીલીના સરકશ ગરદનવાલા સાક્ષી શક્ષોને તેમજ મારસેલસને અદાલતનાં દીવાનખાનાના દરવાજા બહાર ચોકી પોહરા હેઠલ ખડા રહેવાનો હુકમ થયો. મારસેલસનું અંતઃકરણ સાફ, સ્વચ્છ, ચોખ્ખું, નીત્રું નીરમલ, બીલોર જેવું આબદાર હતું. મીજલશીઓનાં મત એકઠાં થયાં. મારસેલસને બીન તક્ષીરવાર ઠરાવ્યો, છોડી મુકયો, વલતો ઓહ્દે ઠાપ્યો. આ પરીણામ સાંભળી સીસીલીવાલાઓ તો બુધીઆં બોકડી મીસાલ જીવમાં ડરવા લાગા; પછી દુસ્કે દુસ્કે રડી દીધું. મારસેલસને પગે પડી વીનંતી ગુજારી કે તેણે તેમની તક્ષીર ક્ષમા કરવી, તથા તેમના સગાં સંબંધીઓનાબી ફેજ માફ કરીને માયા મહોબતથી વરતવું; કેમકે તેઓ તો તેના શત્રુઓના હુલકાવેલા ઠાલા હુલકી ગયા હતા! મારસેલસે તેમને જનમો જનમની માફી માફ કીધી. એમ થવાને લીધે સીસીલીઅનોએ પોતાનાં મુલકમાં આવતાં વેત એવો કાયદો કરાવ્યો કે અગર મારસેલસ અગર મારસેલસનો કોઈ વંશજ આપણા મુલકે પ્રવાસમાં આવે, તો તે સમયે રૈયતનાં નહાનાં મહોટાં સમસ્ત અંજુમને રોશની વાજીંત્ર વગેરેની ભારે રોનક ધમક કરવી, સર્વ લોકે કંકુના ટીલા ને હીંગલાના ચાંલ્લા કપાળે કરવા, ગળે ફુલના હાર ઘાલવા, શાદી રામશનીમાં ગુલાલાના ચમનની મીસાલ ખીલવું, દેવોને ડેહરે જવું, ઉજાણી, યજ્ઞ, હવન વગેરે પવીત્ર

ફીરયા કામોમાં મશ્ગુલ થવું! ઞહેદ્યતની નાદાનીયત, મારસેલસની દાનાવ દુરઅંદેશી સમક્ષ એમ વેરવાર તથા પરાગંદેહ થઈ ગઈ.

એ વીંટંબણાથી પરવારેલો મારસેલસ સ્વદેશી વહીવટની વ્યવસ્થા કરવામાં મડયો. કેમકે તેણે પોતા પરના આરોપ વખતે સીસીલીનાં પ્રગણાંની હાકમી છોડી દઈને લેવીનીયસ સાથે અમલની અદલાબદલી કીધી હતી. કારટેજીનીયન વીરો હેનીબલ શમશેરનાં મેદાનમાં નરેશ્વર ગણાતો, તેને હાથે કેની ખાતે હાર ખાધા પછીથી રોમનો બીહતાજ રહેતા. તેઓ તેની આગલ પાછલ આઘે આઘેથી લશ્કર ફેરવતા જઈ સુકો દમ દેખડાવતા. કેમકે રોમન સીપેહશાલાર ફેબીયસ મેક્ષીમસનું એવું મત હતું કે ઢીલ કરીને વખત ગાળવાથી હેનીબલની ટાલકી ઘસાઇ જતાં તે આપમેળે નાસીપાશી પકડી લશ્કર ઉઠાવી ચાલતી પકડશે. પણ મારસેલસનો અભીપ્રાય એથી ઉલટોજ હતો. હેનીબલની ચોટલી ઘસાઈ જાય તે આગમજ આખો દેશ આસ્તે આસ્તે દુશ્મનની ઘર પકડમાં પીસાઈ જશે એમ તેનું કહેવું હતું. હેનીબલને મારસેલસે આગલબી સારો જેવો હંફાવ્યો હતો, તેથી એક વાર ફરીથી એ જેહાનના જંગી સાથે દસ્ત અજમાવવાનું તેનું મન થયું. તેણે પહેલા સપાટામાંજ શત્રુની ત્રણ હજાર આદમીની ટુકડીને ઘેરી લઇને કેદ કીધી. નીયસ ફુલવીયસ જે ઉપપ્રતીનીધી હતો તે હેનીબલની લડાઈમાં અગ્યાર લશ્કર-રક્ષી પાસબાનો સાથે તથા ખુદ આખાં લશ્કરના મ્હોટા ભાગ સીકે તરત વેલાનોજ કપાઈ ગયલો છતાં, મારસેલસ એ બીનાને કશી ખાતરમાં નહીં લાવીને રાજસભા પર રૂકા ઉપર રૂકા છોડતો ને નામાં ઉપર નામાં લખતો કે કોઈ રીતે ધગાગાશો મા; હમણા સરખો એ હબસી બરચાની ખાત્રી કરી નાખું છું. રોમનો, આવાં પત્રો વાંચી ઉલટા ફગાતા કે બેઠાબાપ કરવા શું બેઠોચ, કંઇ સમજેચ કે નહીં, એબી નાશોગોશો રમી જવાનું છે કે કેમ?

જેમ જેમ મારસેલસ હેનીબલની પુઠે લાગી લડાઈ લડવા માંગતો, તેમ તેમ હેનીબલ પાછો હઠતો જઈ તેની એ માંગણી ના પાડતો. હેનીબલ વળી વધુ આગળ જતો કે મારસેલસ વળી તેની પુઠે વધુ ધસ્તો. એક દહાડે બંનેને લડાઈ લાગી ગઈ. પણ જલદીથીજ રાત પડી જવાથી બંને લશ્કરમાંથી મનાદીનાં નગારાંનો શોહર ઉઠ્યાથી તે મોકુફ થઈ. હજી તો લશ્કરી મરદોની લોહીથી ભરેલી લોડમાંથી તાજું ખુન વહેતું હતું. તેટલાં વળી બામદાદમાં લડાઇનો ડંકો ઠોકાવી મારસેલસે પાછું જંગ તલબ કીધું. પણ મારસેલસે ફેંકેલો હમનબરદીનો એ પંજો કબુલ કરવાનું હેનીબલને નાદરૂસ્ત લાગ્યાથી વલતું તેણે ચાલુ મુક્યું.

આ વેલાએ લશ્કરમાં ભરતી કરવા ખાતરથી, તથા આપખુદ અમલમાં રોમ શહેરને મુકવાની મક્ષદથી, રોમનોએ એક ડીકતેટર નેમવા સારૂં "કાનસલ" લેવીનીયસને ફરમાવ્યું. ધારા પ્રમાણે લેવીનીયસે પોતાની ખુરશી પરથી ઉઠી, રાજસભામાં ફરતો ફરતો આવી, ચોકસ આસામી પર હાથ લગાડ્યો કે તે ડીકતેટર! (ઉગમણ પ્રાંતોમાં નીરવંશ મરણ પામેલા રાજાનો ગાદીવારેશ નેમતાં હાથણીની સુંઢમાં કળસ

આપી જમા થયલી રૈયતમાંના પનોતા પુરૂશ ઉપર ઢોલાવે છે તેને મળતી, તથા સ્વયંવર કરતી વેલા રાજકન્યા મંડપ ફરી જઈને અંચીતી પોતાના મનના માન્યાને વરમાલ પહેરાવી દીયે છે તે રસમને મલતી, આ રીત છે).

એ નેમણુક રોમન રૈયતની ખાતરમાં ઉત્રી નહીં. લેવીનીયસની મરજી વેલીરયસ મેસાલાને ડીકટેટર ઠરાવવાની હતી; રૈયતની મરજી કુંઈટસ ફલવીયસને ઠરાવવાની હતી. એમ થવાથી રએને પોતાના મનથી વેગલા જઈ રૈયતના લાહટ પ્રમાણેના ધણીની નેમણુક કરવાની તેને ફરજ પડે, એમ વીચારીને લેવીનીયસ પોતાની હાકમીના સીસીલી પ્રાંત તરફ અચબુચો હંકાલી ગયો; પણ તે આગમજ "કાનસલ"ની ગેરહાજરીમાં કામ ચલાવનાર ઓહ્દાધારી "પ્રીટર" કહેવાતા ન્યાયાધીકારી અમલદારને તાકીદથી મનાઈ કરી ગયો કે તેણે ફલવીયસને ડીકટેટર નેમવો નહીં, નહીં, ને નહીંજ—પછી મરને આસમાન ઉડે, વાદળ ગગડે, આભ ફાટે, કે જમીન ટુટી પડે, તો સુજાકો નહીં. "પ્રીટરે" ફલવીયસને નેમવાની ના પાડયાથી રૈયતના લોક-રક્ષી ગણાતા "ત્રાઇબ્યુન" લોકે તેને નીમયો. પણ ધારા મુજબ એ નેમણુક પર "કાનસલ"ની બહાલી હોય તોજ ચાલે, એટલે તેઓએ સીનેટની રાજસભા મારફતે પેગામ પઠાવી મારસેલસ પાસે તે વીશેની બહાલી મેલવી.

એણી મેર મારસેલસ હેનીબલની પુઠે લાગ્યો હતો. તે તેને એક પલ વાર પણ જંપવા ન આપતો હતો. એક વખત હેનીબલનું લશ્કર છાવણીના તંબુઓ મારતું હતું, તેટલાં તેણે તેમના ઉપર છાપો મારી એટલી તો ગરદાપેચ કરી નાખી તથા હેરાનગતી આપી કે હેનીબલે પોતાના લશ્કરને ફરમાવ્યું કે "આય વખતે એક મરતબે આપું લશ્કર એવી નામની ઉઠાવનારી કોશેશ કરી સુલતાની લડાઈ લડે કે જેહાનનાં દરમ્યાનમાં જાવેદાન સુધીની આપણી યાદગારી કાયમ રહે. કેમકે આ મગરમચ્છબરચો મારસેલસ કંઈ ઓર મીસાલનો માણસ છે. આટલી બધી આપણી ઉપર ફત્તેહ મેલવી, છતાં નથી પોતે ઘડીભર દમ મારતો કે નથી આપણને દમ મારવા દેતો. મગર આય તકે તેની ઉપર ફત્તેહ મેલવશો તો જ્યાં સુધી તમે એને નહશાડી દેશો નહીં ત્યાં સુધી એ ફત્તેહખી રદ સમજજો." આ લડાઈમાં રોમન લશ્કરની જમની સફ ટુટી જતી જોવાથી મારસેલસે ફાલતુ મીજાનમાં રાખેલા લશ્કરને ફરમાવ્યું કે તેની પોસ્તપનાહમાં જાય. એ લશ્કર એટલું તો જોશબંધ ખાનબંદોબસ્તીએ ગીરદ ઉડાવતું દોડદપટ કરતું આવી પહોંચ્યું કે, તેની ધાંધલથી રોમન લશ્કરની સંધી તરફની સમારેલી સફ ટુટી ગઈ, તથા સુમારે સત્તાવીશસો રોમન સીપાઈઓ મારયા ગયા.

મામલો એવો સીકસ્ત પર આવેલો દેખીને મારસેલસે કુચનું નગારૂં કરાવી લશ્કરને જંગ પરથી જમા કીધું. તેણે તેઓની મરદાનગી પર અફસોસ નાખતાં કહ્યું કે "મારી સામે કંઈ હજારો રોમનોનાં શરીર તથા હાથ પાઉં ઉભેલાં મને નજરે આવે છે, પણ તેમાં એકબી ખરો રોમન હોતો નજર આવતો નથી." લશ્કરે પોતાના સરદારને સેઝદો કરી પનાહ માંગી. ત્યારે મારસેલસ પોતાની લામફાફ ઝબાનને કાયદામાં

રાખી બોલ્યો કે "હું તમે હારેલા છો તે વેલા તો તમને કદી કાલે મારી બક્ષનાર નથી. પણ કાલે એક મરતમે ફરીને દુશ્મનનાં લશ્કર સામે ખડા કરી તમારી ગયલી હોરમત પાછી મેળવવાની એક તક આપશ. તેમાં તમે ફાવ્યા તો હું માફી બક્ષશ; નહીં તો તમારે નામે સેવટનો પુરો મુકી નીવારપાટો દેવશ. તેથીને તમે સંધા કાલે ભારી કોશેશથી લડાઈ લડજો કે તમોએ કારટેજીન્યન લશ્કર પર ફત્તેહ મેળવી ગાલેબ આવવાના સમાચાર, આપણી આય નામોશી લગાડનારી સીકસ્તના સમાચારની આગમજ, આપણી સરજમીન પર પહોંચે." મારસેલસે વળી હુકમ કીધો કે નાઠેલાં લશ્કરને ઘઉંના દાણાનું મરદાનગી ભરેલું તથા અમીરી ભાતું નહીં આપે; પણ જવનું ફુલાંવાલું અને "કામન" ભાતું આપે; તેમજ લશ્કરની જે જે ટુકડીઓ પીઠ ફેરવીને નહાશી આવી હોય, તેમના આરીસરો, પટા તથા કમરબંદ વગર આખો દહાડો નાગી તરવારબંધ, મેગાનમાં શરમીંદે ચેહરે ઉભા રહે.

બીજી બામદાદે મારસેલસે કરાવેલાં લડાઈનાં નગારાંનાં આવાજનો શોર આસમાન તલીક પુગ્યો. એ રોમન સરદારે લાલ ભભુકવાળા આતશ્યા રંગનો લડાઈનો જુંડો જેવો ઉઠાવ્યો કે ચશમમાંથી લાજ લોપી તથા મરજાદા મુકીને સરકશ ગરદને, કીનેકસ નેણે, તથા ખુનસી ચેહરે, નીલના દરીયાવની મીસાલ મોજા મારતું રોમન લશ્કર લડાઈધામાં આવી સફ સમારી ઉભું. આગલે દહાડે જે લશ્કર પીઠ ફેરવી નહાશી ગયું હતું, તેઓએ આય વખતે સરદાર પાસ અરજ માંગી લઈને પોતાની જગો કલબગાહમાં હરોલે કીધી હતી. જ્યારે આય નવી બાજી માંડવાના સમાચાર સીપેહશાલાર હેનીબલને મળ્યા, ત્યારે તેણે આકાશના દેવતાઓ સનમુખ ઉંચા હાથ જોડી મોનાજાત કીધી કે "અય માન્ય દેવો ને પુજ્ય દેવણીઓ! મારસેલસના જેવા નરેદેવ આદમીની ચુંગાલથી મને પનાહમાં રાખજો, અને આય બારીક વખતે મારી બુજરોગ અમલદારીની આબરૂ રાખજો. કેમકે એ એવો દલેર છે કે નથી જીતેલ પર આવેલી બાજીથી ધરાતો, કે નથી હારી ગયલી બાજીથી હારી ખાતો. શું તેથી એ કમબખ્તની સાથે હું જમાનાની આખરી તલીક લડાઈજ લડયાજ કરૂં, અને બીજું કશું કામ કે કાજ કઈંજ નહીં. મને હરાવીને મરતબો મેલવવાની મમત બશ એને એવી તો લાગીચ કે તેથી નથી પોતે જંપતો કે નથી મે ઘડી મને જંપવા દેતો."

સારી જેહાનની પ્રદક્ષણા કરી વલનાર જંગી સીકંદરે જેવી અફલાતુન ને સુલતાની લડાઈ નહીં લડી હશે, તેવી લડાઈ આ વખતે મશ્ગુલ મચી. હેનીબલે જોયું કે કોઈ બોરદુ ગાલેબ આવતી નથી, તથા બંનેની બાજુ સમાન તોલ પર છે. એથી તેણે ખુબ બારીકીથી નેધાહ પુગાડી અંદેશો કીધો કે બાહુ હીંદી તથા રાય હીંદીએ જેહાં પહેલવાન કેરસાસ્પ તથા હીંદના સરદાર ફરામરઝ સાથે વાપરેલી હાથીઓની હીકમત હયાં કીધી જોયે. એમ કહીને પોલાદની પાખરોથી બખ્તરબંધ કીધેલા કેટલાયક મહસ્ત માવેના ને ભારે વજનના ને વીક્રાળ વૃત્તીના હાથીઓને કાયદામાં રાખનાર માહવતોને હુકમ કીધો કે, દમ બ દમ અંકોશો ગોપી સેતાબ ગોશાથી પેચ ખાતા કરીને,

હાથીઓ રેલાવતા દુશ્મનનાં લશ્કર ઉપર જઈ પડી તે સગજીબસ્થાઓની તોખમ નસલ બુનએખથી ઉખાડી નાખે. રોમન લશ્કરના હોશના રાખનાર હોશીયાર મરદોએ જ્યારે એમ મામલો વધી પડેલો દીઠો, ત્યારે તેઓએ એકી ડફે કસદ કરીને બાલાઓની નોંક તથા તીરોના પૈકાનથી અને તલવારોની અણીથી હાથીઓનો સુંઢમાં ઘોંચાઘોંચ કરીને તેમને એવા તો બેજાર બેજાર કીધા કે તેઓ ચીસ પાડતા, ઉભી પુછડીએ, ને ઉછાળેલી સુંઢે, ને ચહડી મહસ્તીએ, પોતાનાં કારટેજીન્યન લશ્કર પર પાછા આવી પડયા, તથા કીનામાં આવીને સુંઢને સપાટે તથા પાંઉની ખુંદાખુંદે ઘણુંએક લશ્કર ગુંદી તથા મસલી નાખ્યું. મીસાલ છે કે, કરે તે પામે; ખણે તે પડે; રોપે તે ચાખે.

સુમારે આઠ હજાર શમશેરના મારનાર શુરા સીપાહીઓ ખોહ્યાથી હેનીબલ રાતોવઈ છાવણી ઉઠાવીને ઉગટ રાહે વઠી ગયો. રોમન લશ્કરના ત્રણ હજાર દેલેર લશ્કરીઓ માર્યા ગયા હતા; પણ બાકીના બધા જખમો ખાઈ ઘાહેલ પડયા હતા. તેથી મારસેલસે તેવા કાહિલીઓને આશાયશ આપવાનું દરૂસ્ત ધાર્યું. એક લીલોત્રીનું ભરેલું, તથા મેવાનાં ને ફુલ ફુલોના ઝુમખાઓથી તંદુર બનેલું, તથા બાગોની રોણકદાર રચનાથી બાગે બહેસ્ત મીશાલ રોશનીભરેલું, તથા પાણીના ખાલેસ ચશમાઓથી આબદારભરેલું, વેનુઝયા નામનું બેનમુન તરો તાજગીદાર શહેર હતું. તેમાં થોડીયેક મેહતલ સુધી આરામ કરવાનું તેણે ફરમાવ્યું. આય સાંભલતાંને વાર તેના રોમન શત્રુઓને પેટ શેર સાકર પીધા જેટલી ઠડક પડી. તેઓએ રોમના ચોકમાં જમા થઈને તેની ઉપર હીચકારાપણાંનું તહોમત મેલ્યું કે "બેચાર ગોદા મારીને કે બેચાર ગોદા ખાઈને એ આપણો નાક પર માંખ નહી બેસવા દેનારો, તથા મુછ પર એકનાં અનેક લીંબુ ઠેરવનારો, અને ધુમાટા તથા ફુંફાટા વગર પાણી નહીં પીનારો સરદાર, હવે હમામખાનાંઓમાં નહાવા પડયો છે." કેમકે વેનુઝયાના મુલકમાં ગરમ પાણીના એથી તો રાહત બખશનારા ચશમા હૈયાત હતા કે એકબારગી જીંદગીથી મોકુફ થયલું મુરદુંબી તેમાં પડે તો તેને ચૈતન્ય આવી તેના ગુલ થઈ ગયલા ચેરાગની રોશની પાછી જીવંતી થાય.

જશ પર જુતીઆં. તમાચો અવલોખી ને સવલોખી. અગર મારસેલસ લડાઈ પર લડાઈઓ લેતો તો રોમનો તેને અટકાવવાના સંદેશા પર સંદેશા મોકલતા કે ભાઈ, ખાતર ખોદાને ખામોશી પકડ, નહીં તો તારૂં લશ્કર કપાઈ જશે, તો બીજાં માણસોની ભરતી કયાંથી કરશું? અગર તે લડાઈ તહકુબ કરતો તો તેઓ એવી જીકર કરતા કે એ તો ખોટો બડાઈખોર છે, લાફ મારતી વખતે કંઈ જોતો નથી, ને વખત આવે છે તેવારે તો ચુપકીદી પડી ખામોશ બેસે છે. મારસેલસે પોતા પર આવેલા આ આરોપનો જવાબ દેવા ખાતરથી રોમ તરફ જવાનું ઠરાવ્યું. તે ક્રોધાયમાન હતો. એટલે તેણે ટુક ઇંતેખાબમાં પોતાનો બચાવ કીધો. પણ તેની તરફવાલાઓએ તેના એ સંક્ષેપનું આટલાંનું આવડું કરી તેની તારીફનાં બાંકાં એવાં તો શહેરાઘાતથી

ફુંક્યાં કે લોકોએ તેને તહોમતમાંથી મોકલો કીધા તો કીધો, પણ એક પંથ ને દો કાજની કહેવત પ્રમાણે સાથે લાગો "કાનસલ"બી પણ નેમી દીધો.

પાછા અપસુકન થ્યાં નડયાં. દેવાલ્યોમાં ઉંદરાઓ સોનું ચાવવા લાગા; ઇંદ્રાપુરીના સુંઢાલા ડુંડાલા પતી ગણપતી રાજા જેવા દેખાવનું એક બાલક અવતર્યું; તથા હીંદુઓના મહાદેવ અને પારસીઓના પહેલવાન કેરસાસ્પની સ્વારી માટે જાણીતાં થયલાં જાનવર ગોધા વર્ગનો એક વાછરડો ખાસો આદમીની પડે જબાન ખોલી રોમન બોલી બોલવા લાગો—એવા એવા ચમત્કારીક અપસુકનોની રેલારેલ ચાલી! ઘણાબી ભોગ આપવામાં આવ્યા, પણ અપસુકન કહેજે અમે ન પાછા હઠીએ. મારસેલસ તો આ વેલા સહાઠની ભરતીમાં આવ્યો હતો. "સહાઠી ને બુધ્ધી નાઠી." તેને મનમે દીવસે એજ ભ્રાંત ને રાતે એજ સ્વપ્ના કે કયારે હેનીબલને એકવાર પાછી શહે ખવાડું. તે જાણતો નથી કે અતેરાંમાં ઇશ્વર રાજી નથી; અથવા બંદો ચાહેછ શું, ને ખુદા કરેછ શું.

આખરે અપસુકન ફેરવાઇને સગન થયા. હરખભર મારસેલસ લડાઈ પર નીકળ્યો. તેની હરખ ને ઉલટ માયાં સમાયાં નહીં ગયાં. રોમન અને કારથેજીન્યન લશ્કરની વચે એક બુલંદ પહાડ આવેલો હતો. તેની ઉપર ઘણીએક બીકટ ઝાડીઓ, તથા ઉંડા કોહ, તેમજ પાણીના ચશ્મા હતા. એ પહાડ કબ્જે કરવા ખાતરથી મારસેલસ પોતાના છોકરાની સોબેદારી હેઠલની સવાબસો સવારોની એક નહાની ટુકડી સાથે ગયો. તેની આય વલણ જોતાંજ, હેનીબલે પહાડ પર ચોકી કરવા મુકેલા દીદબાને પોકાર માર્યો કે, ચેતજો! રે રોમનો આવે છે. તેવાજ પેલા ઉંડા કોહમાં ભરાઇને કમીંગાહ કરી બેઠેલા કારથેજીન્યનો બહારના વાદલની મીસાલ પોકાર મારતા નીકળી આવ્યા; અને હુમલો કરી મારસેલસને તથા તેની સાથના સીપાહી સ્વારોને ઘેરામાં લીધા. મારસેલસને એક નેઝાનો જખમ સીનામાં આરપાર લાગવાથી એ બહાદુર પહેલવાનની નજરે ચક્કર આવી જેહાન સીહા થઈ, તથા ઘોડાની પીઠ પરથી ખાકમાં પડી તેણે પોતાના પ્યારો જાન પોતાના પેદા કરનારને હવાલે કીધો. તેનો સાથી સરદાર ક્રીસ્પીનસ, તથા દીકરો નહાનો મારસેલસ, ભારે જખમી થયાથી ઘોડાની પીઠ ફરાવી નાઠા. આવો મ્હોટો સરદાર આવાં નકુચ મહોતે મારયો ગયો, કે જેવાં નકુચ મહોતે ઝુલુ નામના હબશાન ટોલાની લડાઇમાં ફ્રેંચ સલતનતના બાદશાહનો વારસ "પ્રીંસ ઇમપીરીઅલ" આય ચાલુ ઓગણીસમી સદીના પાછલા ભાગમાં માર્યો ગયો હતો. જેવું કીરતારનું કરવું—જેવા છઠ્ઠીના લેખ—જેવું કીસમત.

પોતાનો કટ્ટો વેરી મારયો ગયાની ખબર હેનીબલને પડી. તે આવ્યો. ઘણીક વખત ટીકી ટીકીને તેણે આ પહેલવાની રોમનને નજરથી નીરખ્યો. ના તે તેની તરફ જોઇ હરખાયો કે રડયો; ના એક હરફ બોલ્યો કે ના એક દમ માર્યો. તેણે મારસેલસની આંગલીએ પેહરેલી મોહરની અંગોઠી ઉતારીને પોતાને કબજે કીધી. પછી આવા મ્હોટા સરદારને છાજતી રીતની ગંભીર કીરયા કરીને, તથા તેની લાશને સાફ કરીને, અને તેને ઘટતા ભપકાના લેબાશમાં સણગારીને, સતીને ફુંકી મુકવા જેવી ગગન

ચેહ સીંચાવીને, તેનાં રવાનને અસલની રસમ પ્રમાણે તેણે બાળી દીધું; તથા તેની રાખ બાખ એકઠી કરીને એક ચાંદીનાં વાસણમાં ભરીને, તથા તે વાસણના સર પર એક સોનાનું જડાવદાર તાજ મુકીને, તેણે વીવેક તથા ભલમનસાઈની રૂયે, મારસેલસના દીકરા પર રવાના કીધી. કેટલાક દુબરયા લુટારાઓએ વાટમાં તે લુટી, અને પેહરેગીરો તે બચાવવા સારૂ લડાઈમાં ગુટયા તેની ગલમઠલમાં તે વેરવાર થઈ ગઈ. આથી હેનીબલે કહ્યું કે "જુઓછ કે નહીં રે તમે લોક, કીસ્મતમાં લખેલો લેખ મીઠ્યા થનાર નથી." તેણે પેલા લુટારાઓને સજા કીધી ખરી; પણ રાખ જમા કરવા બાબત ફરીને કશો ઉપાય લીધો નહીં. મારસેલસની આંગલીએથી કહાડી લીધેલી તેની ખાસ મોહરની અંગોઠીની નીશાણીથી એક દગલબાજ નામું લખીને કોઈએક શેહર ફત્તેહ કરવાનો હેનીબલ પેચ રમ્યો હતો. પણ રોમનોએ તે બાબતથી ચોંકેલા રહેવાને બધે-બધી લખી મોકલાવેલાં હોવાથી તેમાં તે ફાવ્યો નહીં. તેને એક શેહરવાલાઓએ કહ્યું કે "હા, મારસેલસના હુકમ પ્રમાણે શહેર આપી દેવાને અમે રાજી છીયે." પણ હેનીબલે લશ્કર મોકલ્યું, કે તેઓએ શહેરના દરવાજા ઢાંકી તે લશ્કરીઓમાંના ઘણાકને જીવથી માર્યા, ને બાકીનાને કેદ કીધા. એવી તરેહથી મારસેલસ જેવા પરાક્રમી શુરવીરનું જન્મ ચરીત્ર છે.



# સખ્ત સંગેમરમર "લાઈકરગસ"

વીખ્યાત સ્પાર્ટન કાયદાગર લાઇકિરગસ ઈસુ ખ્રીસ્ટના જનમ આગમજ એક હજાર વરસપર થઈ ગયો. એટલે કે બીજા બોલોમાં જેનું ચરીત્ર લક્ષણ અમે આજે લખ્યે છે તે ધણીની હૈયાતી આજે ત્રણ હજાર વરશ પર ભોગવાયલી જાણવી. રોમનું શહેર તેમજ રોમનું ગાદીવંશ પ્રથમ સ્થાપનાર રોમ્યુલસનો વારસ ન્યુમા પોમપીલીયસ જેવો રોમનોનો કાયદાગર હતો, તેવો સ્પાર્ટનોનો કાયદાગર લાઇકર-ગસ હતો. એનું જન્મ વૃતાંત પહેલવહેલું ઈરાની બાદશાહ કય કયસર કેખશ્રુના જમાનામાં થઇ ગયલા ગ્રીક સરદાર તેમજ તવારીખનવેશ ક્ષેનોફને લખ્યું; તે બાદ રાજગુરૂ પ્લુટાર્કે લખ્યું. એ વૃતાંતોને આધારે અમે અત્રે વીવેચન કરીશું.

જેટલે દરજ્જે ન્યુમાના રોમન કાયદાઓ ખાસ્યતમાં સાંતેલા ઢાંકેલા ઢબોરેલા હતા, તેથી ઉલટાજ લાઇકરગસના કાયદાઓ ધોરા દીસ જેવા ખોલ્લા ને આફતાબની રોશની મીસાલ જાહેર હતા. કહે છે કે લાઈકરગસ, ને ગ્રીકનો નામીચો આંધલો કવી ઇલીયડવાલો હોમર, એકમેકને સારી રવેશથી પીછાણતા હતા. લાઈકરગસમાં તેના વડવા સોઅસનો ગુણ ઉતર્યો હતો. સોઅસ એક વેલાએ દુશમનનાં લશ્કરથી ધણી સખ્તગીરીમાં આવી પડયો. લશ્કર તો પેયાસથી બેજાર ને બતંગ એટલું આવી ગયલું તેણે જોયું કે, તેમને સર અગર તેના સરખો કરડા ડોળાવાલો સરદાર ન હત, તો તેઓ ચાલાક પાછું થઈ એકવાર નહાશી જવાનો યત્ન કરવાને પણ ચુકત નહીં. દુકા-લમાં અધીક માસ. પાસેજ એક ફાંકડો ફુંવારાદાર સ્વચ્છ પાણીનો ચશમો અથવા ઝરો વહેતો હતો. પણ તે તો ઝીહતની બાજી પર આવેલા શત્રુ કલીટોસ્યનોએ કબજે કીધો હતો. શત્રુઓ તે ઝરામાંથી મ્હોટી ઉકમઈદાર ચાંચાળ્ય વાપડીને જરા જરામાં પાણી પીઇને, તથા ગરમી પર આવેલાં હાથ મહોડાં પર ફરકાઓ મારી ટાઢક વાળીને, સ્પાર્ટનોને પીપી કરવાની ભારૂ ચબરાકી બજાવતા હતા. સોઅસે ધુલ નાખી. તેણે ધાર્યું કે નવાણું ત્યાં ભર્યા સો. જો વાણ્યા ગત કરી લોટી નહીં પડશું તો બેવડા મરાયા જશું. શત્રુની તરવાર ધારે જશું; પાણીની પ્યાસ મારે જશું. તેણે શત્રુઓના આગેવાન શીપાહશાલારથી "પુરશેશ પાશોખ" કહેતાં પ્રશ્નોત્તરની "ગોફતેગો" કહેતાં બોલચાલ કરી ઠરાવ્યું કે, જો ઝરામાંથી તેનાં લશ્કરનું દરેક આદમી પેટ પુરતું પાણી પીયે, તો આજ પર્યંત સોઅસે સીપાહીગીરીનાં રંજીદાપણાંથી જેટલો બધો બી મુલક જીત્યો હોય, તેટલો બધો મુલક તે શત્રુઓના ચરણ શરણે વધાવે. આ કોલકરારો પ્રમાણે ચાલવાના કાય-દાસર રીતે અરસપરસ કસમ ખવાયા બાદ, સોઅસે ઢંઢેરો પીટી પોતાના તે લશ્કરીને રાજપાટ સોંપી દેવા માંગ્યું કે, જે ધણી પાણી પીવાથી પરહેજ રહે. સઘળાનો જીવ જબાં પર આવેલો, એટલે તરશ તામોશ કરવાની કોઇની છાતી ચાલી નહીં. જીવ ઉગા-રવા ખાતર ખોભલી પાણીને લીધે સરવેએ રાજપાટનું અમન ચમન ખોહ્યું. દરેકે

પાણી પીધું. સૌઅસે નહીં પીધું. તે રાજબીજ, જેની તૃષ્ણા ખરતલ લશ્કરીઓ કરતાં તો વધુ આકળા જોશાની હોવી જોયે, તેણે પોતે મન મારીને પોતાની જીજ્ઞાસાની તલપ સાંખી: તે તરસને વસ ન થયો, તરસ તેને વસ થઈ: તે ઇંદ્રીઝીત થયો. કયાં સુધી તેણે હદ કીધી? એમ નહીં કે પાણીનાં ઝરણ આગલ તે નહીં ગયો. ગયો ખરો. પણ જઈ, ખોભલો ભરી પાણી લઈ, મ્હોડાં આગળ વેર તે લાવી, પછી ખોભલો વચમાંથી છોડી નાખી, પાણી ઢોલી નાખી, ફકત ભીંગેલા હાથે મુખ ઉપર છટકાવ કીધો. એ તે નર, બલકે નરોનો નર: એ તે મરદ, બલકે મરદાને મરદ.

મીજાજ અને કાંટાને વસ રાખનાર એ શાહઝાદાનો વંશખી કઈ અલબેલા અંશથી અંકીત હતો. એના વડવાઓ હકતેખાનને ટોડનાર હરક્યુલીસથી વંશપરંપરા ઉતરેલા હતા. તેમનામાંના એક રાજા નામે એરીસ્ટોડીમસને બે પુત્રો હતા. યુરીસ્થીનીસ ને પ્રોકલસ. તેઓએ સંપી સુઝીને કામ કર્યું. બંને સાથે ગાદીએ બેઠા: બંનેએ સાથે રાજપદ ધારણ કર્યું: બંનેએ સાથે સાથે હાકમી માંડી. તેઓમાં કશો વીરોધ પડયો નહીં. કહ્યું છે:—સંપ હોય તો બાવલની પાલીમાં સમાય, ન તો આખી જગત ને ગગનમા પણ ન સમાય. એ દ્વીરાજપતીઓના સમયમાંજ એવો ચમત્કારીક સંપ ચાલ્યો એમ નહીં. પેહલાની કુક્ષે અવતાર મેલેલા ત્રીશ શાહઝાદા, તથા બીજાની પેહલુમાંથી અવતાર પામેલા સત્તાવીશ શાહઝાદાઓની સંખ્યાનાં પ્રમાણમાં પાયરી દર પાયરી ઉત્રેલા રાજવંશીઓની સલતનતની હૈયાતી વગર નડતલે ચાલી. બાદ, તે બુલંદ દરખ્તની ફુલદાર ડાહલની સાખ એકમેકથી જુદી થઈ—એક એક મુલક પર, તો બીજો બીજા મુલક પર,—ફાલો મલ્યા મુજબ રાજકરવા સારૂંથી. પણ જે સમય માટે અમે હાલ લખ્યે છીએ, તે સમયે તો એવો બેવડ રાજકીય વહીવટજ ચાલતો હતો.

એવા રાજવંશથી ઉત્રેલો લાઈકરગસનો પીતા હતો. તે રાજબીજ હતો. છતાં, તેની ઢલણ રૈયત પ્રત્યે હતી. પણ કહ્યું છે કે એક જેમ ડાહ્યો થાય, તેમ સામો હોય તે ગાંડો થતો જાય. હ્યાં રાજા ડાહ્યો હતો, એટલે રૈયતને ગાંડાપણું કરવા ગમ્યું. તેઓ બસ જરા જરામાં "લઈ પડવાની" બોણી પરજ આવી જાય. જરાજરામાં તરવાર, બરછી, ને ભાલા લગાવવા; ને મુછને તાવ દઈ તે પર અણીદાર આંકડાઓ ઉઠાવી ખુનો કરવાં; એવી જોરાવરીદાર જબરદસ્તીનો જુલમાત જાગ્યો. બંડ, હુલ્લડ, તોફાન, બલવો, ઓપાસ ઉલટયાં. રૈયતનો ચેપ રાજમહેલમાં લાગ્યો. બાદશાહી બબરચીખાનામાં ઘી ખાંડ ખાઈને ચરબદાર ઢુંબા જેવા ફરબે બનેલા બબરચા ને બબરચણોમાં ફીતનો ફુટયો—આફત ઉઠયું. તેઓ સીક, ને ચમચ, ને તવાઠા, ને વેલણ, ને ચીપીયા, ને કરછી, ને ચુહલીયા, ને એવાજ બીજા રાંધણીના અસબાબથી સરંજામબંધ થઈને ખુનખારૂ કીનેકશીમાં ઉતરયાં; તથા હરામનું વગ્રેલું લોહી એકમેકનાં અંગમાંથી બનતી જોગવાઈ યોગવીને ફુંવારા ઉડ કહાડવા લાગ્યાં. તેમને પટાવી સમજાવીને સુલેહસંપજ પર લાવવાને તેમનો રાજા ગયો. પણ તીખલ પર

ઉત્રેલું આ ટોલું કંઈ સમજે? ઉલટેલાં ભુતખાનાના ભુતભાઈ કે વંત્રીબાઈ સમજે તો એ સમજે. તેમાંના એકને જે માંથામાં વારૂં આયું તે અરસપરસ મરાવાનું છોડી દઈને ભાજી કોઠમરી તથા મસાલો તરકારી કાપવાની એક છરી વડે તેણે રાજાને જખમ કર્યો. એ જખમ કઢંગો હોવાથી, તેમજ સાફ ફલવાલાં ચાકુનાં પાણીથી ન થયલો હોવાથી, પાછળથી પાકી આવી, ભારે દરદ કરી, આખરે રાજાનો પ્રાણ તેણે પીધો. લડકણાં વઢકણાંઓને પટાવીને તેમની સરકસી છોડાવા જનાર સારાં માણસોને આજે પણ એજ ફેજ મલે છે. માંહોમાહેનો ફેસ્તો તરતવખત રાહઠી વાળીને એ લડાઈખોરાંઓ પોતાનું ભેગું બલ પેલા વચ્ચે આવનાર પર છોડીને તેને જીખી પીખી છીન છીન કરે છે.

રાજાની જગે વડો પુત્ર ગાદીએ આવ્યો. પણ તે ઘણું જીવવા પામ્યો નહીં. આવરદાની દોરી તો વીધાત્રીના લેખથી નીર્માણ થયેલ હોય છે. તે મુઓ, તો પછી તેની જગે તેનો ભાઈ બીજો. એ બીજો ભાઈ તે લાઈકરગસ. તેને ઉધરતી જવાનીમાંજ બાપ તથા ભઇનાં મરણના કારી ધાહ લાગ્યાથી તેનું દીલ સંગદીલ થયું— લાગણી સુહન મારી જઇને તે પતઠર જેવું સખ્ત થયું. તેવામાં વળી એક વધુ કઠણાઈ ઉમેરાઈ. ખબર પડી કે તેના ભઈની રાણીને હમેલ છે. આ ખબર સાંભળતાં ન્યાયના નીયમ પ્રમાણે ચાલનાર એ પરાક્રમી પુરૂશે તરત તેનો તોડ કર્યો. દરબારમાં આવી તખ્તોતાજ તેણે ત્યાગ્યાં, તથા રાણીને પેટ છોકરો કે છોકરી છે તે ફકત પ્રગટ થતાં સુધી રાજના રખેવાલ તરીકે તેણે હાકમીની લગામ પોતાને અસ્તક રાખી. રાણીએ એ જાણીને તેના ઉપર ખાનગી સંદેશ મોકલ્યો કે તું જો મને તારી મોહરદાર બનાવે તો આ છોકરાંને હું જીનહાર જીવવા આપું નહીં. લાઈકરગસને ભારે તીરસ્કાર ઉપજ્યો ખરો. પણ તેણે જાસ્તીની જબરદસ્તી કરતાં નરમીના પ્રપંચથી કામ લેવાનું વધારે પસંદ કીધું. તેણે કહ્યું કે તમારૂં કહેવું તો ઠીક છે, મગર કશું એહેવી ઓસડ ખાશો તો તમારી તંદરોસ્તીને નુકશાન આવશે તે મારાથી ખમાશે નહીં; તેથી તમે બેલાશક છોકરૂં અવતરવા દેઓ કે તે અવતરશે ને હું તેનો ચુપચુપ નીકાલ કરી નાખીશ. રાણી હરખાણી. તેણીને જેવું પ્રસવનું દુખવા લાગ્યું કે લાઈકરગસે ચોકીબાનોને ત્યાંઈ કણે રવાના કર્યા કે છોકરી હોય તો આયા દાયાઓને સોંપજો, પણ છોકરો હોયતો તેને તતકાલ મારા પાસે લાવજો. અવતર્યો તો છોકરો. જાસુસો તેને ઉપાડી લાવ્યા. લાઈકરગસ સુફરા પર સંગાતીઓ સાથ બીસ્તરે બેસીને ગમતમાં હતો. બાતમી મલતાં વેતજ તે બારણું કણે જઈ જાસુસોના હાથમાંથી છોકરાને ઉપાડી લાવ્યો, અને પોતા આગળ હાજર હોતા રાજ્યાધીકારી મંડલીકો સમક્ષ તે બાલક રાજાને ધરી કહ્યું કે "પ્રણામ કરો રે હે સ્પાર્ટનો! તમારા હકદાર રાજાને." પછી તે બુચ્ચાને તેણે તરત પટાભીષેક કીધો. એ ભત્રીજાના અવતરવાથી તેનો કાકો લાઈકરગસ એટલો તો હરખમાં આવી ગયો કે તેણે તેનું નામ ચેરીલસ એટલે હરખો અથવા ખુશાલ એવું પાડ્યું.

રાણીની દરખાસ્ત તરફ દેખાડેલા આવા છુપા ધીક્કારથી તેણીને મન ફાગણની હોળી સલગી. દાવાનળ અગનીની જવાળા ભડકા સમાનું તીક્ષ્ણમાં તીક્ષ્ણ ને તેજીમાં તેજી વેર તેણીને મન વ્યાપ્યું. તેણીએ પોતાનાં લગતાંવલગતાંઓને લાઈકરગસ સામાં ઉધુંચતું સમજાવી ઉશ્કેરી મુકયાં. તેમના ભેગી પોતેએ પણ સાથે લાગી બુમ ફેલાવા માંડી કે એ તો ભત્રીજાનું છુપું ખુન કરી આખર ને અવલ પોતે તાજદાર બનવાનો કરપીણ ઈરાદો રાખે છે, માટે એ ધણીનો અમને આટલો સરખોએ ભરૂસો નથી: કવીશ્વાસ અમને એના પર મોટામાં મોટો છે; પણ વીશ્વાસ તો સુક્ષમનાં પણ સુક્ષમ જેટલો નથી.

દેશ તજવું, એજ ઈલાજ આવાં નાહક તહોમત વીશેથી લાઈકરગસને દરૂસ્ત લાગ્યો. તે ક્રીટના મુલકમાં ગયો. ત્યાં જે જે ક્રીટનો સાથે તેની મીત્રતા મચી, તેમાં ઠેલ્સ નામનો એક ગાયણકાર હતો. ઠુમરીઓ, લાવણીઓ, ગરબાઓ, ખ્યાલો, તરાણાંઓ, ટપ્પાઓ, ધ્રુપદો વગેરે ચીઝો જોડવામાં, તથા જોડાને વળી શુર, તાન, તાલ, અલાપ વગેરે સાથે લલકારવામાં, ગાયણનો એ વાજતો ઘુંઘરો એક્કો હતો. લાઇકરગસે તેને ઘણોક સમજાવીને પોતાને મુલક સ્પાર્ટા મોકલ્યો કે ત્યાંનાં લોકમાં નીતીનાં, ઈમાનનાં, એકીનનાં, રાજતાબેદારીનાં, અને એવાં બીજાં મુલક્ષણો સંબંધી ઉત્તમ પ્રકારનાં ગીતો જોડી લોકમાં ફેલાવ. લાઈકરગસે બાહોશીથી અંદેશો કર્યો હતો કે પ્રજાનાં લોકો ઉપર ગીતમાંના કોમળ કંઠી સ્વરે ગવાતા વીચારોની જેટલી અસર પ્રવેશ કરે છે, તેટલી બીજા કશાથી કદાચજ થાય છે. એ તેની તરક ખરી પણ પડી. ઠેલ્સ ગવૈયો સ્પાર્ટા ગયો. ત્યાં તેણે બજમ, મેહફીલ, મજલસ, જલસા વગેરેથી જે છકાછક ધુનની ધુમ મચાવી, તેથી રાજપ્રકરણની બાબમાં ત્યાંની સરકારને જે ફાયદો થયો, તે ફાયદો તેમના સેંકડો કાયદાઓ બાંધ્યાથી ન થયો હતો.

ક્રીટમાંથી નીકળેલો લાઇકરગસ એશ્યામાં, આફ્રીકામાં, તથા યુરોપના બીજા ભાગોમાં પ્રવાસ કરતો ચાલ્યો. મીસાલ એમ કે જો તે પ્રસંગ પ્રમાણે તેણે આખી પ્રથ્વીની પ્રદક્ષણા કરેલી કહો તો ચાલે. હીંદુસ્તાનમાં તેણે દાનાઈ ભરેલા બ્રાહ્મણો સાથે, તથા વસ્ત્ર વગર ફરતા મુનીઓ સાથે, અને યોગ યોગવી બેઠેલા તપેશ્વર રૂષીઓ સાથે, પીછાણો કીધી કહે છે, વાતચીત કીધી કહે છે, અને ઘણી ઘણી અક્કલ મેલવી કહે છે. દેહ કષ્ટ વેઠવામાં તેણે એ સંસાર ત્યાગી બેઠેલા સન્યાસીઓની બરાબર બીજું કશું જોયું નહીં. તેણે તેમનામાંના કેટલાકને એક પલ ઉંઘયા વના વરશો સુધી જાગૃણ જપનું વૃત પાલતાં જોયાં; બીજાઓને, જમીનને અડકયાં વના ઝાડ પર ટીંગાઈ લટકી રહેવાનું "પન" પરીપુર્ણ કરતાં દીઠા; ત્રીજાઓને લીમનો રસ પીઈને કે ફકત ફલ ખાઈને કે પાલો ને મુલ્યાં ખાઈને કે ફકત પાણી પીઈને અને પવન ભક્ષ કરીને સમાધી ચઢાવી બેઠેલા મહાત્માઓ સમાન એકાધ્યાન બેઠેલા દીઠા; વળી દેહથી ધરાઈ રહેલાઓને જીવતાંજીવત બળી જતાં, ડટાઈ વળતા, કરવત મુકાવતા, અને બીજી તરેહવાર રીતે નાશ પામતા અને ફનાહ થતા દીઠા. યોગ તે શું હશે, તે વીશે ઘણા જણની સમ-

જણુ ભરમમાં છે. તેથી આ વીશયને છેડે એક ખુલ્લો ખુલાસો આપીને અમે તે સમજાવીશું. (ઇલીયડની વીરરસ કવીતાના બનાવનાર ગ્રીક કવી ઓમરની કવીતા પણ લાઈકરગસની મુશાફરીના પરીણામ દાખલ ક્રીટમાંથી સ્પાર્ટામાં આવી હતી, એવો પણ લેખ છે.)

ચેન આરામમાં લાઇકરગસ તો મુશાફરી કરતો હતો. પણ પેલીમેર સ્પાર્ટામાં સંધું ધુળ મળ્યું હતું. બંડ ને બખેડા ચાલુ થયા. લોકોએ જોયું કે લાઈકરગસ વના કશો પાર નથી. સાલસ અને સલુકાઈ ભરેલા વીનંતી પત્રથી વીણવીને તેઓએ તેને કાગજ વાંચતાં વાર નીકળી પડવાનો આગ્રહ કર્યો. એ અરજ માન્ય કરીને લાઈકરગસ આવ્યો. રાજમાં સડો ઘણો વધી ગયો જોઈને તેણે ધરમની મદદ મારફતે તે ટાલવાનું ઠરાવ્યું.

દીન ધરમપરનાં ચુસ્તપણાનાં સાધણનો લાભ મેલવીને કચ્ચકંઈ રાજકર્તાઓએ તેમની રૈયત ઉપર તરેહવાર કાયદાઓ ચાલુ કર્યા છે—જે ન ચાલુ થાત, જો ધરમનાં એકીનનું ઓઠું તેમને ન હત. માઈનોસે ક્રોટન રૈયત પર જુપીટરને નામે જાપટો ચલાવ્યો હતો—નુમાએ રોમન રૈયત ઉપર. અગર ગમે એવોબી સાચો પેગંબર હોય, ગમે એવી રાહેરાસ્ત રીત પર તેની રેહનુમાઈ હોય, ગમે એવો તેણે બતાવેલો મારગ સાચો હોય, પણ તે માયનો પુત તે હજી પછી પેદા પડવાનો હશે, કે જે પરવરદેગારનાં નામની આકાશી બરકત વગર પોતાનો પેગામ આ દુન્યાંમાં રજુ કરી શકે, કે રજુ કરીને ઘડીભરબી ટકાવી શકે. ઇશ્વરી ઈશારાઓના આસરા હેઠલજ કલકત્તાના માહન શકતીવાલા બાબુ કેસબચંદ્રસેને પોતાનો બ્રહ્મોસમાજ પંથ અર્વાચીન કાલમાં સ્થાપ્યો; તેવાજ ચકચકીત ચમકારાઓનાં ચમત્કાર હેઠલ જો સ્મીઠ ઉસ્તાદે અને બ્રીગમ યંગ સાગ્રીદે અમેરીકામાં મોરમન પંઠ ચાલુ કર્યો અને સરકારની ગમે એવી સખ્તાઈ છતાં તેને ખીલવી દીધો; એવાજ ખુદાઈ મોજેજાઓ મનમાં ચમકવાનાં કારણ હેઠલ જનરલ બુઠે મુકતીફોજનો જંગી પુકાર વીલાત ખાતે ફતેહમંદ કીધો, ઘણા સત્તાવાલાઓની અને ઘણા લારડ બીશપોની વટીક હમનબરદીદાર હરીફાઈ વચ્ચે. પ્રાચીન અને અર્વાચીન ઇતીહાસના વાંચણ ઉપરથી અમે એવા ઘણા દાખલા વધારી શકયે એમ છે. પણ અમે જે સીદ્ધાંત તેઓ ઉપરથી સાબેત કરતે, તે સીદ્ધાંત આટલા દ્રષ્ટાંતો ઉપરથીબી સ્પષ્ટ સમજાતું હોવાથી તેને અત્રેજ ખતમ કરચે છીયે.

સુર્ય દેવનાં ડેલ્ફી ખાતે આવેલાં દેહડાંમાં લાઈકરગસ ગયો. ડેલ્ફી અને ડોડોના એ બે ભવીષ્ય વાણીની વ્યાખ્યાઓનાં મુખ્ય ધામો કહેવાતાં. ડેલ્ફીનું મંદીર તેમાં વડે દરજજે. એ દેવાલયોમાં ઘણીક ભકતીભાવ તથા રૂડી રીતની ક્રીયા ક્રમો કરીને સવાલો પુછવામાં આવતા. તેનું સમાધાન કાં ભેદભરેલા વાકયો કાં પ્રાસાનુપ્રાસી કાફયાઓ મારફતે ત્યાં કણે સેવા કરવા રહેલી દસ્તુરણ આપતી. એ દસ્તુરણ, પેગંબરણ તરીકેબી લેખાતી. બ્રાહ્મણ વર્ગની હોતી. તેનો મોભોભારે ગણાતો. ડેલ્ફીનાં દેવાલયનો

દસ્તુરણે લાઈકરગસને આવતો દેખી એવી વાણી ઉચ્ચારી કે "રે દેવતાઓને વહાલા બીરા, અને ખરૂં કહેતાં તો મનુષ્ય નહીં પણ દેવતા જેવા, ભલે પધારો!" આટલો શબ્દ થતાં તો લાઈકરગસની કીર્તી કંઈ છેડા વનાની વધી ગઈ. તેણે સાષ્ટાંગ નમસ્કાર તથા દંડવત પ્રણામ કરી પુછયું કે હું અમુક ઢપના કાયદાઓ કરવા માંગુંછું તે વીશેથી આપની શી છે આજ્ઞા. તો સુર્ય દેવની પ્રતીમામાંથી શબ્દ થયો કે તારા કાયદા બહુ ઉત્તમ થશે, તથા તેની બરાબર આવી લાગતાં બીજાઓના કાયદાને ઘણી વાર લાગશે. સુર્ય દેવ સરખા તેજસ્વતના ફરેસ્તાની પ્રસન્નતાનો સીક્કો મરાવી આવેલા લાઈકરગસને નવા કાયદા રચતાં સઘળી મુશ્કેલ એથી મટી ગઈ એમ તો નહીં. જુલમીઓનો જુલમ કચડાઈ જાય તેથી તેવાઓએ તેના સામે બરબડાટ બરબડવો, તથા કમકમાટ કમકમવો, અને કંકાસ કંકાસવો જારી કીધો. એટલે લાઈકરગસે પહેલાં પોતાનાં મીત્રમંડલનો ચોખો ચાંપી જોઈ તેમને પોતાપક્ષે કરી લીધા. પછીથી છેડાઈ પડીને એક દી અંચીતો ત્રીશ હથ્યારબંધ આદમીઓ સીક્કે ચઉટાના ચોકમાં જઈ ઉભો, કે પેલા સામાવાલાઓ હેબક્ષીને દપટ પડી જાય. એ ત્રીશ આદમીઓ તો શહેરના ઘણા આગેવાન, વગવાલા, બાજુવાળા, ખાનદાની, તવંગર, કરતા પુરૂશો હતા. લાઈકરગસના ભત્રીજા રાજા ચેરીલાસને આવી હથ્યારબંદ દોડાદોડીની ખબર પડીકે તે તો ફાલ ખાઈ પડયો કે મારા તખત સામે રાજદ્રોહી દંગો ફીતુર થવાનું હશે. એવો બીધેલો તે નહાશીને કાંસાનાં દેવલમાં ભરાઈ બેઠો. એ દેવલને કાલસાઈઓઈકોસ કહેતા હતા. તેમાં ઘુંબજ, મેહરાબ, વગેરે કેટલાક ભાગમાં કાંસું વપરાયલું હતું. જલદીથીજ ખરો ખુલાસો કરી ચેરીલસને સમજાવી લેવામાં આવ્યો. તેનો જોડયો રાજો, તે સ્પાર્ટાની ગાદીનો તેનો ભાગ્યો, આર્ચીલાસ તો ખરી વાત અગાઉથીજ જાણતો હતો. તેથી તે તો ન કાંસાનાં દેવલમાં ભાગ્યો, કે ન પુલાદના દેવલમાં ભાગ્યો!

રાજા પ્રજા વચ્ચેનો આગલો સંબંધ તોલતાલ વીનાનો હતો. રાજબંધણને ત્રાજવાંનો કાંટો કલ્પ્યે, તો જોખ તે જાણે રાજાઓ, અને તોલવાની વસ્તુ તે જાણે પ્રજા. એક પલ્લું નમી પડતું, તો બીજું પલ્લું ઉંચકાઈ આવતું. તેમને સરેરાસ કાંટા પર રાખવા સારૂં લાઈકરગસે સીનેટ નામે અમીરી દીવાનખાનું અઠાવીશ અમીરોની સંખ્યા સીક્કે સ્થાપ્યું. એ અમીરો જોતા કે રાજાઓ છેક ધીહી પર ગયા છે, તો તેઓ રૈયતની સભા-પક્ષે પોતે મત આપતા; કબી તેમની નજરે રૈયતનું માશ્તેમીયાંપણું નજર આવતું, તો તેઓ રાજાઓની તરફેણમાં અભીપ્રાય આપતા. (આજે એજ ઢપ પર અમેરીકન કાનગ્રેસ, ઇંગ્લીશ પાર્લામેંટ, તથા બીજી યુરપની રાજમંડલીઓ રચાઈ છે.) એવી રૈયતની સભા આકાશનાં ખુલ્લાણમાં મલતી—રોશન રોજ તેનો મુનશી, અને તપતો સુરજ તેનો સાક્ષી. (વેહમગેરીકત સરખી જરમનીના વેસ્ટફલ્યા પ્રાંતમાં આવેલી છુપી દરબારો, કે જેનું રસીલું બયાન વાલટર સ્કાટની એન આવ ગાયરસ્ટીનની ફાંકડી નવલમાં વીસ્તારાયું છે, તે પણ પ્રાચીન અને અર્વાચીનની વચ્ચે આવેલા મધ્યકાલના જમાનામાં એવીજ રીતે ખુલ્લાં ચોગાન મેદાનમાં મલતી).

પુતલાંઓ અને મુરતીઓ, સખીઓ અને ચીતારો, નકશ અને ગીલટ, આરસી અને જુમર, ગાલીચા અને સેતરંજી, ખુરસી અને કોચ, ગાદી અને તકીયા, ટેબલ અને સૉફાનાં સણગારથી આરાસ્તે કરેલાં દીવાનખાનાઓ લાઇકરગસને મનથી કુચ નહીં હતાં. તેનાં વીચાર પ્રમાણે તેમને લીધે મંડલીમાં મસ્લત કરવાનાં કામમાં ખલલ મલતી; એક ચીતથી, શાંતપણે, સાવધ તથા નકી કામ થવામાં, સામી ઢીલ પડતી. તેથી તેણે ખુલાં અંજુમનની મીજલસની યુકતી યોજી. હીંદુસ્તાનનાં ઘણાંક ગામો તથા કસ્બાઓમાં આજેબી માહજનો તથા પંચ અને ન્યાતો તથા સમસ્ત અંજુમનો એજ અસલ રીતે એકઠાં મલે છે. ઈરાનમાં પારસી પાદશાહતમાં વરશના છ ઘંબારો, તેમજ જમશેદી નોરોઝ, એવીજ સામાન્ય ઢપનાં એકત્ર ઐકયને અંશે થતા હતા.

સ્પાર્ટનોની એવી મંડલીને લાંબી લાંબી ટકટક કરવાની કે સુરીયાણાં ભાશણો ચલાવીને છટાબાજ વકતૃત્વ પંડીતાઇ મારવાની મના હતી. તેમનું કામ એટલુંજ કે તેમના સમક્ષ રજુ કરેલું કામ જોયે પાસ કરવું, જોયે નાપાસ કરવું. બસ. વધતી પંચાત નહીં. પણ પછી પછીથી આસ્તે આસ્તે જરા જરા પક્કા થતા જઇને, રૈયતના લોકે એક કાયદામાં એણીમેર કાપકુપ કરવા માંડી; તો બીજીમેર પેલા કાયદામાં જરા તરા પોતાની મતલબનો કંઈ વધારો ઘુસાડી દેવા માંડ્યો. આ ફાંચડ મરામણી જોઈને પાછલથી થયલા જોડયા રાજાઓએ એવી મીશાલનો એક નવો બંદોબસ્ત કાયદા પોથી પર ઠાપ્યો કે, અગર રૈયતનું લોક તેમનાં મત માટે રજુ કરેલા કોઈ કાયદામાં ઘાલમેલ કરતું જણાયું, કે તાબડતોબ રાજાઓ અને અમીરોએ સભામાંથી ઉઠી બરખાસ્ત થવું; એટલે પછી સભા બેકાયદે ગણાય, અને તેઓએ બજાવેલું બધું કામ રદ બાતેલ ગણાય.

લેંડ લીગરસ, કમ્યુનીસ્ટસ, સોશીએલીસ્ટસ, નીહીલીસ્ટસ, ડીનેમીટાર્ડસ, વગેરે સંસારનાં બંધણનો સમુલગો નાશ કરનારાં સંખ્યાબંધ સાધણો આજે સરજાયાં છે. રેડીકલ રાજનીતીનાં પરીણામ દાખલજ લીબરલ ટોલીના વડા મી૦ ગ્લાડસ્ટન અને રેડીકલ ટોલીના વડા મી૦ ચેમબરલેનની, વીલાતના દરેક શેહરીને સરખે ભાગે "ત્રણ એકર જમીન અને એક ગાય" વેંહચી આપવાની વીચીત્ર મઠાલાં સાથની રાજનીતી જનમ પામી છે. એ રાજનીતીનું મુળ જોઈશું તો "સ્વતંત્રતા, એકશાનતા, ભાઈબંધતા" ના ફ્રેંચ નીયમોમાં નહીં જણાશે; પણ લાઈકરગસની યોજનાઓમાંથી તેમનો અંશ ફકત અંધાધુંધી સુક્ષમપણેથી નહીં, પણ ખાસાં દીવાની જોત જેવાં ખોલ્લાપણાં વીશેથી હોતો જણાશે. લાઈકરગસે બધા સ્પાર્ટનો સોડેથી જમીનનો કુબજો કાં છોડવી કાં છીનવી લીધો. તેના સરખે હીસ્સે નવ હજાર ભાગ કરીને તેટલીજ સંખ્યાએ હોતા શહેરીઓને તે વહેંચી આપ્યા; તેમજ સ્પાર્ટા શહેરની હદ બાહેર આવેલા લેકોન્યા પ્રાંતના બાબમાંથી તેણે ત્રીસ હજાર સરખા હીસ્સા કરી વહેંચી આપ્યા. જો મહોસમનો પાક બરાબર ઉતરે તો પ્રત્યેક "લાટ" માંથી દરેક મરદ દીઠ સીત્તેર બુશલ, તથા દરેક ઓરત દીઠ બાર બુશલ દાણો, તથા તેમનાં પ્રમાણ

પ્રમાણે ઘટતા જથ્થાનો વેન દારૂ, તથા ઘી માખણનું દુહઆનું ઉપજે તેટલો ખોરાક, દરેક કુટુંબને માફક આવતી રીતે બસ થાય, એવી ગણત્રી ગણવામાં આવી હતી.

એશ આરામ તાછી નાખવાની એ યુક્તીથી હજી એનું મન માન્યું નહીં. એનું મન ક્યારે માને કે આખાં શહેરના શહેરીઓની દોલત દુન્યાં સઘલી સરૈશાસ એકસરખી થાય, ત્યારે એનું મન માને. એની તરફમાં એક દાખલો. વલંદા લોકનાં દેશમાં આવેલાં ઘેંટ પ્રાંતનાં લોક માતબર હતાં, તેથી હરવખત ફ્રેંચ રાજાઓ સામે, અને તેમનાં સામંત ડ્યુક આવ બરગંડી સામે જરીક જરીકમાં બલવો જગાડી દેતાં. તેઓને દાબી દેવા માટે ઘણીક લશ્કરી ચઢાઈઓ તથા જપ્તીઓ થયા છતાં તેઓ સમજ્યા નહીં. એટલે પછી રાજદ્વારી પેચ રમીને તેમની આબાદાનીનો તત્વ ખુંચી લેવાની યુક્તી થઈ. તે યુક્તીમાં તેઓ ફસાયાં—તેમની દોલત રેડાઈ ગઈ—તે ગઈ એટલે કમર ટુટી કે મગજમાંની ખુમારી ઉત્રી. એવોજ દાખલો સીકાં તલે હોતાં ધન પરથી કુદકો ઠેકીને, સીકાં તલક ઉછલતા ઊંદરની વાતનો છે. ગ્નાનીગુણીજને જ્યારે વીચાર દોડાવીને તે ધન ખોદી કહાડ્યું, ત્યાર પછી ઊંદરનું જોર કમજોર પડી ગયું—તેની ગરમીનો અંક સરદીને અંશે પુગ્યો—તેનો જોર ઠલવાઈ ગયો—તેની જુવાની બુઢાપો થઈ ગઈ—તેનો પીંડ જુઠો પડયો—તેનો આત્મો ફોકટ થયો. એવાજ અંદેશાઓ કરીને લાઈકરગસે વીચાર્યું કે શહેરીઓની જે જંગમ મીલકત છે તે જો જાહેર રીતે ખુંચી લેવાનો યત્ન કરીશ તો જુલમનો પુકારો પડશે; તેથી બેહતરને માહેલે પેચથી કામ કરૂં. સ્થાવર મીલકત તો તેણે લઈને હીસ્સા કીધા હતા; હવે જંગમ મીલકતના હીસ્સા કરવાની ખાહેશ તેને થઇ હતી.

એકદમ હુકમ થયો કે આજથી સોના રૂપાંનું ચલણ બંધ છે. બસ લોખંડના સીક્કા ચાલશે. એ લોખંડના સીક્કાબી કદમાં અમથા નહાના નહાનાજ! જો આપણને ફક્ત સવાત્રણસે રૂપ્યાની કીંમતના સીક્કા રાખવા હોય, તો તેને સીંચવા કે સાંતવા સારૂં ખાસો વચલે વાંધેનો એક સારો જેવો ઓરડો ભાડે લેવો જોયે; અલબતાં, તેને ઘસડી જવાને બલદયાઓ જોત્રેલાં ગાડાં જોયે તે તો ઉપલક. ચોરાંણું, લુટાણું, લાંચાંણું, ઠગાંણું, અને એવાં ઘણાંક પાતકો એથી રૂંધાયાં. રૂશ્વતખોર, રૂશ્વત તે કેમજ લેશે? જ્યારે સો રૂપ્યાની રૂશ્વત લઈ ઘર મેલી આવતાં આખું ગામ જાણે તેટલે કદાવર જો તેનો ઢગલો થાય; તેટલાથીબી વધતો, તેને લઇ જતાં, ધોંધાટ ને અફરાતફરી થાય. વળી એ સીક્કાનાં ખુદ લોખંડનેબી અનામત ચોખ્ખું રાખવામાં નોતું આવતું. ટંકસાલની ભઠ્ઠીઓમાંથી તેને લાલચોલ તપાવીને જેવું કાઢવામાં આવતું, તેવું તેને સરકામાં બોલી દેવામાં આવતું, કે જેથી નરમી ગુમ થઈ જઇને તેમાં કડકપણું આવતું; તે એવી રીતે કે હઠોડાનો ઘન લાગતાં તે ભાંગી જઈને, ભુકાની કરચ કરચ રજકણ રજકણ થઈ પડતી. ગમે એવી કીંમતી ચીઝની કીમતબી લોખંડના ચલણી સીક્કામાંજ લેવી એવો ધારો હતો. તેથી તવંગરોની તવંગરી ને ગરીબોની ગરીબી બંને એકશાન થઈ. ગની ને ગદા એક ગણાયા. માતબર ને મુફલેશ

વચ્ચેનો અંતરપટ ઉડી ગયો. બીજા કહીંએ દેશના સોદાગરો વેપારને અર્થે આવતા તેઓ પણ આપમેલે આવતા બંધ થયા. કેમકે ગમે એવા કીમતી માલનાં દામ દાખલ તેમને કદરૂપી સુરતના લોખંડના સીક્કા ઢગલે ઢગલે આપવાની માંગણી થતી, જે લેવાને તેઓ બન્ને હાથે ના પાડતા. અગર તેમને સ્પાર્ટાની ચીઝો જોઇતી તો તેનું દામ આપવાને તેઓ અશક્ત હતા. સબબ તેમની સોડે સોના રૂપાંનું ચલણ તે તો લેવાની સ્પાર્ટનોને બંધી, અને લોખંડનું ચલણ તો તેવા બાહેરગામના સોદાગરો સોડે હોય નહીં. એથી વેપાર ને વનજ, આયાત ને નીકાસ, બાજવટું ને સાહુકારૂં, ગાંસડા પોટલાં બાંધી લેસીડીમન (સ્પાર્ટા) ખાતેથી પોતપોતાની છાવણી ઉઠાવી ચાલ્યાં.

સલતનતનો સડો જુઓ તો મોજમજા છે. એથીજ ઇરાન, ઇંડયા, ઈજીપ્ત, બાલડચા, રોમ, ગ્રીસ, વગેરેની હાકમીઓ ભાગી પડી. એ સડો જડમુળથી મારી નાખવાને લાઇકરગસ ખંતીલપણે મથ્યો રહ્યો. એ ધણી "યોગ" ના પ્રયોગમાં અતી ઘણો કુશળ હોવા જોયે, એવો અમારો અટકલનો અભીપ્રાય છે. ન તો રૈયતની માયા ત્યાગાવીને આત્માને તરીકત તથા મારફત વગેરેના મારગે ઐશ્વર્યનું મહાતમ્ય દેખાડીને મુકતી પમાડવામાં તે આટલો સફલ ન થાત. તેનાં કામો, સદાશીવનું એકાગ્રહ• ચીતે ધ્યાન ધરતા, અને જ્ઞાનની સમાધી ચઢાવી તેનાં તેજ સાથે ગુપ્ત બોલીમાં વાત કરતાં, હીમાલ્યા પર્વતને શીખરે અગ્ની તથા સુર્ય સાધણો સાધીને તપમાં તપતા, ચાલીશ હજાર શીષ્યોને શીક્ષા દીક્ષા આપતા, એકાદા તપેશ્વરી રીષીનાં કર્મ કર્તવ્યોને વધારે મલતાં આવે છે. ફારસ દેશનાં પહેલવાન ફરામરઝે પોતાના ભત્રીજાથી આજેજ આવી ફકીરી અખ્તયાર કીધી હતી, અને તેના ફેજમાં આખા હાથીને ઉઠાવીને પછાડી દેઇ જીવથી મારવા જેટલાં બળને તથા ભારે ખજાનાને પામ્યો હતો, તેના દાખલાને લાઇકરગસનો એ દાખલો મલતો ઉત્રે છે. તેના લોખંડી કાયદાઓથી સ્પાર્ટનો જોરને પામ્યા. સોલન ફીલસુફે પુશ્કલ ખજાનો ધરાવનાર લીડચાના રાજા ક્રીસસને કહ્યું હતું તેમ, જેનાં પાસે વધતો જોર •તે પૃથ્વીના ખઝાનાનો માલેક. એ તો મારે તેની તલવાર. વળી સ્પાર્ટનો યોગનાં સાધણ-થીજ એવી કુશલતાને પામ્યા હોવા જોયે, એવા અમારા તર્ક સંબંધી એક બીજી દલીલ છે. લેસીડીમન શહેરના અને લેકોન્યા પ્રાંતના સ્પાર્ટન વસવૈયાઓ અસલ ગ્રીસ દેશનું એક સંસ્થાન હતા. હવે વીદ્વાનો કહે છે કે ગ્રીશ્યન લોક અસલ આર્યાવૃત્તના આર્યો હતા. જેઓ મુલકગીરી કરતા કરતા એ દેશમાં આવી પડ્યા હતા. આર્યોની દંતકથાઓસે પ્રાચીન ગ્રીક દંતકથાઓ, રીવાજો, તથા ધર્મ કર્મની ક્રીયાઓ ઘણે વીગ્રથી• મલતી આવે છે. વળી ઘણાક સ્પાર્ટનો, ઠીબનો, ગ્રીશ્યનો, વગેરેનાં નામો હીંદુઓની માફક સેવારૂપ અનુગ પ્રત્યય "દાસ" થી ખતમ થાય છે. જેમકે, એપેમીનંદદાસ, પીલપીદાસ, લ્યોનીદાસ, કલીકૃતીદાસ, આસીદાસ, ગોરધીદાસ, દમકલીદાસ, દસોરીદા-સ, હરમપીદાસ, એંટાલસીદાસ, લ્યોનતીદાસ, ઇત્યાદી. એ નામો જાણે લગભગ હીંદુઓનાં નામો નારણદાસ, જમનાદાસ, ભાઇદાસ, રામદાસ, ગંગાદાસ, સુર-

દાસ, તુળસીદાસ, ભંવાનીદાસ, પીતાંબરદાસ, કલ્યાણદાસ, મંગળદાસ, વગેરેને મલતાં આવેછે. બીજા રીવાજો પણ એઓમાં એક મલતા જણાશે.

અસલ વીશય ઉપર વીચાર કરતાં એ બાબત પર ચાલી ગયલા તે આપણે અત્રેજ અટકીશું, અને લાઇકરગસે રૈયતનાં લોકમાં પારસી લોકના ધંબારની માફક એક પંગતે ને એક જાતની રસોઈયે જમવાના ન્યાતના વડાઓ કેમ સ્થાપ્યા તે સમજાવીશું. ત્યારે હવે ધ્યાન ધરી તે સમજવું અને લક્ષમાં ઉતારવું.

જમનવડાઓનો કારભાર શી રીતે રાખવો, તેમાં કેટલી જાતની વાણીઓ પીરસવી, તેમાં શી વીવેકીરેહણીથી વરતવું, તે સર્વે લાઈકરગસે કાયદા બાંધી તેની કલમો મારફત નક્કી કર્યું. તેણે એ વીશે જે કલમ મારી તે, કલમના મારનારાઓની કલમ વટીક તેની આગળ પાણી ભરે એવી મારી. ઉંચમાં ઉંચ કેંદરીયા રાજાથી તે નીચમાં નીચ કનીશ્ટ ઢેડા સુધી સર્વને એકજ વખતે, એકજ જગ્યાએ, એકજ જાતના પ્યાલાં રકાબી ટેબલ ખુરસી વગેરેના સટમાં, એકજ રીતનાં પકવાનો ખાવા મલે. કોઈબી ધણી પોતાને ઘર ખાનગીમાં બબરચીખાનું રાખી, પકાવી કે પકાવાવી શકે નહીં; કે મંસહાર કરનારાં પ્રાણીઓ પેઠે છુપીમાં ગોસ્ત ભક્ષ કરીને ચરબદાર દુંડનો બની શકે નહીં. કેમકે મંસહાર કરવાથી મનુષ માત્ર વીશયી, સ્વછંદી, કુલક્ષણી થાય છે; તેને ઘણું ઉંઘવું જોયે છે; ખળખળતાં ગરમ પાણીનાં અંગોળથી નાહવણ કરવું જોયે છે; ગાદી ગલીચાવાલાં નરમ બીછાણાંઓ ઉપર આલોટયાં ને બાસા મારવા જોયે છે; અને ગોયા જાવેદાન સુધીની માંદગીએ પડેલાં દરદીનાં જેવી તેને કાજે સારવાર થવી જોયે છે. આ સઘલું જાહેર સુફરાઓ બનાવવાથી મટી ગયું. અગર એ લગભગ બ્રાહ્મણયા જેવા સુફરાઓ પર કોઈ જન બરાબર પેટભરતું ન જમતો જણાતો, તો બીજા બધાઓ તેની ઠીક મસ્કરી કરતા કે "નરો આસીબાયલો છે; ઘરમાં ચોરી ચગારીથી કંઈ કંઈ તીખા મસાલાના નવાલા મોંમાં નાખીને પછી હ્યાં સતો થવા આવતો હશે; બડો હીન કરમનો અકરમી છે," ઈત્યાદી. ક્રીટમાં એવીજ રીતે જાહેર સુફરાઓ હતા, તેના દાખલાની નકલ લાઈકરગસે પોતાના ત્યાં કનેના પ્રવાસ પ્રસંગે જોઇને કીધેલી હોય, એમ અટકલ કરી શકાય છે. એ સુફરાઓ ક્રીટમાં તો સરકારને ખરચે થતા, પણ સ્પાર્ટામાં તેમ નોતું. દરેક આદમી દર મહીને પોતાની ખોરાકી સારૂં એક "બુશલ" (આઠ ગ્યાલન) દાણો, આઠ ગ્યાલન ભરીને વૈન દારૂ, પાંચ રતલ પનીર, અઢી રતલ અંજીર, અને મંસ તથા મછ માટે થોડાક પૈસા, એમ રાસ ખાતે ભરી જતો હતો. ગમે એવું ભારે પરાક્રમ અટ્રોપીને રાજા જેવોબી લડાઈના મેદાનમાંથી પાછો વળતો, તો તેના સરખા છત્રપતીને વટીક ઘણે દહાડે પોતાની રાણીસે એકાંતમાં જમવાની મ્નના હતી. રાજા એજીસને એક વેળા એમ થતાં ગુસો લાગ્યો. તે તેણે બારવણે રીવાજ પ્રમાણેની ક્રીયાઓ કરવાના અખાડા કીધા. રૈયતના સુબા, સરદાર, સામંત, સઉએ મસ્લત કરી આવી, જાહેર રીતે દેશના કાયદાનું પ્રતીજ્ઞાપુર્વક ઉલ્લંઘન કરવા ખાતરથી રાજા એજીસને દંડયો. દંડ ભરી તેને ઠેકાણે આવવુંજ પડ્યું.

જાહેર સુફરાઓ પર સાથે જમવાથી એક ફાયદો તો એ થતો કે તેમાં સામેલ થયલાં બાળકો તથા જુવાન્યાઓને, ઘરડા વરડાઓની ડાહી ડાહી નસ્યતો તથા સંસારી બાબતોનો તેમનો માહ મુસ્કેલ મહેનતે મેલવેલો અનુભવ આપતો સાંભળવા તથા શીખ્વા મલતો. તેથી એ ખાતું તે જાણે કેળવણીની પાઠશાળા કે વીદ્યાલય સમાનું, અને ઘરડાઓ તે તેના શીક્ષાગુરૂ ઉસ્તાદો સમાના થયા. વળી જરા તરા ટ્રાંસેલાની બહારમાં વૃદ્ધ આદમીઓ વગર આંચકી કે આંકોશ ભડભડાટ વાતો ખરે રૂપકે બોલી જતા. (સ્વીડનનો રાજા બારમો ચારલસ કહેતો કે "એક માણસનો ભીતરનો સાર લેવા સાઈ સુફરો અને ડીકાંડર શીવાય બીજું કોઈબી સરસ સાધણ નથી.") ભાગલા વહેંચી આપવાનું કામ રૈયતમાંના મુખ્ય આસામીઓ બજાવતા. રાજા થતાને હમેશ બેવડો લવાજમ મલતો, કે તેના ધ્યાનમાં આવે તેવા વીર પુરૂષ અથવા કરતા પુરૂષને ઈનામ દાખલ તે પેલો વધેલએનો ભાગ આપી, આલમનાં લોકની નજરમાં તેનો ઓહ્દો આલા કરે.

પૈસાવાલા લોકો તો લાઈકરગસના આવાં સખ્ત સંગેમરમર જેવાં કઠણ દીલનાં કામથી ઘણાજ હુલકાયા. સર્વ લોકે હુલકું પાડી પોકાર કર્યો. લોક ટોલે ટોલાં થઈ તેના પર ચઢી ગયાં, હુમલો લઈ ગયાં. પ્રકૃત્તીનો આકલો, તબીયેતનો ગરમ, પણ બીજી રીતેથી ખુલ્લાં દીલનો, ભોળો, એવા એક જુવાન્યા નામે અલકંડરે આ ગરમીપર આવેલી બાજીમાં પોતાનેબી ભુલી જઈ, તેમજ પોતાની અક્કલનેબી ભુલી જઈ, એક લકડ લાઠીવડે લાઈકરગસને ઉગામી ફટકો માર્યોને કનાચાં પર કે એ મહાન કાયદાગરનો ચહેરો ફાટી ધડધડાડ લોહી વહી ચાલ્યું તથા તેની એક આંખ ફુટી ગઈ. આવો અનર્થ પોતાના સુદ્ધી ચાલના ને ખરે મારગે ચાલનારા રાજ્યધીકારી ઉપર ગુજરેલો જોઈને લોકો ગજબનાક ખેદ પામ્યાં, ખીજ થયાં. તેઓએ ઝટ પેલા ઉતાવીત જીવના જણને કબજે કરીને લાઈકરગસને અસ્તક આપ્યો કે તેને ચાહે એવી શીક્ષા ફરમાવે. લાઈકરગસ તેને પોતા સાથે ઘરે લઈ આવ્યો. બીજા તરાહીત માણસો તેની ખીદમતમાં રહેતાં તેમ તેણે પેલાનેબી તેહનાતની હજુરીમાં રાખ્યો. એટલાં સીવાય તેને તેણે બીજું કશું પણ કીધું નહીં. વખત જતે પેલા જુવાન્યાએ જોયું કે આપણાં લોક લાઈકરગસનાં વાજબી રીતનાં કઠણપણાંને સહરાવી દઈને એકલપેટી મગરૂબીનું રૂપ આપે છે તેવું તો કંઈ એનામાં છે નહીં; જાહેર બાબતોમાંજ એની કરડી તથા કડવી કરડાકી છે, બાકી ખાનગીમાં તો તે માવે નરમ ને મીજાજે બકર્યાં જેવો છે. આવી રીતે તેણે લાઈકરગસનાં લક્ષણની તારીફ કીધાથી લોકને મન લાઈકરગસ મહાત્મા ખપ્યો. તેની આંખ ફુટવાના બનાવ પરથી સ્પાર્ટનોએ કાયદો કર્યો કે કદીબી જાહેર મજલસમાં લાકડી સોટા સાથે સામેલ થવું નહીં; જે તેમ કરે, તે ભારે સાશનને પાત્ર થાય. એ મીસાલ લાઈકરગસે મ્હોટાં મનથી પેલા જવાન્યાને ઝેરે ન માર્યો, પણ ગોળે માર્યો.

આંખ ફુટી તો ફુટી, પણ તેની શરમને મારે જાહેર સુફરાઓ પર ગળે ગાંઠ

મે મોહડે કુથી કરી રૈયતને જવા પીમાં ચાલ્યું નહી. એ સુફરાઓ પરથી ગોઆળ-લોચીના અજીઠા તથા એંઠવટાલ અપશબ્દોને દેશવટો દીધો હતો. ત્યાં તો ખુશ-ટપની, રમુજી રીતભાંતવાલી, હસી મશ્કરીભરેલી, અરસપરસ ઠાઠા ઠઠીની ઠોલ્યાં ઠઠોલીઓ થતી. એવાં ઠીસણાં કે અણકરાઓથી સલગી જવાની જગે જેઓ તે સબુરીથી ખમતા, બલકે ટાહડે પેટે તેનો પ્રતીઉત્તર ચકરવર્ધી વ્યાજે સાંકે વાલતા, તેમને મહોટી સાબાશી મલતી, તથા તેમના જશ ગુણ જાહેરમાં ગવાતા. મશ્કરી ખમવાનું કામ તે ઈનસાનીયતી લાયકાતની પરીક્ષાના એક ટપ જેવું સ્પાર્ટનો ગણતા. સુફરાની મીજલસમાં દાખલ થવાના દરવાજા પરજ મ્હોટા હરફે અરેબ્યન નૈટસમાંની ઓબીદી, સારી, અને અમીની વાલી વાર્તા પેઠે, છુપા પંથોના જેવી તાકીદની ચેતવણી લખેલી હતી કે "હાંની કંપનીમાં બોલાયલો એકબી બોલ ત્યાં ન જવો જોયે." અગર કોઈ નવો ઉમેદવાર પસંદ કરીને પોતાની સંફમાં લેવો હોય, તો સર્વ મંડલીકોના હાથમાં હુનારણથી પીણારેલા ને હઠરોટીથી મસલેલા આટાની એકેક ગોઠી આપતા. પછીથી ટેબલ પર હુકમો બજાવવાને હાજર હોતા દાસ વર્ગમાંનો એક પુરૂશ પોતાને મસ્તક પાણીનો ભરેલો મટકો લઈ દરેક મંડલીક જોડે જતો. ઉમેદવાર ધણી મંડલીકને પસંદ હોતો, તો મંડલીક પોતા સોડેની લાખોટી સરખી ગોલ ગોઠી એમને એમ ઘડામાં નાખતો; નાપસંદ હોતો તો તે ગોઠીને નાખવા આગમજ આગલાંથી ચપટાવીને નાખતો. આવી રીતે ચપટાવેલી એક પણ ગોઠી હોય, તો નવા ઉમેદ-વારની ઉમેદવારી રદ જતી. સબબ સ્પાર્ટનોમાં એવું "પણ" હતું કે સંપ વગર સોબત સંગત નકામી છે; આપણામાંના એકનેબી અણગમતો આદમી અગર બલા-ત્કારે દાખલ કર્યે તો તેથી સઘળાના મનનું સમાધાન જતું રહે. મત લેવાની આ રીતને "કેડોસ" કરી કહેતા. એ રીત, આજે ઘણાંક જાહેર ખાતાંઓમાં લેવાતાં "બેલટ" નાં મતને, તથા બીજી રીતે મત એકઠાં કરવાની છુપી રીતને, સારી પેઠે મલતી આવે છે. રદ થયલા ઉમેદવારને હીન કરમનો હીનાયલો ગણવામાં આવતો.

સુફરાઓમાં "કાળો સેરવો" પીવાનો શોખ બુઢા આદમીઓને બહુજ હતો. એ સોરવો મસાલાના ડાગને કાળો પાડ્યાથી બનતો. એટલે સુધી ઘરડાઓને તેનાં સ્વાદીષ્ટપણાંનો દાંતે ચડસ ચહડ્યો હતો કે તેઓ સહરૂપાસહરૂપ સોરવો પીઈ જતા, તથા તેમાંની બોટીઓ જવાન્યાઓનાં ખાવા સારૂ રાખતા. પોનટસના રાજાએ એ "કાળા સેરવા" ની ઘણી વાખવાખી સાંભળ્યાથી તેણે ઘણી ઓજરખાહીથી સ્પાર્ટન બુબરચીઓને બોલાવી મંગાવ્યા કે દેવતાઓના અમરત જેવી સાબાશી ભોગવતું એ પ્રવાહી પક્વાન તેના ચાખવામાં આવે. જ્યારે તૈયાર કરાવીને તેણે તે પીધો, ત્યારે તો કડવું ઝેર જેવું મ્હોડું કરી તે બોલ્યો કે "બબ્બ રે, એ એવું શું?" પેલો બબ-રચી કહેજે "સાહેબ, સ્પાર્ટન હોય તેને મનથી એ અમરતજ લાગશે."

મધ્યમ વહેવાર સરે ખાન પાન કીધા પછી, સઉ સ્પાર્ટનો પોત પોતીકે કામ ઠામે રવાના થતા. રાતના વખતે બતી મસાલની રોશનીને આધારે ઘર જવાની સખ્ત

મનાઈ હતી, કે જેથી કરીને લોકની છાતી ઘાડી થાય અને નજર ખલીરના સરખી ટીણી થાય. લાઈકરગસે વળી એવો કાયદો કર્યો કે તેણે જે જે કાયદા કર્યા છે તે તે કાયદા કદી કાંલે લખવા નહીં, પણ લોકોએ સ્મરણ શકતીમાંજ પાઠે કરી યાદ રાખવા, કે જેથી સર્વને તેની આવડત અવશ્ય પ્રાપ્ત થાય, અને તેના શબ્દાર્થ સંબંધી કશાં કંકાસક વીવેચનો ન ઉભાં થાય. તેની બધી નેમ બાલકોની ઉછેરણી બરાબર રીતે કરવામાં ભરેલી હતી. કુમલો વાંસ વાળેલો વળે; એકવાર વળ્યો કે પછી તે સીધો થતાં ઘણી વાર છે. બીજો હુકમ તેણે એવો કર્યો કે ઘરની સીલીંગો પર ફકત કોરાડી સીવાય બીજાં કોઈ પણ હથ્યારથી નક્ષીકામ કરવુંજ નહીં; ઘરનાં બારણાંઓ કરવતીથી વેહરવા સીવાય બીજી કશી પણ ફુટડાઈના ઘાટમની ટાપટીપ કરવી નહીં. એવાં ખરબચડાંપણાંનો સહવાસ પડતાં, લોક બરતલ બવાસનાં થતાં ચાલ્યાં. એક સાદાં બાનાં ઉપર બેઠેલા એપેમીનંદદાસે પછવાડેથી કહ્યું હતું કે "આવાં બાનાંમાં રાજદ્રોહનો ગુનાહ કદી ભટકે નહીં;" તેમજ લ્યોતીચાઈદાસે જ્યારે કોરીંઠ શેહેરમાં પોતાના મેજબાનનું દીવાનખાનું સરસ રીતની નક્ષીકામ તથા ગીલીટકામથી સણગારેલું અને ચોરસ ડાંબાઓથી ઉઠાવેલું દીઠું, ત્યારે તે બોલ્યો કે "શું તમારે યાં ઝાડનાં લાકડાં ચોરસ ઉગે છે?"

રણસંગ્રામના ઉત્તમ નીયમ સરખો એક વધુ કાયદો લાઇકરગસે એવો કર્યો કે તેના તેજ શત્રુ સાથે વારેઘડીયે જુધ્ધ ન કરવું; કેમકે તેમ થતાંમાં તે આપણા તરફની કલા, કુનેહ, કૌશલ, શીખી લઈને પછીથી આપણાંજ સાધણ વડે આપણને મારતાં શીખે. એ શીક્ષામણ પ્રાચીન કાલમાં સ્પાર્ટન રાજા એજીસેલસે ન પાલી. અને અર્વાચીન કાળમાં સુઈડીશ રાજા બારમાં ચારલ્સે ન પાલી. પહેલાએ ઠીબનોથી ને બીજાએ રશ્યનોથી માર ખાધો—કે જે બંનેપ્રજાઓ તેમની સાથે ઉપરાસાપરી લડાઈઓ કરતાં કરતાં પહેલાં હાર ખાઈ જતી હતી, તે પાછલથી તેમના હરાવનારાઓનેજ જીહતવા શીખી.

બાલકરાંઓને કેમ કેલવવાં, તે વીશેજ બંદોબસ્ત કરીને લાઈકરગસ ધરાયો નહીં. તેમને કેમ ઉછેરવાં, તથા કેમ પરણાવવાં, તે વીશે તાલીમ તથા તરબીએત સમજાવનારા કાયદાઓ તેણે કર્યા. ધણીઓને વારંવાર લડાઈ વગેરેનાં રાજકામોમાં રોકાવું પડતું હોવાથી, સ્પાર્ટન બઈરીઓ એક કદમને અંદાજેહનો વટીક મલાહજો સાચવ્યા વગર છડેચોક નફટાઈમાં છકી ચાલી હતી, તેઓને પણ રાહ પર લાવવાને તે ચુકયો નહીં. જુવાન છોડીઓનો ઉધરભર બીલવવા સારૂંથી તેણે તેમને કાજે કસરતખાનાંઓ સ્થાપ્યાં. ત્યાં તેણીઓ ઘરાની જેહાંપહેલવાન રૂસ્તમની બેઠીઓ માફક તીરંદાજી, કુસ્તીબાજી, પંઝેબાજી, મુક્કાબાજી, ગોફણબાજી, નેઝેબાજી, દોડબાજી, વગેરેની પ્રવીણતામાં કુશળ થતી. તેમનું અંગ કસાઈને તંદુરસ્તી બીલ્યાથી પાછલથી તેમને પેટે પડેલાં પુત્રાંબી પોખાયલાં, કઠણ મજબુતીવાળાં, ભરેલાં અંગનાં, સ્નાયુદાર, અને દંડદાર નીકલતાં; તેમજ તેણીઓને પ્રસવ થતી વેલા ભાર તણાવો

કે દરદ થતાં નહીં. વળી છોકરીઓ રખે પરણુવા વના પડી રહે, એવી બીહકથી તેમનો ઉઠાવ કરવાની યુક્તીનો એક વધુ કાયદો સ્પાર્ટાના એ ધારાગરે એવો કર્યો કે, તેમને તેહવારના ચોકસ દીવસો પર રાજા તથા પ્રજાનાં જનોની હજુરમાં તદન રૂપ પ્રગટતી હાલતમાં લાવવામાં આવતી. ત્યાં તેણીઓ ગીત ગરબાના રંગ રાગ કરતી. સારી સારી હોલીઓ તથા લાવણીઓ ગાતે ગાતેમ, કે તાલી પાડી તેનો નાચ નાચતેમ, તેણીઓ કીર્તીવંત જુવાન્યાઓની સ્તુતીનાં વેણો વચવચે ભેલી દેતી, તથા અપલક્ષુણી તરૂણોને તીવ્ર તાણાથી સન્જીત થયલા શબ્દોનાં બાણુથી વીંધતી. કન્યાઓએ જે જુવાન્યાની તારીફ કરી હોય તે બહુ પંકાતો; જેને કડવો કીધો હોય તેના પર સૌ બળતાં તથા લ્યાનત વરસાવતાં. કન્યાઓ પોતાની તદન સાદી અસલ હાલતમાં આવતી હોતી છતાં, તેમનું જરા સરખું અપમાન થતું નોતું, એટલો બધો વીવેક સ્પાર્ટનોમાં હતો. બાલકો તેમને મા સમાન, તરૂણો તેમને બેન સમાન, અને ઘરડાઓ તેમને દીકરી સમાન, લેખતા. આવા તમાશાઓ થવાથી જુવાનોનું મન લોભાઈ તેમને પરણી પડવાનું મન થતું, કેમકે ફીલસુફ પ્લેતો શયરો મારી જાય છે તેમ, કન્યાઓનાં મનોહર સુંદર સ્વરૂપો દેખીને તેઓ લગ્ન કરવા તરફ તેવી રીતે ખેંચાતા, કે જેવી રીતે ભુમીતીનું એક સીદ્ધાંત તેના પ્રસ્તાવીક નીયમોને આધારે યોગ્ય પરીણામ તરફ ખેંચાવા વના બીલકુલ રહે નહીં. વીવાહનું ઉત્તેજન વધારવા ખાતર વળી એવો પણ બીજો ધારો ફરમાવવામાં આવ્યો હતો કે, જે તરૂણો પુગતી વયે પુગ્યા છતાં ઘર ન કરે તેમના ઉપર સરકારમાં ફરયાદી માંડવામાં આવે; તેમજ જેઓ પોતાની વય કરતાં ન્હાના કે મ્હોટા સંગાતી સાથ પરણે તેમના ઉપર પણ ફરયાદી માંડવામાં આવે. કુમારો રહેલો આસામી જો પોતાની એકલવંતી સ્થીતી સારૂં કશું ખાત્રીપુર્વક કારણ રજુ ન કરી શક્યો, તો કોટવાલ તેના ઉપર અપ્રાધ સાબેત થયલો જણાવી, તેને જાહેર તહેવારના તથા બીજા હરકોઇ તમાશાઓમાં આવવાની મનાઈ કરતો; તથા શીયાળાના ભુખ્ખર ઠાંઠરના દીવસોમાં વગર લુગડાંએ ચૌટાંના બજારની આસપાસ ફેરા ફરતાં ફરતાં, તેણે કરેલાં કાયદાનાં અપમાન માટે તેને સજા થઈ તેને લગતું તેના સામી જોડેલું ગાયણ, મ્હોટે સાદે ગાવાને તેને ફરમાવતો. કુમારા ધણીઓ ગમે એટલી ઉમરે પુગેલા હોય કે ગમે એવા મ્હોટી પંક્તીના હોય, તોબી તેમને માન આપવામાંથી ન્હાની વયનાંઓ તથા પરણેલાંઓ મુક્ત હતાં. દરસીલીદાસ નામનો સેનાપતી શત્રુઓની ભારે જીત કરી ઘરે આવ્યો, ત્યારે એક મીજલસમાં એક જુવાન્યાએ તેને જગો આપવાની ના પાડતાં કહ્યું કે "હું ઘરડો થઈશ ત્યારે મને ઉઠીને માન આપે એવા છોકરાં તારે ત્યાં નથી, તેથી હું તને ઉઠીને જગો આપતો નથી, કેમકે જેટલા વાંઝીયા અને કુમારા તેટલા ખોટા છે." પરણેલા ધણીઓનો દરજજો વધતો હતો એટલુંજ નહીં, પણ જે ધણીને જેટલાં છોકરાં વધારે હોય તે ધણીનો મોભો તેટલો ઘણો વધતો. જેને પેટે ચાર છોકરાં હોય તેને તો કશો પણ કર કે છાપો ભરવામાંથી મુકતી મલતી હતી. કન્યા પરણાવતી વખતે કશી રીત

જોગત આપવાનો ધારો ન હતો, તેમજ કોઈ કન્યા કે જુવાન્યાનાં મનની વજાણ વીરૂધ વીવાહ કરાવવાનો કશો આંકોશ હતો નહીં. આ રીતે મરદોનો મોભો બઈરી-ઓથી વધતો. તેથી પરગામની એક જણીએ એક સ્પાર્ટાણીને કહ્યું કે "બાઈ, જગતમાં તમેજ બૈરાંઓ છો કે જે માટીડા પર અમલ ચલાવી શકો છો." સ્પાર્ટા-ણીએ ચબરાકયોત્તર આપ્યો કે "બાઈ, જગતમાં અમે બૈરીઓ એકલીજ છીયે કે જેણીઓ ખરા મરદની મટોડીને જનમ આપ્યે છીયે."

તરૂણ, જે તારૂણી સાથે લગન કરવા ઈચ્છતો હોય, તેણીને તે જાસ્તીથી ઉપાડી જતો; પણ તેમ કરવા આગમજ તેણી બરાબર લગનની વયે આવેલી છે એવી સંભાલ રાખવાનો જોખમ તેને શીર રહેતો. બાદ, લગન બાબત મુકરર ઠરાવેલી સ્ત્રી કન્યાના બાલ આમડી બરાબર સપાટ કરી નાખી, તેણીને માટીડાનો પોશાક પહેરાવી, અંધારા ઓરડામાં બીછાણે મુકી, જતી રહેતી. ત્યાં તેણીનો ખાવીંદ છુપી રીતે આવીને તેણીને હલકા જેવે ઉમે બીજે બીછાણે લઇ જતો. અંધારી રાતે, તથા તેખી ટુક વખતજ, એવાં લગન થયલાં સ્ત્રી પુરૂશને "બોલવાની" પરવાનગી હતી; બીજી રીતે બંધી હતી. સાસરાં મહયેરચાંનાં બીજાં આદમીઓ રખે દેખે, તેની તેઓ ઘણી ચોક રાખતાં હતાં. કેટલીક વેળા તોં એવું બનતું કે ઘણાંક જોડાંઓ એકમેકનાં મ્હોડાં દીવસનાં જોવા પામે તેની આગમજ તેમને ત્રણ ત્રણ ચાર ચાર બેટા બેટી થતાં. આવી લાજ મર્યાદાથી વેહવાર રાખવાનો ચાલ હોવાથી અરસપર-સનો સ્નેહ કમતી થયા વગર વધતો જતો, અને વખતનાં વધવાં સાથે એકમેક પરનું વ્હાલ પણ વધતું.

બઈરીઓ બીજા સાથે "બોલતી" જણાય, તો તેથી ઉપજતી અદેખાઈની આગ બુજવવાને લાઈકરગસે ઠરાવ્યું કે તેમાં કસી એબ નથી, ઈત્યાદી. આવી રીતે બૈરીઓનું પર પુરૂશસે "બોલવું" કાયદા વીરૂધ નહીં ગણાવાથી "જનાકારી" નું પાખડી કુલક્ષણ જડમેખથી નાબુદ થયલું ગણાયું.

નવાં જન્મેલાં છોકરાંઓ ચાતીના વૃદ્ધ પુરૂશોની નજદીક રૂજુ થતાં. તેઓ તે છોકરાંને પુષ્ટ અને કઠણ દેખતા, તો તેને ફાલે દેશની જમીનનો એક હીસો આપતા: અગર તે બાલક પીડીત કે કચ્ચી જણાતું, તો ટેજીટસ પર્વતની એક ઊંડી ગુફામાં તેને નખાવી દેતા કે એની નકામી વેઠ તે શી કરવી? એવી રસમ રાખી હતી કે અવતરેલાં છોકરાંને પાણીથી અંગોલ ન કરાવતાં દારૂથી નહવાડવાં, કે જેથી તેમના બાંધાની ઉઠાવણી ઉઠતી. વળી છોકરાંને અબોટીયાંમાં વીટાળીને ન સુવાડતાં; પણ એમ લપેટવા વગર, તેમનાં અવયવોની બાંધણી બાંધતાં, ને ખીલણી ખીલવતાં. તેમને નાનપણથીજ બધી જાતનો ખોરાક લેવાની ટેવ પાડતાં; તથા અંધારાંમાં રાખી, બીહક ભાંજી, છાતી ધાડી કરતાં. આજે જેમ જરમન સરકારનો કાયદો છે તેમ છોકરાંની કેલવણીનું કામ રાજને અસ્તક ચાલતું. સાત વરસનો છોકરો થયો કે તેને એકાદી કંપનીમાં "નંબર" નેમવામાં આ-વતો, જ્યાં તે પોતાની ચાલાકીનાં જોરથી ઉગી નીકળીને ચંદ રોજમાં કંપનીનાં કપટાન

પદને પામતો. છોકરાઓની સંઘી કેળવણી, જોરબાજ થવામાં, ઉપરીઓની તાબેદારી કરવામાં, રમી ખેલીને આંગની કઉઅત તથા તાકાત વધારવામાં, આમણેસામણે ચબરાકીભરેલાં વાકયોથી તડાતડી લડવામાં, ઘટતે પ્રસંગે પોતાનાં ખમીરનું ચંચલ તેજ બતાવી દેખાડવામાં, તથા લડાઇધામાં મકમપણું રાખવાની તરતીબમાં, સમાઇ જવી. શ્રમ વેઠવો, ઠાક ખમવી, લડાઈ લડવી, ને ફત્તેહ કરવી, એ તેમના નીયમો હતા. ઉમરે પુગવા પછી તેમને બનતાં લગી ખરતલ કરવાને માટે, માથાંના બાલ છેક છેડા વેરથી કપાવવામાં આવતા, તેમજ ઊઘાડે પગે ચાલવાની તથા બરેહને (ઊઘાડે) શરીરે કસરત કરવાની ટેવ પાડવામાં આવતી. બારમું વરશ ઉગ્યા પછી તો તેમને દર વરશે એકેક ઝભોજ ફક્ત પેહરવાને મલતો, તથા આખાં વરશમાં ચોકસ દીવસો પરજ હમામખાને જવાની છુટ મલતી. બાલને તેલ કાંસકી લગાડવાના તો વાંધા; સુવા સારૂં ઝાવલીનું બીછાનું, અને તેબી બધા ગોઠ્યાએ મલતું. એથી તેઓ ગલીચ ને ગંદા રહેતા. બાર વરશની ઉમરે કોઇ કોઇ છોકરાઓને કોઇ કોઇ ઘરડાઓ પોતાના અજીજ કરી લેતા; બીજી રીતે નહીં, પણ એક ઉસ્તાદનો માનીતો ચેલો હોય, કે બાપનો માનીતો દીકરો હોય, કે રખેવાલનો માનીતો બાલક હોય, તેમ. એઠેન્સમાંબી એવો ચાલ હતો, પણ તેના સાથે ઘણી અનીતી ભેલાયલી હતી. તેવું કશું સ્પાર્ટામાં હતું નહીં. શહેરમાંના સરસમાં સરસ અને હુસ્યારમાં હુસ્યાર હોતા આદમીને જુવાનીયાઓનો ઇનસ્પેકટર નેમવામાં આવતો. વીશ વરશની વયે પુગેલા જે હોસ્યાર છોડાઓ હોય તેમાંથી લાયકને નીરખીને, તેને અસ્તક એકેક કંપનીની સરદારી તે સોંપતો. એવો સરદાર છોકરો પોતાના તાબા તલેના પોરયાઓ પર સત્તા ચલાવતો, તેમની બચુકલી લડાઇઓમાં સરદારી લેતો, પોતાને ઘરે તેમને નોકરી કરવા બોલાવતો, જંગલમાંથી લાકડાંના ભારા વહડાવી મંગાવતો, અથવા વાડી વંતર કે બાગ બગીચા કે હલીઆરા ચમનમાંથી સારી સારી તરકારીઓ તથા બીજી ખોરાકીની ચીઝો ચોરાવી મંગાવતો. સીફતથી ચોરી કરવાનો હુન્નર સ્પાર્ટામાં બહુ માનીતો હતો; પણ ચોરી પકડાઈ તો ચોરને બાંધી મારવાની સખ્ત બલકે ઘાતકી શીક્ષા થતી. એક સ્પાર્ટન પોર્યાએ એક નહાનું કોહલું ચોરી પોતાનાં પહેરણ તળીએ સંતાડ્યું, ને પછી એક નાચ જોવા ઉભો. તેવામાં કોહલાંએ તેનું પેટ કરડી ખાવા માંડ્યું. ઘભરાટમાં પેલાને કંઈ એવો ઉપાય સુઝયો નહીં કે તેની ડોક પકડીને અંદરને અંદર બચડી ગુંગલાવે. સેવટે લોહી જવાથી તે બેભાન થઇ ભોંયે પડ્યો અને મરી ગયો. ત્યારે શોધ ખોલ કરતાં લોકને કારણ જણાયું કે રખે ચોરીની અપકીર્તીનો ટીલક ચાંલ્લો ચોંટે કરીને, એણે મુંગું મુંગું પોતાનું કાલજું કોત્રાવા દીધું. યુરોપીન કાયદાઓની વૃત્તીબી આજે એજ પક્ષે છે. કરો બધુંબી, પણ તેની ગરબડ ન થાય ત્યાંસુધી ફકર નહીં. બીજાં બોલોમાં કાયદો એવે વીધિથી જાણવો કે "વીચાર આપવંતો, બોલી પરવંતી, ને કામ દુન્યાંવતું!" નહીં હો હા થાય, ત્યાં સુધી ખુનીનું ખુનબી વણાઈ જાય.

ચોરી કરવાની સીફત શીખવવાની મુખ્ય મતલબ તો, તેથી સોતરફની સંભાળ

સાચવવાની ટેવ પડે, તે લડાઇ વગેરે દંડ કારણ્યમાં ઘણી અગતની થઈ પડે, તે ફોજેની હતી. છોકરાઓને ખોરાક હલકોજ આપવામાં આવતો, અને ભુખ તથા ઉજાગરો ખમવાની તબે પાડવામાં આવતી. ખુબ ખોરાકથી હોજરીને ભાર ન કરવાની ટેવ પડવાથી, તેમની પાચનશકતી સારી રહેતી; તેઓ કદે લાંબા, પાતલા, લાંખરા, ઉંચા, દેખાવડા, ફાંકડા, તડા થતા, ઉગતા જતા.

માથે મુગટ દાખલ ચંદ્ર ધારણ કરનાર, તથા સફેદ દુધ જેવા ગોધા પર જેનું આસન, તેવા શીવની માયા અંબા પારવતીનો એક અવતાર માહકાળીનો છે. તે માહ ભયાનક છે. તેણીને મનુષ ભોગ, મંસ ભક્ષ, રૂધીર, મદીરા, વગેરેનું બ્રષ્ટાભડ ખાન પાન ધરાવવું જોઈતું કહે છે. એ દેવીને અવતારને મલતું "દાયના તોરીકા" એટલે વૃષભ ચંદ્રીકાનું એક દેહડું સ્પાર્ટામાં હતું. ત્યાં અસલ મનુષ ભોગ ધરાવવાનો ધારો હતો. તે લાઈકરગસે રદ કરીને તેની જગે તક્ષીરમાં આવેલા છોકરાઓને લોહી છટકતા થતા સુધી ત્યાં બાંધી મારવાનો હુકમ તેણે કર્યો. જેઓ ચોરી કરતાં પકડાઇ આવતા, તેમને ભારે ક્રુરતાથી એ સજા કરવામાં આવતી. તેને લગતું દેહ કષ્ટ, ચીત કષ્ટ, બલકે આત્મ કષ્ટ ખમવાને, તથા માયાવૈ સંસારનાં સુવાળાંપણાંને તજવાને શીખવીને, એ મહાન પુરૂશે તપસ્યા કરનારા તાપસા યોગીઓ જેવા સર્વને બનાવી દીધા.

છોકરાઓની કંપનીનો કપટાન રાતનું ખાનુ ખાઈ ફારગ થવા બાદ બે ઘડી બરડો દાબતો, તે વખતે તે સુતાં સુતાં છોકરાઓની તરતોત્તર શકતીની આઝીલસા કરતો. કોઇને ગાવા બજાવા ફરમાવતો. જે છોડો પરીક્ષાના પ્રશ્ન ઝટ ઉત્તરમાં દેતાં વાર લગાડે, તેને તે બોહડ ગણતો. જાહેર બાબતો વીશે તે સવાલો પુછતો. "ફલાણો અધીકારી કેવો છે; તેનાં ફલાણાં કામ વીશે શું ધાર્યું." એથી છોકરાઓને રાજપ્રકરણના જાહેર સવાલોમાં માથું મારી ભાગ લેવાની ટેવ પડતી. સવાલોના જવાબ ઘણાજ ટુંક છંતેખાબમાં સ્પષ્ટાર્થ સમજાતી રીતે દેવાનો ચાલ હતો. જવાબનું એક ટુંકું કારણ આપવાનો પણ જોડાજોડ રવૈયો હતો. જેનો જવાબ ખોટો લાગતો, તેનો અંગોઠો કરડવાનો કપટાનને હક હતો. આવી પરીક્ષાઓ જોવાને શહેરના કોટવાલો તથા ઘરડાઓ ઘણી વખતે હાજર થતા. તેમને જો લાગતું કે કપટાન બનેલા પોર્યાએ અમુક બાબતમાં છોકરાઓ સાથે ગેરવર્તણુક ચલાવી છે, તો તેઓ તરત વેળા તો જાણે જાણુતા નહીં હોય તેમ ચુપ રહેતા; પણ છોકરાઓની હાજરી ખલાસ થયા કેડે તેઓ કપટાનની તપાસ ચલાવીને સજા કરતા, કે કેમ ફલાણા છોકરાને ઘટે તે કરતાં વધુ અથવા કમતી શીક્ષા કરી?

છોકરાઓ કરી લેવાનો જેમ ઘરડાઓમાં રવૈયો હતો, તેમ છોકરીઓ કરવાનો ઘરડીઓમાં રવૈયો હતો. પોતાને પેટ છોકરાં હોયા છતાં એ રવૈયા પ્રમાણે છોકરા છોકરીઓને પાલક કરી લેવામાં આવતાં. "કરી લીધેલાં" માંનું કોઇ સુજી, ચંડાલ, કે નામોશી લગાડનાર કલંકી નીકળ્યું, તો તેનું તીમર ટીલક તેના "કરી લેનાર"નેબા લાગતું, કે એને એવી રીતે શું શીખવ્યું કેલવ્યું કે એ એવું નીકળ્યું. છોકરાઓને

તરકડી છટાથી સંક્ષેપમાં ઠોલઠપાટ કરવા શીખ્વવાનું બંધણ લાઇકરગસે કર્યું હતું. તે પોતે સંક્ષેપશાસ્ત્રનો ખાં હતો. તેને એક દી કોઇએ પુછ્યું કે "લડાઇનો કયો હુન્નર શીખ્વવો તેને પસંદ છે." જવાબ દીધો, "બધા હુન્નર: જીવતદાન માંગવાના હુન્નર વગર." ફેયતે પુછ્યું કે "આપણી ઉપર શત્રુ હુમલો ન લાવે તે કાજે શી ગોઠવણ રાખ્વી? લાઇકરગસે કહ્યું કે "બનતાં સુધી ગરીબ રહેવું કે કોઇને લાલચ થાય નહીં." નાગાને તે શુંજ લુટશે, ને વળી કોણજ લુટશે? લાંબી પત્રાજખોર બોલીદરાજી કરતા એક પુરૂશને રાજા હ્યેનોનીદાસે કહ્યું કે "અય ભઇ, તું શું કામ તે ફીજે બકબક કરેછ કે જે ફીજે બકબક કરવાનું કશું કામ નથી." લાઇકરગસના ભત્રીજા ચેરીલસને કોઇએ પુછ્યું કે "એમ કેમ કે તમારે કાકે એટલા થોડા કાયદા કર્યા?" ચેરીલસ કહેજે, "થોડાબોલા લોક માટે એટલા કાયદા ઘણા છે." વળી સ્પાર્ટનોમાં એક કહેવત એવી હતી કે "જે ધણી કેમ બોલવું તે સમજે છે તે ધણી કયારે બોલવું તે પણ સમજે છે." એક બડો ફુંકરાજખોર હતો. તે શેખીથી જેને તેને પુછતો ફરતો કે "સ્પાર્ટામાં મારામાં સારો કયો પુરૂષ." એકે કહ્યું કે, "જે તારો સરખો મુળે ન હોય તે." આરકીડેમીદાસને પુછ્યું કે સ્પાર્ટામાં કેટલા માટીડા હશે? ત્યારે તેને કહ્યું કે "ખરાબ આદમીઓને આઘા રખ્વવાને પુરતા થાય તેટલા." એક જણને કોઇએ કહ્યું કે "ફલાણો ચીણો નરો બુલબુલની પબે રાગડો કહાડી ગાયછ." ત્યારે તે સ્પાર્ટને પડ ઉત્તર દીધો કે "તેમાં શો મુજાકો; મેં ખુદ બુલબુલને ગાતાં સાંભળ્યુંછ." એક જુવાન્યા સ્પાર્ટનને કોઇએ કહ્યું કે "તને એવા તો લશ્કરી મરઘા આપું કે મરવાથી બીએ નહીં." પેલો કહેજે "છટ, એવા આપની યાર કે જે બીજાઓને મારતાં બીએ નહીં." દલેર સીપાહબચ્ચાઓને તત્વવત અર્ક-વાક-વદણુ ઘણું ગમેછે તેના આ જમાનાના દાખલાઓમાં બોનાપાર્ટ, વેલીંગટન, ફ્રેડરીક ધ ગ્રેટ, વગેરે. એ સર્વની બોલી ટુકમાં તથા ઠોંસા ઘોંસાવાલી હતી.

સ્પાર્ટન લોકના ગાયણોમાં, વીરલાપણાંનાં લોહી ઉશ્કેરીને જુંબેશ જગાવનાર દલેર બયાનો સમાવેલાં હતાં. લશ્કરની કુચ થતી વેળાએ તથા લડાઇ લડતી વેળાએ હીંદુઓના દેવતા કૃષ્ણ અથવા કાહનને પ્યારી વાંસલી અથવા બંસરી અથવા મુરલી પર, તે ગાવામાં આવતાં. એ વાંસલી વીશે હીંદી ગાયણોમાં આ પ્રમાણે ઇશારા તથા અંતરા મલે છે.

• "બાસુંરી બજાઇ આજ રંગસોં મુરારી; શીવ સમાધી ભુલી ગઇ ભુલી મનકી તારી." તથા "તીહારી લાલ મુરલી નેક બજાઉં; જૈસી તાન તુમારે મુખકી તૈસીય મધુર સુનાઉં૦" વળી, સારંગ રાગમાં શાહેર સુરદાસ શાહીરી કરે છે કે:—યહ મુરલી મોહની કહાવે; સપ્ત સુરની મધુરી કહી બાની જલ થલ જીવ રીઝાવૈ૦" મુરલીની ધુનમાં કનૈયાને લીન લપટ ને છક થયલો તથા બીજું રાજકાજ વીસારી વાળેલો દેખીને રાધીકાજી અધીરાં પડી જઇ ગૌરી રાગણીમાં મુરલીને એકગમ ધમકાવે છે તથા એકગમ વીનવે છે કે:— મુરલીયા! હરીકો કાહ કીયો; ઉનકોં નહીં ઔર કછુ ભાવે યોં અપનાય લીયૌ૦ ઔર

દશા ભયી મોહનકી કહા મોહની લાઈ; અધ્ધર સુધા રસ દેત નીરંતર રાખત ગ્રીવ નવાઈ૦ કર જોરે અગ્રા પ્રતી પાલત કહા રહી દુખદાઇ; સુન્હું સુર ઐસે નાન્હીકો કાહે લાડ લડાઈ૦" રાધીકાજીના આ વેણથી મુરલીબાઇ જેવણ પોતાની અગત સારી પેઠે સમજે છે, તેવણ છેડાઇ પડી સારંગ રાગમાં જે જવાબ દેય છે, તે કવીની કલ્પના શકતીને ખરેજ જશ બોલાવનારો છે :—મો પર ગવાલી કહા સતરાતી ; કહા ગારી દેતી મોકુ કહા ઉઘટતી જાતી૦ જૌ બડી તુમ આપુહી કો તુમહી હોહુ કુલીન ; મૈં બંસુરીયાં બાંસકી તૌ ભયી જૌ અકુલીન૦ પીર મેરી કૌન જાનૈ છાંડી એક કરતાર ; સુર પ્રભુ સંગ દેખી કાહે ખીજતી બારંબાર૦"

કનૈયાને મુરલી એટલી બધી પ્યારી છે કે તેને લીધે તેને " મુરલીધર મોવન" કહે છે. મુરલી વગરની તેની મુર્તી તે કદી કાળે પણ તેની ખરી પ્રતીમા દાખલ જશ પામતી નથી. જ્યારે એ મુરલી સ્પાર્ટન લોકમાંખી આટલી બધી પ્યારી હતી, ત્યારી એઠંસનો નામીચો સેનાપતી અલસીબાયડીસ તેને બહુ ધીક્કારતો હતો, કે બળ્યું રે એથી તો મ્હોડું દેડકાની પએ ફુગી આવે! ઘણા ઘણા હીંદી શાહેરોએ એ વાજાંની તારીફમાં ગાયણો કર્યાં છે, અને આજે ઇંગ્રેજી બેંડમાં તેમજ બીજી યુરોપ્યન પ્રજાઓની ગાયણકળામાં તે એક જાણીતું ને માનીતું સાધણ ગણાય છે. એ મુરલી સ્પાર્ટા ભુમીનું જંગી તેમજ માનીતું વજંત્ર હતું, તે સ્પાર્ટનો અને હીંદુઓનાં મલતાપણાંની એક વીશેશ ઈધાણી દરશાવે છે, એમ અમે તો તેનું પ્રથકરણ કર્યે છીયે.

સ્પાર્ટનોમાં લડાઈની ચઢાઈ વખતે, કવાયદની સખ્તગીરી ઘણે દરજ્જે છોડી દેવામાં આવતી હતી. બાલ ઓળવા દેવા, સમઠા પાટલી પાડવા દેવા, સારા સારા વસ્ત્રાલંકરો અને સણગારવાલાં સહસ્ત્રો સજવા દેવા, જેટલી ઢીલી દોરી મુકવાની એ પ્રસંગે રસમ હતી. વળી તેમની તાલીમની કસરત કાજેની કઠણાઈ પણ ઓછી થતી; તેમની ખોરાકી ચઢતે વાંધેની ને પુષ્ટીકારક તથા ચોપડ ઘીહાલી અને સીરીન સક્કરાલી આપવામાં આવતી, ઈત્યાદી. એક મુકામ પર છાવણી રાખી પડયા રેહવાની લશકરીઓને મના હતી. એથી તેઓ હરદમ હ્યાંથી ત્યાં, ને ત્યાંથી હ્યાંનો અફરાતફરી ને રોકણમાં રહી, સામા આવેલા શત્રુઓને હેરાન ને સરગરદાન મેલવતા. તેઓ તેનાં મુલકને બધે ખુણે ખાંચરે ફરી વલતા; ન પોતે જંપતા કે ન જંપવા આપતા. રાત્રીએ વીસામો લેતી વેળા આખી સેના બખ્તરબંધ ને હથ્યારબંધ સુતી, પણ જેમને છાવણીનાં નાકાં પર તલાયાઓ દાખલ ચોકી પર ઠેરવવામાં આવતા તેમને ઢાલ વગર ત્યાં રાખતા, કે તેઓ નભરવસ ન રહેતાં શત્રુના જખમથી સંભાલવાનાં સાધણ વગર ખુબ હોશ્યારીમાં ચેતેલા તથા ખબરસરત રહે. આજનાં જમાનામાં લડાઇ લડવા આગમજ આખાં લશ્કરે બંદગી ભણી હકતાલાની દરગાહમાં મુનાજાત ગુજારવાના દાખલા છે, તે રવૈયોબી સ્પાર્ટનો ઉપરથી અખત્યાર થયલો હોવો જોયે. આયંદેહ પરીણામ શું ઉતરશે, અને એ વાંકી પીઠનો આસમાન કોણની બખ્ખાબાજી કરશે, તે નક્કી ન હોવાથી સર્વ શુરવીરો પોતાના પેદા કરનાર પાક પરવર-

દેગારને યાદ કરી લેવાને તથા દેવતાઓને પસંદ ભોગો ધરાવવાને હમેશ તત્પર રહેતા; અને સાંજનુ ખાનું ખાઈ ખલાસ થવા બાદ તેઓ હમેશ મ્હોટે સાદે સાથે મલીને ભજનો લલકારતા.

રાગનાં જે શુર તાલોથી વાજાં વાગતાં, તે શુર તાલને બંધબેસ્તાં કદમ બ કદમ કુચ દર કુચ કરતું સફ દર સફ લશ્કર આવતું. તેનો દેખાવ ભારે ગંભીર તેમજ ભયાનક દમામવાલો લાગતો. હુમલો કરવા આગમજ (ગાયકવાડી દશેરાની સ્વારી વખતે થાયછે તેમ) એક બકરાનો ભોગ આપવામાં આવતો, જે બાદ રાજાના હુકમથી બધાય લશ્કરીઓ પોતાને માથે જયની વધાઈ દાખલ ફુલેરયા હારો ઘાલતા. જે શક્ષોએ તાલીમખાનાના જાહેર તમાશાવાલા મેલાવડાઓમાં સરપાવ ને ઇનામ ખાટયાં હોય, તેવાઓને પોતાની બન્ને બાજુ તથા પીઠનું રક્ષણ કરવાકાજે પોસ્તપનાહીમાં રાખીને, રાજા પોતે જવાંમરદીદાર મરદાનગીથી રણમાં ઝોકાવતો. ઝોકાવીને શોભણ શાભણના ચલેજાવ બલેજાવ ભૈયાજીની માફક તે કંઈ બે ચાર નામના સપાટાઓ ફેરવી પાછો હઠતો નહીં. પણ પોતાનાં નામનાં મ્હાતમ્યનાં જેટલી પોતાની નામનાની બુલંદી ઉડાવતો. નાહસ્તા દુશમનને મારવા સામે સખ્ત મનાઈ હતી; પણ શરણ થયા વગર સામા ઉભાં રહી ઉઠાવેલાં હથ્યારે બેડા રહેનાર સીપુરૂષોને કતલ કરવામાં કશી આંચકી કરવામાં આવતી ન હતી. જ્યારે સામાવાલા સીપાઈઓ એમ જોતા, ત્યારે તેઓ તડી ગરદનથી આગળ ધસવાની જગે પડી મુછે પોબારા ગણી જવાનું વધારે સલામત તથા ગણીમત ગણતા.

વયે પુગેલા શહેરી માટીડાઓ રાજની સેવા બજાવીને પાર પડી ગયા એમ ન હતું. તેમના કરતાં જેઓ વધારે ઉમરના હોય તેમનાથી કેલવણી શીખવાની ફરજ તેવાઓને સર હતી. દોલત જમાવવાનો લોભ, સોનાં રૂપાનાં નકામાંપણાંની સાથે લાગોજ નીષ્ટ થવાથી, તેમજ ધંધા રોજગારનું ચલણબી સાથે લાગું અટકી પડ્યાથી, સ્પાર્ટનોને ટપ્પાં લગાવવા બીજે ઘણી ફુરસત મલતી. તેઓએ લડાઈમાં પકડેલા ગુલામ નામે "હીલટ," ઘરસંસારી રાંધવા, માંજવા, કચરો કહાડવા, રાચરચીલાં સાફ સુફ કરવાનાં કામો અટોપતા; તથા પોતાના ખેડોની ફાલાની જમીન ખેડી, કોશ ફેરવી, ખેતીમાં પાણી સીંચી, મોસમ મોસમને બરના દાણા અનાજના, તથા ફલ ફરૂટના પાકો ઉગાડતા; તથા ગાય ઢોરનાં દુહઆણાં બાબતની દેખરેખ ને ઉપરીપણું કરતા. આથી ખુદ સ્પાર્ટનોને નીરાતી મલતી—પુષ્કળ વખત ફાજલ પડતો. એનાથી ઉલટુંજ બંધણ એઠંસમાં હતું. અગર એક અથાસી શહેરી ઉપર આલસુપણાનો વાંક પુરવાર થતો, તો તેને દંડી દેવામાં વીલંબ થતો નહીં. સ્પાર્ટનો તો જેમ વધુ ફુરસ્તનો માણસ હોય, તેમ તેનો મોભો મોટો માનતા. જો એથીયનનો આજના વખતના મારવાડી ખવાસને મલતા ગણયે, તો સ્પાર્ટનો આજના વખતના રજપુત ખવાસને મલતા ગણાય. સ્પાર્ટનોનું તન તથા તાકાત એવી ફુરસુદથી વધતાં.

પૈસાને દેશનીકાલ કીધા સાથ કોરટનાં બારણાં બંધ થયાં. પૈસા હોય તો

વાંધા પડે કે? પૈસા હોય તો કન્યા જાગે કે? કન્યા હોય તો કોરટ ચ્હડે કે? કોરટ ચ્હડે તો જડજનું કામ પડે કે?

કંઈ પણ કામ નહોતું, તો સ્પાર્ટનો ચકરડે વલી વાતો ચલાવતા; રંગમાં આવી નાચવટું મચાવતા; ઘોડે બેસી જંગલમાં મૃગ્યા રમવા જતા, કાં અરસપરસ કુસ્તી બાઝીને એકમેકનાં જોર કસાંમણા કરતા. ત્રીશ વરશના થવા સીવાય તેઓ બજાર હાટ કરવા જઈ શકતા નહીં. એ ઉમરે દેશની લશ્કરી નોકરીમાં તેમનું નામ દફતરે ચઢતું; જે પછી તેમને ચાલીસ વરશની લાંબી મુદત સુધી લશ્કરી સેવા બજામણમાં મશગુલ રહેવું મવસર થતું. એટલી મુદત જેઓએ ગાળી હોય, તેમને તે પછીથી લશ્કરી સેવામાંથી મુકત કરવામાં આવતા. કદી જઇફ આદમીઓ વઠીક બજારમાં ઘણો વખત રજલતા જણાતા, તો તેમને સારાં આસામીમાં ખપાવવાની જગે "વીઠી પરનાં નંગ" તથા "અલફાતું નવ" એવાં એવાં શરમીંદગી સંપાદક વીશેષણોથી તેમને વીશે વ્યાખ્યાયીકાઓ થતી.

મનના સાંકડા ન હોતાં સ્પાર્ટનો પ્રૌઢ વીચારના લોક હતા. તે એટલા ઉપરથી માલમ પડશે કે, ત્રણસો સભાસદોવાલી રૈયતની મંડલી (ઈફોરી) માં બીરાજવા સારૂં નેમણુંક પામવાને ઇંતેજાર એવો એક ઉમેદવાર નાપાસ થયો, તો તેથી મ્હોડું કુંઝરાવી તોબડો ચઢાવવાની જગે તે મલકાતો મલકાતો ઘરે ગયો કે "વાઉવારે મારૂં ધન ભાગ્ય! કે મારા કરતાં દેશની સેવા બજાવવા વધારે યોગ્ય એવા ત્રણસે સ્પાર્ટનો પડયા છે." અને એ આનંદખી કંઈ તમાચો મારીને ગાલ રાતા કીધા જેવો અમથા બાહેરના દેખાવનો ન હતો, પણ ભીતરની જીગ્નાસાનો—જીવતાં જીગરનો હતો. સ્પાર્ટન રાજદરબારીઓનું પ્રયોગ પ્રકણ પણ એવાજ પ્રકાર પ્રકૃત્તીનું હતું. એક વખત પીસીસત્રેટીદાસને બીજા સ્પાર્ટન સંગાથીઓ સમેત ઈરાનના રાજાના તાબાના એક હાકેમ ઉપર એલચી તરીકે રવાના કરવામાં આવ્યો. હાકેમે પ્રશ્ન કીધો કે "કોના તરફનું એલચીખાતું લાવ્યા છોજી?" પીસીસત્રેટીદાસે ઉત્તર કર્યો કે "જી, જો નીષ્ફલ થાય તો અમારી તરફનું; સફલ થાય તો અમારાં દેશ તરફનું." બ્રાસીદાસની મા આગલ કેટલાક લશ્કરીઓએ તેણીના દીકરાની બહુજ બહાદુરીનાં બહુજ વખાણ કરતાં કહ્યું કે "એના સરખી કરી બાજુનો કોઈ પુરૂશ સ્પાર્ટામાં ન હશે." એ સાંભળી તે બાઇ બોલી કે, "એમ મ કહેજો, મારા મીત્રો, સ્પાર્ટા પાસે એના કરતાં એક ચાસ ચઢ એવા કચ કંઈ ઘણી ધોરીઓ પડયા છે."

સ્પાર્ટન સીનેટમાં સભાસદો ચુંટી કહાડવાની રીત અજબ હતી. લાઈકરગસે સ્ઠાપેલી સંખ્યામાં ખુટ પડતી, કે તેનો લુમકો લુટવાને દમ બ દમ ઉમેદવારો બહાર પડતા. સાઠ વરસથી ઓછી વયના આદમીથી ઉમેદવારીમાં સામેલગીરી અપાતી નોતી. કસાકસી અપરંપાર ચાલતી. તેમાં ઝડફમાં ઝાપુ કોણ છે, કે બાજુબંધીમાં બાજુબંધ કોણ છે તેટલુંજ નોતું જોતા; પણ ડાહ્યામાં ડાહ્યો કોણ છે તે જોતા. થોડાક મુત્સદીઓને એક કાળી કોઠલીમાં પુરી મુકેલા હતા, ને બહાર સ્પાર્ટાની કુલ ખલકત

હલમલી રહેતી હતી. એક પછી એક એમ રૈયત આગળથી ઉમેદવારો પસાર થઇ જતા. તેમને પેલું બાહેરનું ટોલું તેમની લાયકાત મુજબ પછી જોશથી કે પછી આહેસ્તેથી, પછી સંખ્યાબંધ કે પછી ગણત્રીના, પણ સાબાશી અને હુરરેના પુકારોથી, વધાવી લેતા. એ પુકારોની સંખ્યા તથા તેમનું જોશ અટકલે નોંધી લેવાનું કામ પેલા મુત્સદીઓનું હતું. એવા મુત્સદીઓ કદી ઉમેદવારોને નજરે દેખે તો દોસ્તી કે ભાઇબંધીથી તેમના તરફ ઢલીને રોપોર્ટ કરે, તે થવું અટકાવવા ખાતર મુત્સદીઓ પાસે અંધારાંમાં ગોટાં મરાવતા. એમ ફાંફાં મારતાં ઘણી વેલા બારે ઘોંટાલો થતો. ત્યારે "પાસ" કરવાવાળા હાકારીઓને એક ગમ, અને "નાપાસ" કરવાવાળા નીષેધાર્થીઓને બીજી ગમ, એમ વહેંચી વાળીને ગણત્રી લેવામાં આવતી. જેને ઘણામાં ઘણી તથા મ્હોટામાં મ્હોટા પોકારની સાબાશી મલતી, તેને ચુંટી કઢાયલા દાખલ જાહેર કરવામાં આવતો. પછી તેને ગળામાં ફુલનો હાર પહેરાવતા, ટીલા ચાંદલા કરતા, અને સ્ત્રીઓ તથા મરદો તેની પુઠલ નાચરંગ કરતાં તથા ગરબા ગીત ગાતાં સરઘસના આકારમાં જતાં. તેના સઘળાં સગાં સંબંધીઓ તેને મીઠું મ્હોડું કરવા તથા સગન કરવા તેડતાં. તે વેલા કહેતાં કે "માફ કરજો, આય આપણાં ગરીબ ગામથી તમારા જોગું કંઈ લાયક બન્યું નથી. તમે અમુને આબરૂ આપી તે જાણે અમારા ઉપર મ્હોટું હેશાન કીધું." એ પછી તે રૈયતની સમસ્ત અંજુમનની પંગતે ધારા પ્રમાણે જમવા બેસ્તો. ત્યાં તેનું એક ભોણું કરવાની જગે તે દહાડે બે ભોણાં તેના આગલ રૂજુ કરતા. જેમાંનું એક તે જમતો, અને બીજું પોતા સાથે લઈ જઇને દરવાજા બાહેર ઊભેલી પોતાની ઓલખીતી સ્પાર્ટાણીઓમાં જેણી વીશેથી તેને વીશેષ માન હોતું તેણીને આપતો. આથી કરી પેલીની બે પાંસલી વધતી, ત્યારે પેલી બીજી બૈરીઓ તેણીને મંગલ ગીતના સુસ્વરોથી વધાવતી વધાવતી ઘેર મુકી આવતી.

જે શહેરીઓ રણનાં મેદાનમાં નામ ઉઠાવતા ઉઠાવતા મરણ પામ્યા હોય, તેમની લાસને રાતા રંગનાં કફનમાં લપેટીને ભુમીદા ડાટતા. જે ધણીઓ લડાઈમાં જવાંમરદીની બુલંદીએ પુગી પ્રાણ છોડતા, અગર જે ઓરતો ધર્મના અતી પવીત્ર ઓહ્દાઓ બજાવતાં મરણ પામતી, તેમની ઘોર ઉપરજ યાદગીરીના સ્થંભ ઉભા કરી લેખ કોતરવાનો રવૈયો સોંખ્યો હતો. અગ્યાર દીવસ તલક શોક પાલવામાં આવતો, બારમે દીવસે દેવતા જોગ રસોઈ ધરાવતા, અને પછી શોક છોડતા. (એ રસમો હીંદુ લોકની રસમોને મલતી આવે છે. પારસીઓમાંના ચેહારમ અને દશમાંની ક્રીયા ક્રમ એને મલતીજ જણાયછે.)

મુઆંઓ વીશે ધારા કર્યામાં લાઈકરગસ જીવતાંઓ ભુલ્યો નહીં. તેણે એસ્કી જીવડા ફાંકડા જેવા હલકા ને ટચાક પરદેશીઓને પોતાના મુલકમાં આવતાં મને કીધા; તેમજ સ્પાર્ટનોને મને કીધી કે પારકે મુલક પ્રવાસ જવુંબી નહીં ને પારકી પત્રાજી શીખવીબી નહીં. નવાણુંમાં જૈયે નહીં, ને નવ ઠીક બાઈયે નહીં. પણ કોઈ ગ્નાની

કે શાણા દાના પરદેશીઓ આવતા, તો તે તેમને રહેવા કરવાની પરવાનગી આપતો, એમજ નહીં પણ સાથે લાગો શહેરીપણાંનો હક બક્ષીને તેના ફાલાની જમીનની હીસ્સેદારી પણ આપતો.

થોડાક દાહેકાની વાત ઉપર અમેરીકામાં ગયલા હબસી અને ચીના મજુરોએ એકસંપી કરીને બંડ જગાવવાના જેમ દ્રષ્ટાંતો છે, તેમ લાઇકરગસનાં વખતના "હીલટ" નામના સ્પાર્ટન ગુલામોએ તેમના શેઠ લોકના શત્રુ મીસીન્યનો સાથે મલી જઇને એક એવું આફતનાક તોખલ જગાડ્યું હતું કે તેની રીતેબાજીમાં આખી સ્પાર્ટન વસ્તી ફનાહ થઇ જવાની વકી હતી. આથી ક્રોધનાં ક્રમમાં વીકાલ ઝાલે સલગી ગયલા સ્પાર્ટનોએ એવું પ્રકરણ કર્યું કે દર વરસે એ હેવાન ખસલતના "હીલટ" લોક પર એક લડાઇ કરવી. તેમાંના જેટલાને જીવથી જાયાં થાય તેટલાને જીવથી જાયાં કરવાં—જેટલાના હાથપાંગ ટોડી લંગડા લુલા થાય તેટલાના હાથપાંગ ટોડી લુલા લંગડા કરવા. એ અવસર પછીથી "હીલટ" લોક હેવાનને ઠેકાણે ઢોર જેવા ગણાવા લાગ્યા. કુત્રાંનાં ચામડાંની ટોપી, ને મેંઢાનાં ચામડાંના અંગરખા, પહેરવાનોજ તેમને હુકમ હતો. કાંઇ પણ વીદ્યા હુન્નર શીખવાની, કે કેલવણી લેવાની, તેમને મજબુત બંધી હતી; કાંઇ પણ રીતનું સારૂં અને સ્તુતીપાત્ર કામ વટીક કરવાની તેમને આણ હતી. રોજરોજ તેમને મુસ્કેટાટ કરીને ચામડાંના જેરબંધથી ફટકાવવામાં આવતી વખતે તેમની ગુલામગીરીનો એકરાર તેમને મ્હોડે બોલાવવામાં આવતો. ગાળે ગાળે જુવાન સ્પાર્ટનોને બરછીબંધ ને ખંજરબંધ કરીને તેમની ટોલકીઓ ખટકે ખટકે છુપાડવામાં આવતી. તેમના હાથમાં જે "હીલટ" આવતા, તેમનું પેટ તે તેમનાં ખંજર ને બરછીનું મ્યાન બનતું. "ઇફોરી"ની રૈયતસભાની ચુંટણી થઇ રહેતાં વેત, તેમનું પેહલું કામ તો "હીલટ" લોક સામે જંગ જાહેર કરી કાપાકાપીથી પોતાનું રાજપ્રકરણ શરૂ કરવાનું હતું. વળી એ ગુલામબચ્ચાઓને તેમના શેઠો ખાસ આસમાસ દારૂ પાઇ છાકટા કરતા. તેવી હાલતમા તેમની પાસે એંઠવટાલના ગીત ગવડાવતા, તેમજ નફટ અજીઠા ઊંધાડા ચાળાચેષ્ટા કરાવતા. તે રકાસ અને ઢેડફજેતો પોતાનાં બાલબચ્ચાંઓને દેખાડીને તેઓ છાકટપણાં સામે, તથા વીષયી વીકારના જુસ્સાઓને હદથી બેહદ લગામ આપવા સામે, અસરકારક બોધ દેતા.

પોતાના આવા સર્વ સારા કાયદાઓને અમર્ગ કરવા ખાતર લાઇકરગસે એક ફંદાબાઝ યુકતી કરી. તેણે આખાં રાજનાં સર્વ આસામીઓને કસમ આપ્યા કે ડેલ્ફી ખાતેનાં સુર્ય દેવનાં ડેહરાંમાં તે કંઇક મહાભારત મતલબ સારૂં જાય છે, ત્યાંથી પાછો ફરે ત્યાં તલીક સ્પાર્ટનોએ કદી પણ એ કાયદાઓમાં સહજ સરખો ફેરફાર વટીક ન કરતાં તેમાં બતાવેલાં બંધણો પ્રમાણેજ વરત્યા જવું. સર્વેએ એ આગ્ના માન્ય કરી કઠણમાં કઠણ કસમ લીધા કે તે ડેલ્ફી ગયો. ત્યાં સુર્ય દેવને પોતાના શરીરનો ભોગ અર્પણ કરી પ્રાણ ત્યાગ્યો. એથી તે પાછો તો ફર્યો નહીં. એટલે સ્પાર્ટનોએ, અને તેમની આલઓલાદની સત્તર પેઢીઓએ, પાંચસો વરસ સુધી તેના કરે-

લા કાયદા પોતાના કસમની સરત મુજબ પાલ્યા. પછીથી તેમને મુલકગીરી કરવાનો મનસુબો થયો. ત્યાંથી તેઓ ચેહન આરામ શીખ્યા; તથા તેની શહતમાં લાઇકરગસે નીર્માણ કરેલી કવાયદ ભુલ્યા. હ્યાં તેમની ખરાબીનું બી રોપાયું.

કોઈ કહે છે કે લાઇકરગસે ખ્રીસ્તીઓની લેંટ, ઈસલામોના રોઝા, તથા હીંદુઓના અપવાસની પડે "ફાકા" પાડીને આત્મઘાત કર્યો હતો. એટલે કે ચાલીસ દીવસ સુધી વીના અન જળે નકોરડો અપવાસ કરીને તેની સમાધીમાં પોતાનો આત્મા ઉઠાવી કૈલાસમાં ગયો હતો. હ્યાં પણ તેના યોગની એક વધુ અને ઉમદા સાબેતી છે. કવીઓ કવીતામાં કથી ગયા છે કે ફકત સીંહના ચર્મનાં એક બખરેબઆન ભર તથા હાથમાં એક ડીંગોલાં ભર પીલતન હરક્યુલીસ આખી આલમનાં હકતેખાનો ટોડી વલ્યો હતો, તેમ એટલું તો ખરૂં છે કે સ્પાર્ટનો એક ગોળ દાંડાથી આખી આલમનાં લશ્કરને ત્રાસમાં રાખતા. એ દાંડાનો મજકુર એમ છે. સ્પાર્ટન રાજસભા, એક સરખાં કદનાં બે "રૂલર" અથવા ગોળ આંકણીના જેવા જોડયા દાંડાઓ બનાવતી. એક પોતા પાસે રાખતી; એક પોતાના જંગ પર ગયલા સરદારને હવાલે કરતી. કશો હુકમ પેલા સરદાર પર રવાના કરવો હોય, તો પહેલાં પોતા પાસેની આંકણી પર ચર્મ પત્રની એક ઘણી સાંકડી પાતલી ચીપ બરાબર કોરેકોર મેલવતા જઈને વીટાળતા. પછી તેવાં ગોળ વીટાળેલાં પર પોતાના હુકમો લખતા. પછી તે ચીપ ઉખેડી નાખીને તે ફકો સંદેશા દાખલ સરદાર પર બીડીને મોકલાવતા. સરદાર તે લઈને પોતાના દાંડા પર વીટાલતો, અને શો મજકુર છે તે વાંચી અમલ કરતો. જ્યાં લગન તે પત્રીકા દાંડા પર ચઢાવી શકાતી નહીં, ત્યાં સુધી તેમાંનો એક બોલ વટીક ઉકલવો મુશ્કેલ પડતો, એટલી તે ચીપ સાંકડી રહેતી. એ રૂલરને "સાઇટેલ" કેહતા.

સ્પાર્ટનોએ લાઈકરગસની ઈઘાણીમાં એક દેવલ બાંધી ત્યાં તેની મુર્તીને પરઠી, તથા જેમ દેવતાઓને ભોગ આપે, કે અર્પણયત અરપાવે, તેમ તેને સર્વ રીતે અર્પાવતા. કહે છે કે જ્યારે તેનું મડદું એ દેવાલયમાં ડાટવા માટે લાવીને તેને માટે તેયાર કરેલી જગ્યામાં મુકયું, કે એકાએક વીજલીનો ચમકારો આકાશથી આવી તે મડદાંને લાગતોજ કે હમેશગીની પવીત્રતા આપી પાવન કરી ગયો. વલી એક વૃતાંતનવેશ એમ પણ લખી ગયો છે કે આત્મ ત્યાગ કર્યાં પછી તેનું શરીર મસાણમાં ચેહ ભડકી બાળી નાખવું, એવી વશ્યત લાઈકરગસે કીધેલી હોવાથી તેના મીત્રોએ તે મુજબ અમલ કીધો હતો, કે રખે તેનું મુએલું શરીર સ્પાર્ટામાં જતાં સ્પાર્ટનો પોતે ખાધેલા કસમમાંથી તેમને મુકત થયલા માને, અને તેથી રખેરે તેણે માહ કષ્ટે રચેલું રાજબંધણ પાયમાલ થઈ પડે. બીજું અનુમાન એમ જાયછે કે વીજલી લાગ્યાથી તે શરીર ભષ્મીત થયું હોય.

# યોગ પ્રયોગ ક્રમ પ્રક્રણ.

**યોગ પ્રયોગનાં ક્રમ પ્રક્રણનું** આરંભણ કરતાં, અમે તે મ્હોટા "ૐ" ને નમ્યે છીયે, તેના ચરણ શરણે અમારૂં શીશ વંદન કર્યે છીયે, તેના નામ પર અમારો અલ્પ તથા તુચ્છ કે કુચ્છ બીસાત જેવો પ્રાણ કુરબાન્યતમાં અર્પણ દીજ્યે છીયે. કામ તારે મોટું છે; શક્તી તારે નાની છે. વીશય તારે વીસ્તારવાળો છે; કલમ તારે ક્ચીમર્ઇ જેવી છે. અમે જે અત્રે લખ્યે છીયે તે ના કે કોઈ મદોન્મત્ત ગર્વમાં પ્રફુલ્લીત થઇને; પણ વીદ્વાનોની સમક્ષ સુચણા રૂપે અમારા નાકેસ વીચારો રૂજુ કરવા ખાતર ખશુશ. એમાં ગફલતીઓ રહી ગઈ હશે, તો તે સુધરાયલી જોવાને અમ રાજી થઇશું.

યોગ બીશેની બીના સહજ સમજાવવાને અમે લાઇકરગસની જીંદગીના હેવાલમાં કબુલાત આપી છે. સરલ બાશામાં સમજ પડતી હપૈની એ વીશેની કોઈ કીતાબ ગુજરાતી ગ્રંથ સંગ્રહમાં હોતી અમને સંભવતી નથી. એ વીશે સંસ્કૃતમાં પુષ્કલતા પડી છે; ઝંદમાં ઓછી પુષ્કલતા પડી નથી. આરબીમાં પણ કંઇક છે. લાઇકરગસ યોગી હતો, તથા હીંદુ વૃત્તીનો હતો, એમ અમે અંદેસો કરી આવ્યા છે. પણ અંદેશો તે ફક્ત અંદેશો છે. તે કેટલે દરજજે ખરો છે તે સુજ્ઞ વંચવૈયાંઓએ સમજી લેવું. યોગ પ્રયોગનાં ક્રમ પ્રક્રણને આ "પરાક્રમ નામાં"માં દાખલ કરવા કીજેથી એક બીજી શાહદત છે. પરાક્રમી પુરૂશો હમેશ યોગ ચઢાવેલા આસામીઓ હોય છે. તેમને કપાળે યોગજ્ઞાનની દીપકમાળાનું તેજસ્વત હમેશ ચલચલતું હોય છે. રાજદ્વારનાં વીચારવંત સીદ્ધાંતોમાં તેમનો આત્મા શરીરમાંથી સેરવાઇ જઇને કપાલનાં મધ્ય બીંદુમાં બરાબર એકત્ર ઐકયમાં ઠરે છે. આ પ્રક્રણ વાંચ્યાથી કે વંચાવ્યાથી ભક્તીભાવ પર આસ્થા રાખનારાં જે આસ્થીકો હશે તેમની ભાવનામાં વધારો થશે; જે નાસ્તીકો હશે તેમને પણ તેમના પરવરતાવનારનો કંઈક ખ્યાલ આવશે. તેથીને હે સુશીલ અને હે સુલક્ષણી શ્રોતાજનો, તથા હે શૌભાગ્યવંત ભગીણીઓ! અમારી વીન્વતા તમને એમ છે કે તમે એક ચીતે અને એક લક્ષે આ પ્રક્રણ વાંચો, વંચાવો, સમજો, સમજાવો.

યોગવાલો યોગી તે કોણ? "છે"નું જે "નથી" તેમજ "નથી"નું જે "છે" તે જોઈ, સાંભળી, લાગવી, ચાખી, સુંઘી શકે તે યોગી. ગુપ્તતામાં છુપાયલી ગુપ્તતાને પણ જે આત્મજ્ઞાનથી પામી જાય; અણદીઠપણું જોઈ શકે, ખાલીપણું લાગવી શકે, ચુપકીદી સાંભલી શકે, ફોકટતા સુંઘી શકે, અમથાપણું ચાખી શકે;—આત્માના ઉત્તમ યત્નથી એવાપણાંને જેઓ પુર્ણ પોંચેલા હોય તેમને તે યોગી કહીએ. ઇષ્ટ દેવનાં

સુક્ષમનું પણ સુક્ષમ ગણો, કે ગમે તેની પ્રૌઢતાની પણ પ્રૌઢતા ગણો, તો તે આત્મા છે. એ સુક્ષમ કીંવા પૌઢતા જ્યારે પોતાના અસલપણાં સાથે મળવા ચાહે છે, ત્યારે તે આ મળરૂપ, જડરૂપ, કેદરૂપ દેહનાં બંદીખાનામાંથી ખલાસી પામવાને અનેક યત્ન કરે છે. પ્રથમમાં તો દેહને લગતી વલગતી પંચેંદ્રીય શકતીઓ પર કાબુ મેલવીને તેમને તે વસ કરે છે. તેમ કીધા પછી વગર શત્રુનો રાજા જેમ વગર હરકતે પોતાના અમલની દુવાઈ વર્તાવે છે, તેમ તે દેહના પીંડ ઉપર પોતાની સ્વતંત્રતાની આણ વરતાવે છે. લોખંડ રૂપ સીક્કલ ધરાવતા, પ્રતીમા પૃકૃત્તીમાં કાળાટ કરતાંએ કાળા, એવા જે સખત કલીયુગને ગઇ ફાગણ શુદ એકમે ૪,૯૮૭) મું વર્ષ બેઠું, તેના સરખા હાદેસા ભરેલા જમાનામાંબી તે પરમ કૃપાલુ ઇષ્ટદેવે આત્માની મુક્તી મેલવવાનું ઉમદા સાધણ આપણ સમાન માયાવે પ્રાણીઓને કાજ દીધું, તેને તે સાહેબની રેડેલી અગણીત તોફા બક્ષીશોનાં તોફાપણાંમાંબી તોફા, એવી અલૌકીક બક્ષીશનું સાધણ આપણે માનવું.

તબક્કા પર તબક્કા ચઢતો જતો આત્મા શુરૂઆતમાં તો પોતાનું પોતાવટપણાંનું પાણી પીછાણી લઈ સ્વગત સંવાદ કરવા શીખે છે; પછીથી હૈયાતીધાર અન્ય પ્રાણીઓ વીશેથી તે તેમ કરે છે; પછીથી ભુત ભવની વીટંબણાંમાં અટવાયલા આત્માઓસે તે સંભાશણ કરી શકે છે; પછીથી ભવીશ્યયી ચલણના ધાડા સંબંધમાં ઘટ થઈ તે હવે પછીનું આવતું સાર અસાર જોઈ તથા જાણી શકે છે; પછીથી તે મહાત્માઓની સંફમાં આમેજ થઈ તેમના સમાન બલ વાપરી શકે છે; પછીથી તે વધીને તથા ચઢીને દેવતા મંડલમાં મચતો કે દેવતાઈ શકતીને બર આવતા કર્મ જોગ તથા ક્રીયા ભોગ કરી કીંવા કરાવી શકે છે; પછીથી તે આતશની ગરમીનો અને વીજલીક રોશનીનો, અંદરખાનાંમાં, સાતમે અંગ્રે અંગોલ કરીને, પોતાના પ્રાણના પણ પ્રાણ જેવાં અસલપણાં સાથે, એટલે કે પોતાના ઇષ્ટદેવ સાથે ભળી જઈને, જ્યાંથી આવ્યો ત્યાં જાય છે; જેવો આવ્યો તેવો થાય છે; અને જેનાં અંશથી તે અંકીત છે તેના અંશ બરાબર પોતાને અંકીત કરે છે. એવો થયાથી તે સાક્ષાત ઇષ્ટદેવ સમાન આખાં બ્રહ્માંડમાં ચાહે ત્યાં કૃલદ્રુમતા પ્રગટ કરે છે, ચાહે ત્યાં કીનાખોર નાશનો ત્રાસ ત્રાસે છે.

આકર્ષણ ક્રમનાં અનુક્રમથી આત્મા એમ પટ્ટી પર પટ્ટી, પંકતી પર પંકતી, અને પાયરી પર પાયરી, ચઢતો જાય છે. શરીરી વીજચુંબક ખેંચાણ શકતી સાથે એ આકર્ષણ યોગનો નીયમ અતલગ નીસ્બત ધરાવે છે. એ શકતીને માર્ગે પડેલા આત્માને, તેના ઇષ્ટ દેવ સોડે જઈ મલવાનો સીધો ધોરી પંથ હાંસલ થાય છે. વળી એર્યામેર અમીતપ તથા સુર્યતપ સદરહુ શરીરી વીજચુંબક ખેંચાણ શકતીને તાણીને બાહેર આણે છે; અગર તે સુસ્તીમાં મંદ મારી ગઈ છે તો તેને સચેત સજીવણીમાં અંશયુકત કરે છે. પારસી શાસ્ત્ર પ્રમાણે અમી દેવ તે તેમના ઇષ્ટ દેવ "અહુરમઝદ"નો પુત્ર છે—"આત્રો અહુરે મઝદાઉ પુથ્ર." હીંદુ શાસ્ત્રમાંબી તે એટલો મા-

નીતો છે કે તેમનાં ઈષ્ટ દેવ "મહાદેવ" અથવા સદાશીવ શંકરનાં મસ્તક મધ્યે તે ત્રીજાં લોચન તરીકે બીરાજે છે—કે જે બંધ રહેતું લોચન ઉઘાડીને ક્રોધથી કામદેવને તેઓએ ભષમ કીધો. તપમાં કામીલાપણાંની ખલલ શું સેવટ લાવે છે, તેની આ બોધકારક દલીલ છે. જે તેજ અગ્નીમાં રહ્યું છે, તેજ તેજ સુર્યમાં રહ્યું છે. કુદરતી તપ સુર્ય છે, સંસારી તપ અગ્ની છે. રાતના વખતમાં કે વર્ષારતુમાં સુર્ય છંવાયો હોય છે, ત્યારે આ શ્રૃષ્ટીપર તેની ગરજ અગ્ની દેવ સારે છે. તપનો તત્વ, સદા કાયમ હતો, સદા કાયમ છે, સદા કાયમ રહેશે.

તપ ચઢાવી યોગ માંડી બેઠેલામાં એવી રીતે કપાલને મધ્યબીંએ આત્મીક ચૈતન્યનું સુક્ષમ એકત્ર ઐકયે સ્થીર દ્રઢતામાં જમ્યું જોયે. ભીત્તરમાં એ, અને ભીત્તર બાહેર વા અગ્ની તત્વ વા સુર્ય તત્વનું સુક્ષમ, એકત્ર ઐકયે સ્થીર દ્રઢતામાં જમ્યું જોયે. એ બે ઐકયોનાં અંશ મેલવીને તેમના સમાગમના પ્રયોગથી એક નવું ત્રીજું ઐકય બન્ને બીંબની ધાર ખેંચી જન્મ પામવું જોયે, કે જે યોગના બાણરૂપ સાધણ જાણવું. એવો બીંબોબીંબનો સમાગમ તેનાં ધટ્ટપણાંમાં ધાડો મુચ્યો હોય, તેવારે તે તપશ્વીનાં પોતાનાં તપાંતથી છુટે તે આગમજ તેમાં હરકત થઈ તો, આત્માંશ અને રોશણીમા રેલાનો કીરણાંશ તડકવે તે વીજરૂપ બાણ આડો તેડે ફટકી હરકતખોરને કારી થાય છે—જેમ ઉપર આપેલો કામદેવનો દાખલો, જેણે મહાદેવના તપ પ્રયોગમાં હરકત કરી.

તપોબલથી મગજમાં સમાવી ચઢી તેજ, શકતી, અને મહાતમ્ય, આત્મામાં આપમેળે વધે છે. એ મહાતમ્યનું ગુમાન, પેલા છ છંદી તથા વીષયી વીકારો, કામ, ક્રોધ, મદ, મત્સર, લોભ, મોહથી તદન એલાહેદું છે. એને તો પવીત્રતાની શુદ્ધતાથી ગ્રહણ થયલું આકાશી વીર્ય સમજવું, કે જેનાં વીરપણથી શરીરી વીજચુંબક ખેંચાણ શકતીને માર્ગે આત્મ સ્વારીનું ચાલવું થાયછે. "અ:મ" અથવા "ૐ"ની ત્રણ માત્રા વાલા પ્રથમાક્ષરનો જપ પાઠ કર્યાથી, તેને અને તેનાં રૂપાખ્યાનોને ગાથારૂપ કે શ્લોકરૂપ ગાયાથી, એકાગૃહ ચીતે જ્ઞાન માર્ગથી ઈષ્ટ દેવનું સ્મરણ લીધાથી, રોશનીનો તાર આત્મા સાથે, અને આત્માનો તાર રોશની સાથે, પેવંદ મેલવીને જોડી દીધાથી, યોગનું ચઢવું થાય છે. મોટમોટેરા પારસી યોગીઓમાં આએદાન આએદ, દસ્તુરાન દસ્તુર, અને કયસરાન કયસર સરીખા જગતજનના દાખલા છે:—સ્પીતમાન જરથુસ્ત, અરદાય વીરાફ, આદરબાદ મારાસ્પંદ, પશોતન, ગુસ્તાસ્પ, પોરૂશસ્પ, આઠવ્યાન, વીવંઘ્રહાન, કયકોબાદ, કયકયસર, વગેરેના દાખલા અહુરમઝદ યષ્ટ, હોમ યષ્ટ, આફ્રાં યષ્ટ, વીગેરે અવસ્તાશાસ્ત્રમાંથી અને પેહલવી તથા ફારસીમાં રચાયલાં જરથોસ્તી ક્રીયા પ્રકરણોમાંથી મલશે. હીંદુ યોગીઓમાં દેવો, રૂશીઓ, રાજાઓ, વગેરે એ.તપ કર્યાના દાખલા વેદાદી પુરાણાદી પુસ્તકોમાંથી પ્રકટ થશે કે મહાદેવે, બ્રહ્મદેવે, વીશ્નોવતારે, રામચંદ્રજીએ, અગસ્ટીએ, વીશ્વામીત્રે, દુર્વાષે, કેમ અને કેવા કઠણ ક્રીયાના જપો કર્યા, જુગોના જુગો સુધી, વખતના પણ વખતો સુધી.

સઘલા પારસી કે હીંદુ બ્રાહ્મણો, અથવા સામાન્ય વ્યાખ્યાએ બોલતાં, આર્ય બ્રાહ્મણો નામે, તપશ્વી ખરા. કેમકે સુર્ય અગ્ની વીધીથી કામ લેવા વના તેમના છુટકજ નથી. વેદમાં કહે છે કે ૐ બોલ તે કેવલ પ્રથમતા છે. અહુરમઝદ યશ્તમાં કહે છે કે "અ:મ" તે કેવલ પ્રથમતા છે—ફ્રખશ્ટોયે નામ અ:મ. અહુરમઝદ અથોરનાન છે તેમના પોતાનાજ બોલોમાં "આથ્રવન નામ અ:મ"; મહાદેવ પણ મોટા યોગી, મોટા તપશ્વી, અને માટે મોટા બ્રાહ્મણ છે. દુષ્ટ દૈત્યોને નહશાડવાનાં જેટલાં એજમતી બરફ્કતનાં જાતી ને સેફાતી નામો અહુરમઝદે કહ્યાં છે તેમાં અ:મ બોલ તે સર્વ નામો પુઠે જોડેલોજ રાખ્યો છે. એ નામો અહુરમઝદ યશ્તમાં એક ગમ વીશ અને બીજી ગમ બાવન મલી, કસ્તીના તાર તથા યઝશનેના હાની સંખ્યા જેટલાં બોતેર કહ્યાં છે. એ નામો અવસ્તામાં એક કહીંએ ૧૦૧ લખાણાં છે; માળામાં અનુલોમ અને પ્રતીલોમપણે સ્થાપન કરેલા પચાસ અક્ષરોને બેવડતાં અને ઉપર સર્વોપરી ૐ ગોઠવતાં મહાદેવને કાજે બી (૧૦૧) ની સંખ્યાજ થઈ રહેછે. વળી અહુરમઝદની શકતીઓની સીફતવાલાં નામો ત્રીજે કહીંએ (૧૦૦૧) લખાયાં છે; મહાદેવને એટલાજ હાથ અથવા શકતીઓ હોતી હીંદુ શાસ્ત્રોમાં લખાણી છે. એ નામોનાં મનન, ચેનન, રટણ, અધ્યયન, અને પ્રીછણથી યોગનું ફલ પ્રાપ્ત થાય છે.

દેહમાંથી આત્મા ઓકી કાઢી આકાશ માર્ગે પ્રદીક્ષીણા કરવાના દાખલા હીંદુ યોગીઓ સંબંધીથી છે; તેમ ઝંદ, પાઝંદ, પેહલવી, ફારસી પુસ્તકોમાં સમજાવેલા તરીકત અને મારફતના કાયદાઓથી જરથોસ્ત, ગુસ્તાસ્પ, અરદાય વીરાફ વગેરેએ એવાજ યોગનો અલેખ જગાવેલો મલી આવે છે. દશે દીશાએ એટલે ઉત્તર, દક્ષીણ, પુર્વ, પશ્ચીમ, અગ્ની, નૈરુત્ય, વાયવ્ય, ઈશાન, ઉપર, અને નીચે, સર્વ વ્યાપકાંગ રાખનારા; તથા એક હજાર ભુજમાં એક હજાર શકતી રાખનારા; હીમાલ્યા પર્વતને પોતાની ધનુશના એક બાણ દાખલ મારનારા; તથા આકાશ, પાતાલ, અને પૃથ્વીની ત્રીભુવનને પોતાનાં અનહદ મુખમાં પાનની એક પટ્ટી માફક રાખનારા; સ્વામીઓના સ્વામી અને નાથોના નાથ મહાદેવે, તેમજ તેમની પાછલ લાગા જે માનવ મહાત્માઓ દેવપણાંપદને પામ્યા તેઓએ, જેમ પોતાનાં તપો પર્વતની ગુફાઓમાં કે નદી કીવાં દરયે કીનારે સુકી રેતીવાલા બરશ્નુમગાહમાં એકાંત ચુપકીદી અને સ્થીર શાંતતા વચ્ચે કર્યાં હતાં; તેમજ પારસી તપોવનો અલબરઝને શીખરે, કે વીદાયતીને કાંઠે, એહુનને ફ્રેઝરેવરકષ ઈત્યાદીને કીનારે રચાયલાં હતાં. રોઝે આખર, કે જેને રસ્તાખેઝ અથવા કયામત તરીકે પણ ઓલખવામાં આવે છે, ત્યાં સુધીનો તપ ચીચસ્તે ગુફામાં કરતા પવીત્ર પશોતન ગુસ્તાસ્પ, અને કયકયસર શ્યાવક્ષ બેઠા છે; તથા અપવીત્ર ઝુહાક તાઝીનો આત્મા દમાવંદ કોહ પર એવી તોજશી તપમાં સર્વકાળ બેઠો રહ્યો છે. તપનું બળ અપાર છે. દુષ્ટ તુરબરાતુરે આતશબેહરામમાં તપ કરતાં ખલલ કર્યાથી જરથુસ્તે તેના આંગ પર તપની તસબીર મારી કે તે ઘડી ને તે જગે તે નાપાક બલી ભષમ થઈ ગયો હતો. તપનાં વરદાનથી સાવકી મા સોદાબાએ રચાવેલી ગગન સુધીની

અગ્નીની ચેહમાંથી શાહઝાદો શ્યાવક્ષ સલામત પસાર થઈ ગયો હતો. એજ શાહઝાદા ને ઝબુન રીતે ઝબેહ કરનારાઓ, તેણે મારેલા આપથી રખડતા રઝલતા થઈ, આખી જીંદગી સુધી મારેલા, હારેલા, ટુટેલા, સીકસ્તે હાલ બનેલા, અને ગરદા પેચ થયલા થઈ સેવટે તેજ રીતે જબેહ થયા હતા. તપનાં બલથી આત્માની સમાધી કપાળમાં ખેંચી લઈ દસ્તુર આદરબાદ મારાસ્પંદે સાત ધાતુ તાવેલી ખલખલતી ડેગ પોતાનાં આંગપર ઓઠી હતી, તેથી તેમનાં કપડાંનું એક રૂવાંટું વઠીક ન બલતાં તેમની કાયા શુદ્ધ કંચન બની હતી. તપોબલથી જમશીદે પોતાને ને પોતાની રૈયતને દીર્ઘાયુશ કીધી હતી; ફકત તપથી તેણે ત્રણ ત્રણ વાર દરચો હટાડી આખા ખંડ ને ખંડ જેટલી જમીન વધારી હતી; તપથી તેણે ચરંદાં, પરંદાં, ને દરંદાં જાનવરોની તથા આકાશની અપસરાઓની અને પાતાલની પરીઓની પાદશાહી મેલવી હતી. તપથી કરીને કેકોબાદ ઈરાન જેવા મુલકોના સરદાર મુલકની સુલતાનત પામ્યો. મોનાજાતને નામે ઓલખાતી બંદગીની તપ કરી કેખશ્રુ પાદશાહ ને જેહાંપેહલવાન રૂસ્તમ લડાઈધા પર જતા તો પીરોજગરી મેલવ્યા વગર પાછા ફરતા નહીં. હીંદુ દાખલાઓ જોતાં, તપથી ભક્ત સેવક નરસી મેહતાની હુંડી તેના સ્વામી કૃષ્ણ ભગવાને સીકારી તેની આંટ જાલવી, તથા તેઓએ ને દેવતાઓએ પીલાં પીતાંબરો પેહરી નરસીની દીકરીનાં લગનની ન્યાતમાં અમીફલ જેવાં પદાર્થનાં પકવાનો અને દેવતાઈ અમરત સરખાં પ્રવાહીઓની રસોઈ પીરસી. હીંદુસ્તાનનાં તપોવન ધામોમાં હીમાલ્યો, આબુ, વીંધ્યાચલના ડુંગરાઓ તથા ગંગા, જમના, ગોદાવરી, નર્મદા અને મહીના તીરો જાણીતાં છે. એવા સાધણોમાં તપ કરનાર વીશ્વામીત્રે દમના એક લેહઝામાં હરીશ્ચંદ્ર સરખા પૃથ્વીપતીને રખડતો ભીખારી કરી દીધો; શની ગૃહની ચેષ્ટા કરનાર વીર જીતનારો વીર વીક્રમ હાથ પગ વનાનો લંગડો પાંગલો તેમજ રાજકાજથી ખરાબખાસ્તે થયો; તપોબલથી રાવણે ઐશ્વર્યતાને આત્રીન કરી પરમેશ્વરના અંગના ખાસ અવ્યય જેવી પ્રસન્નતા પામેલા રામચંદ્રજીની વહુ સીતાનું હરણ કીધું; નીરદોશ અને વગર પાપવાલાં બાલક ધ્રુવના તપથી આખું ઇંદ્રસ્થાન કંપ્યું.

કેલચાસ, એચીલીસ, ને ઈન્યાસ જેવા ભવીષ્યજ્ઞાતા, રૂઈનતન, ને દીર્ઘાયુષ ઓમર કવીની દંતકથામાં કલ્પાયા છે તેનો ભાસ, જરથોસ્તે ઈજશનેનાં યજ્ઞયી તપોબલથી બલીદાન નૈવેદ આરાધીને ગુસ્તાસ્પને શરાબ પાઈ જીવતાં જીન્નત દેખાડચું, અસ્ફંદયારને દુધ પાઈ રૂઈનતન કીધો, પશોતનને દાડમ ખવાડી અમર્ગ કીધો, અને જામાસ્પને ફુલ સુંધાડી ભવીષ્યજ્ઞાતા કીધો, તે ઉપરથી લેવાયો કાં ન હોય? વીદાયતી નદીને કીનારે તપ કરતાંથી જરથુસ્ત ઐશ્વર્ય જ્ઞાનને (આત્મ જ્ઞાને) પામ્યા, અને તે જ્ઞાન ગાથાનાં છંદવાલી કવીતાઓને મલતાં ભાશાણોથી તેઓએ આલમમાં આશકારા કીધું.

સ્ત્રીઓ પણ તપ કરી તાપસી થઈ શકે છે. ગંગા સરખી અધમ ગણીકાએ તપ કર્યું. વેશ્યાપણાંના વીકારી વીષયો વીર્યનું વીષ મરી ખપ્યું હોવાથી તેણીએ મ્હોટો યોગ ગ્રહણ કીધો. મહાદેવે પ્રસન્ન થઈ તેને શીશ પર ચઢાવી નદીના રૂપમાં

બદલી નાખી તેનો એટલા બધાં વરદાનથી દરજ્જો વધાર્યો કે ફકત એણીનાં નામનું સ્મરણ કીધાથીજ કોટી પાપોમાંથી મુક્તી મલવાનો સંજોગ બને છે.

ગૌ, મહાદેવનું વહાણ છે. કૃષ્ણ, વીશ્નોવતારમાં ગૌ રખવાળ (પારસીઓના ગૌસફંદો પરના મવકલ બેહમન અમશાસ્પંદ ફીરસ્તાનાં કામવાલો) હતો. બ્રહ્માથી ઉત્રેલા બ્રાહ્મણો એ પવીત્ર પશુના પાલકો છે. અસલી ઈજીપશ્યનો ગૌને દેવતાઈ દરજ્જો આપી તેની પુંજાપાત્રી કરતા. એ ગૌ ઈરાની જેહાંપહેલવાન કેરસાસ્પનું વહાણ છે. હીંદુ યજ્ઞ ને પારસી ઈજશનેની યોગી ક્રીયામાં ગૌમાંથી ઉપજેલાં પંચ ગવ્ય વના સંધુ નકામું છે. આતશમાં હોમવાને, યોગીને શરીરે લગાડવાને, પીણીમાં પીવાને, ખાનાંમાં ખાવાને, યોગીને ગૌનું ગવ્ય જોયે છે. એવી ગૌ બધા આર્ય બ્રાહ્મણો પવીત્ર ગણે છે, અને તેને પાલે છે તથા તેની બરદાસ્ત કરે છે. તેના ઉપર ગુજરતું ઘાટકીપણું તે યોગના સાધણ ઉપર એક કાળી લાંછણ અને દાધાલો અલાપ છે. સુર્ય મંડલમાં ગૌની રાસીનું સ્થલ વૃષભમાં રહ્યું છે. એ ગૌ સફેદ દુધ જેવી એક પણ કાળા નીમાળા વગરની જોઈ કાઢીને પારસીઓમાં તેનો "વરસીયો" બનાવે છે.

મહાદેવની અર્ધાંગ્ના માયા જેને ઉમ્યા અથવા અંબા પણ કહે છે, તેમનાં માહકાળી સ્વરૂપમાં મેલો યોગ સમાયલો છે એમ કેટલાકો માને છે. કાળી ચૌદશનો દી, ભયાનક અંધારી રાત્રી, નદી કીનારે આવેલી મસાન કાંઠાની વેરાન જગા, મદીરાનું મધુપાન, માનવ ભોગ, રૂધીર, ભક્ષાભક્ષ અને અભડછેટ એવી મંસ અને મચ્છ વસ્તુઓ—એ અને એવાંજ વાણાંઓ તેવી મેલી સાધણાઓ માટે અવશ્ય છે એમ ઘણાઓ માને છે. એ સાધણાના સફલજોગ તરીકે લુટ, ખુન, હત્યા, છેતરપીંડી, વીષયીપણું, ઠગ વીદ્યા, મોહીણી, ખોટું કીમ્પું, ઈત્યાદી કુશલતાને પેલો પ્રયોગીજન પુગતો કહે છે. એ અનુમાન તદન ખોટું છે. એ તો સઘલાં નરકાપુરીના રાજા નરકાસુર દૈત્યનાં વાણાં છે, જેને કાળી ચૌદસને દી અંબા ભવાનીએ જુધ્ધ કરી હણ્યો.

યોગી યોગીણીઓ પરણી શકે. પણ તે હાલતમાં તેમના યોગનો પ્રયોગ, ચઢે નહીં પણ સામો ઉત્રે. માટે યોગ વેલાએ સંસારી વાત મનમાં આણવી તે પોતાનાં પ્રયોજનમાં નીશ્ફલ જવાનું સાધણ ઉભુ કર્યા સરખું છે. મહાદેવે ઉમ્યાને વરી પોતાની કાયા પર માયા બનાવી; પોરૂશસ્પ દુગદોને અને જરથુસ્ત એ શૌભાગ્યવંતીઓને વર્યા: વીશ્વામીત્ર મેનકા અપસરાસે અને બ્રહ્માના પૌત્ર મહામુની કશ્યપ દેવમાતા અદીતીસે પર્યા; લંકગઢપતી રાવણ મંદોદ્રી સરખી ભણેલી ગણેલી ત્રીયા વેરે, તથા દશરથનો પુત્ર રામચંદ્ર ત્રૈલોકયને મોહ પમાડી દેય એવી અનોપમ સુંદરી સીતાના સ્વયંવરે. હીંદુ શાસ્ત્રોમાં દેવોની દેવનીઓ છે, તેમ ગ્રીક અને લાટીન શાસ્ત્રમાં પણ છે; પારસી શાસ્ત્રોમાં મરદ ખસલતના નર ફરેસ્તા અને ઓરત ખસલતના નારી ફરેસ્તાઓ પણ છે. એ ઉપરથી સીદ્ધાંત સીદ્ધ થાય છે કે યોગી યોગીણીઓ લગ્ન કરી શકે છે, પણ તે પછી તેમની પવીત્ર હાલત માયાવૈપણાંમાં લોપાય છે.

યોગ, જરાપણાંથી વધી ઘણાંપણાંમાં આવે છે—જેમ ટેટામાં રહેલાં ખસખ-

રાનાં દાણાં જેવાં સુક્ષ્મ બીજમાંથી કબીર વડનો વીશાળ વડલો નીપજ્યો. યોગ સર્વ વ્યાપ્ત છે—જેમ આખી શ્રૃષ્ટી બળી જાય તોય તેના ઉપર છવાયલું આકાશ વગર અલવલે એમને એમ ટકી રહેવાનું. તે અણદીઠ છે—જેમ ક્ષાર મહાસાગરમાં મીથું અણદીઠ છે. તે એક છતાં અનેક છે—જેમ જળ ભરેલા નહાના વાટકાઓમાં સુર્યે કીરણનું એક બીંબ અનેક પ્રતીબીંબપણુંમાં દેખાય છે. આખાં વીશ્વના બાહેરના દેખાવની પ્રકૃત્તીઓ બાદ કર્યે તો બધામાં આત્મા એકસરખો સરજાયલો છે, એટલે સ્વચ્છ અંતકરણને યોગે પોતાના આત્માને જેણે જાણ્યો, તેણે પછી આખી વીશ્વના આત્માને જાણ્યાજ જાણ્યા. દેહ મરે છે, કાયા ફનાહ થાય છે—પણ આત્મા મરતો નથી, અને યોગ મરતો નથી; જેમકે કુંભારે ઉપજાવેલા ઘડામાં પાણી ભરશું તો તેમાં આકાશ દેખાશે, પણ તે ઘડો ફુટી જશે તો તેથી કંઇ આકાશ ન મરી જશે. કબીર પોતાનાં પદમાં કહે છે કે:—કબીરજી! તુમ કબકે ભયે બૈરાગી ॥ નહીં થા ચંદ્ર નહીં થા સુરજ, નહીં થા નવલખતારા। તેરા મહાદેવજીકા મુલ નહીં થા (!), તબકા ફીરૂં એકેલા ॥ જનની નહીં મેં જનમ લેઉં, નીર નહીં મેં નાહું। ધરતી નહીં મેં પાવ ધરૂં, ખંડ નહીં મેં જાઉં ॥ સતજુગ લીની સતકી પાવરી, દ્રાપાર લીના દંડા। ત્રેતાજુગમે ટીલક બનાયા, કલીજુગમે ઝોલી જડા ॥ અંધાધુન આગે ન થા, ન થા ગુરૂ ન થા ચેલા। કહત કબીરા સુન ભાઈ સાધુ, તબકા ફીરૂં અકેલા ॥.

પણ ગુરૂ વગર ચેલા કે ચેલીથી યોગ ગ્નાન સંપાદન થતું નથી, જેમ. સંતુષ્ટ થયા ધીના ભુખ મરતી નથી. પારસી શાસ્ત્ર પ્રમાણે એવા ઉત્તમ યોગનો પ્રકાર પ્રથમ અહુરમજદે જરથોસ્તને સમજાવ્યો, જરથોસ્તે ગુસ્તાસ્પને, ગુસ્તાસ્પથી વંશપરંપરા જઈને આદરબાદ મારેસ્પંદ દસ્તુરને મલ્યો, જેમના વીજીથી દીન અને દુન્યાના ફેરકાઓમાં તે પ્રસીદ્ધી પામ્યો. વ્યાસ મુની કૃત શીવ ગીતામાં લખ્યા પ્રમાણે એ યોગ વીદ્યાનું ગુપ્તમાં ગુપ્ત અને સુષ્ટમાં સુષ્ટ લેખાતું વચન, અગસ્ત્ય મુનીની વીરજા દીક્ષા દીધેલા શ્રી રામચંદ્રજી પર પ્રસન્ન થઈને પ્રથમ મહાદેવે તેમને કહ્યું, જેઓથી તે પામીને સ્વામી કાર્તીકે સંતકુમારને ભણાવ્યું, સંતકુમારે વ્યાસમુનીને, અને વ્યાસમુનીએ સુતપુત્રને, તથા સુતપુત્રે તેનો સદ ઉપદેશ પોતાના શીષ્ય વર્ગ સમક્ષ કરવાનું ચાલુ રાખ્યું; અને તેનાં ચેલા ચેલીઓએ શીખીને ભક્તીભાવીજનોને તેનાં મંત્ર તંત્ર જંત્રના નીયમો શીખાડયા.

અગ્નીની ભષમને અગ્નીનાં વીર્ય દાખલ સમજાવીને શાસ્ત્રમાં યોગી પુરૂશને ભષમથી લેપીત થયલા રહેવાની આગ્ના છે. પારસીઓ આતશનાં પાત્ર સનમુખ બંદગી કરતાં ભષમ ચહેરા પર ચોલે છે, તેમજ બરશનુમ લેતી વખત પારસી ગોર પુત્રો ભષમથી લેપીત થાય છે, તે એને મલતુંજ છે. એ ભષમ ગરમ હોય છે; કેમકે અગર, તગર, સુખડ વગેરે ગરમ વાણાંઓ હોમાયાથી તેમનો ભક્ષ કરી અગ્ની દેવ જે બાકી રાખે છે તે એ હોય છે.

પારસીઓ ઇરાનથી આવ્યા, તે વેલાએ દર્યામાં તુફાન લાગવાથી સઘલા દુખી

મરતા હતા. તેમનાંમાંના યોગને પહોંચેલાઓએ એક કીસ્તી પર સામટા થઈ સુર્ય સનમુખ અને અગ્ની સનમુખ કેબલો કરી યોગ માંડ્યો. તેમાં એવું વ્રત લીધું કે એમાંથી સલામત બચે, તો તેઓ રોશનીનો એક મહાભારત કેબલો અગ્ની દેવની નૈયતે સ્ઠાપન કરે. તેઓ તે તુફાનમાંથી ઉગર્યા. તેઓએ જે કેબલો પોતાનું વ્રત પાલવાની સાબેતીમાં સ્ઠાપ્યો, તે સુરત જીલ્લામાં આવેલા શ્રી ઉંડવાડા કસ્બામાંના આતશબેહરામ, જેમને ગયા આદર મહીનો ને આદર રોજના આતશનાં મુબારક જશનને રોજ ૧૧૬૬) મું સાલ બેઠું.

યોગની લેહર ચઢેલા કવીઓજ નાદર કવીતાઓ કરી ગયા છે. ઓમરે ઈલ્યડ, વરજીલ ઈન્યડ, કાલીદાસે સકુંતલા, ફીરદોશીએ શાહનામું, સુરદાસે સુરસાગર, ઈત્યાદી. એવા કવીઓનાં લખાણમાં ચમત્કારીક ઢુછંગની ધર્મચુસ્તતા, જગેજગ સ્પષ્ટ દેખાય છે. ફીરદોશી તો "ખુદાના કસમ ખાઈને કહે છે કે જે ધણી જરથોસ્તી દીનના યોગને ન પામ્યો, તે કદી કાલે બેહસ્તના દરવાજા દેખવાનો નથી."

માંડેલો પ્રયોગ ઉલટાઈ ગયો, તો ઓખલી જતાં કે ચસકી જતાં ને નુક્શાન થતાં કશી વાર લાગતી નથી. સ્થાપેલી સ્થીતીને ભ્રષ્ટ કરનારી સ્થીતી જેવાકે ઘેલાપણું, ભખાયલી દેહ, કે કોઈ હમેશ સુધીની ખાંપણ લાગી જાય છે. યોગમાં ખલલ થતાં દીન્યાર જેવા પરેઝગારોના પરેઝગાર દસ્તુરાન દસ્તુરની મતી ફટકી ગઈ. તેણે તેવી ખલલ નહીં થવા દેવાને પોતાની માતુશ્રીને કરેલી સખત તાકીદ ત્રણ ત્રણ વાર લોપાયલી ધારીને, ઈજશને ક્રીયામાં વપરાતી સાત ધાતુની હોમ કુટવાની ખરલ છુટી મારી તેણીનું ભેજું કાઢ્યું. દસ્તુરને મારીને બ્રહ્મહત્યા તો થાય નહીં, તેથી તેને ન્યાતબહાર કીધો. તેણે તે પછી પોતાની બુદ્ધીને માર એવો પ્રયોગ રચ્યો કે જેથી આખરે ઈરાનની પારસી સલતનત ભ્રષ્ટ થઈ. સ્ત્રી પુરૂશના સ્નેહમાં સહજ સરખો ખત્રો થતાં બાજી બગડી જઈ છેવટ શત્રુવટનું રૂપ પકડે છે, તે ઉપમાલંકારે યોગની ખલલનાં પરીણામનું ગ્નાન કરવું. પરીપુર્ણ પવીત્રાઈમાં જરા શેતાન્યત નુડતાં, દીલ્હીપતી પાદશાહ અકબરને ફરેસ્તાઓનાં અંજુમન દેખાડવા ગયલા મોબેદો કેવા ભુઠા પડ્યા. બહેમન, બહેરામ ને શમ ફરેસ્તાઓની મવક્કલાતનાં લીલાં, લાલ, ને સફેદ અંજુમન દેખાવાની જગે, બાદશાહને સ્પપ્નામાં શયતાન પલીદ દરૂઓનું વીક્રાલતા, કુરતા ને ભયાનકતાનું દેહશતનાક કાળું મંડલ દેખાયું. ઇજશને વંદીદાદનો પ્રયોગ કરનારા મોબેદોએ તપાસ કીધી, તો બરસમમાં દહાડીનો બાલ બંધાઇ ગયલો નજર આવ્યો. એ ભુલ સમારીને નવો પ્રયોગ રચ્યો તે પાર ઉતર્યો. તેથી બાદશાહે પ્રસન્ન થઇને જરથોસ્તી દીન અખત્યાર કરેલી ભાવણીમાં લખે છે—"અકબર બાદશાહ સદરા પેહના દેખ તમાશા મેહજબકા."

• જેણે પોતાના વીકારો વસ કરીને પોતાને વસ કીધો છે, તે બીજાના વીકારો વસ કરીને તેને વસ કરી લેવા જેટલો શકતીવાન થયોજ છે. તેને જો ખરો મારગ સુઝયોજ છે, તો તે પછી ધારવેલ ઠામ આપમેલો પહોંચવાનો. જે પોતાને કાયદામાં રાખી

જાણે છે, તે બીજા પર રાજ કરવાને લાયક છે. બાકી જેના પર પડી નથી, તે બુજશે તે શુંજ? રાજપ્રકરણના મોટા મામલા ભોગવતાં ભોગવતાંબી માનવ યોગ ગૃહણ કરે છે. એક વરશ દહાડા ઉપરની પ્રીંસ બીસ્માર્કની પ્રતીમા જુઓ. તરત દેખાશે જરમન શેહેનશાતનો એ લોખંડી લેખાતો ચાંસેલર ઉંચે ભુવાં ચઢેલો, ડોળા ઉંચા ચઢી ગયલો, એક ચીતે ઉંચુ જોઈ ઇશ્વર સ્મરણ કરતો, તપથી તપતો જેનો ચહેરો વાઘ જેવી સીકલ લઈ રહેલો. રાજ પ્રકરણીના કરતાં યોગી જેવો તે વધુ જણાશે. પોતાને આંગળ લગાવેલી એક લોખંડની વીટી પર "નીચેગો" કરી રશ્યન ભાશાનો તે શબ્દ રાખે છે. એ અંકનો અર્થ "તેને શું" એવો બેફીકરો થાય છે. આખી આલમમાં તે કોઈનો ડરાવેલો ડરતો હથી, ફકત કીરતારથી ડરે છે. યોગી પણ કોઈનો ડરાવેલો ડરતો નથી.

વરાલેંત્ર ને વીજલેંત્ર જેવાં ગતી ચેતન્યનાં મ્હોટાં સાધણોમાં તે સુર્ય કે તે અગ્નીનાંજ તત્વો છે, કે જેને યોગમાં પહેલો દરજ્જો આપેલો છે. જો આપણે સુર્ય વીનાની શ્રૃષ્ટી કે અગ્ની વીનાની આલમની કલ્પના કર્યે તો તે વ્યાકરણમાંના આખા કેવળપ્રયોગી અવ્યય અને ઉપર એક આશ્ચર્ય ટાંપ સરખું ઓચંબીત જણાશે! ગરમીનાં એ બે મુખ્ય સાધણોની બુઝરોગી બીશેથી જુઓ આ ચોપડીનું પાનું ૧૧ મું તથા ૧૨ મું. વીજલી અને ગરમી જો ચૈત્નીક સાધણો છે, તો તેથી વ્યાપ્ત હોતો સુર્ય કાં ન ફરતો હોવો જોયે વારૂં? કાં કે ગરમી જીવતી અને ચાલતી છે.

પોતાના પતીને ઈશ્વર પેઠેમ પુંજવો, એવી આગ્ના શાસ્ત્રોમાં હીંદુ પત્નીઓને છે. સાચા ભાવવાલી પતીવૃત સ્ત્રીની ભાવના એમ થતાં થતાં આત્મથી પોતાના પતીના આત્મા સાથે એટલી ભળી જતી કે, તે બે તે એક ગણાતાં. ચોખાઈ તે અગ્નીનુંજ રૂપ છે. તેમાં પતીનાં મરણનો વીયોગ થતે પત્નીનાં અંતરમાં રહેલો સતીત્વપણાંનો અગ્ની આકર્ષાઈને ઝાલ લઈ ઉઠતો. હૈયાંમાં રહેલો આત્મા એથી નીકળવાને જોશ કરતો. હૈયું તે લોહીની વેહેણીનું મુખ્ય સ્થલ છે. ત્યાંથી લોહી ધસારો કરતુંજ કે ગ્નાનનાં ગુરૂ મસ્તક પાસે દોડતું જતુંજ કે વીજલીક ચમકારા પર ચમકારા ચમકાવતું. તેને લીધે આપમેલી પત્નીને શીશ સમાધી થઈ સત ચઢતું; આખી કાંતી હીંગલોક વર્ણની થઈ આવી આતશરૂપ પવીત્રાઈની ઝાલ સમાનું ભભુકદાર તેજ પ્રગટતું. ખરૂં જોતાં તો સતી, એ સતથીજ "ફાસફરસ" પેરે આપમેલી બળી જવી જોયે. તેવું કલીયુગમાં તો કયાંથીજ થાય, ત્યારે તેની જગે ચેહ ખડકી ફુંકી મેલવાનો રીવાજ આવ્યો. "સતી તીસ્રા સતમે રાજી, તપસી રાજી બનમે। દાસ કબીર ભજનમે રાજી, જયું હાકમ રાજી અમલમે॥".

જેવા વીકાર અને જેવી વૃતી, તથા જેટલા જઠાનાં પાપોમાં પ્રાયશ્ચીત લઈ આત્મા મુક્ત કરવાનું, તેટલું યોગ ચઢવાનું મોડું કે વેહલું જાણવું. અગ્નીનાં ગરમી વીમાનથી કે સુર્યના કીરણ વીમાનથી આત્મા પ્રદીક્ષીણ: કરવા લાગે, ત્યારે યોગ સીધ્ધો થયલી માનવી. યોગ યોગવતાં સુર્ય કે અગ્નીના કેબલા વગર, તેમજ આપણી બે આંખોના ખાડાનાં મધ્ય બીંદુએ તેમની રોશનીનું બીંબ ઠગરટાંક જોયા

વગર, સઘલું ફોકટ છે. ગરમી તત્વો ઐશ્વર્યનાં પ્રતીનીધી છે. તેમની ધાર નેત્રદ્વારે લઈને, કપાળને મધ્યબીંદુએ ચઢાવેલા આત્મા સાથે તેની જોત મેલવવી. તે મેલવતી વેલા પેટનાં અંતરમાંથી છાતીનાં હૈયામાં, અને છાતીના હૈયાંમાંથી મસ્તકનાં મધ્યબીંબમાં, સમાધીની ધુન ઉંચે સ્વરે જપ કરતાં અને ઉંચે શ્વાસે દમ લેતાં ચઢાવવી. "જોતી" એટલે તપશ્વીનો, શીષ્ય કહેતાં "રાસ્પી" તેના સામે ઉભો રહ્યો જોયે. જોતી સમાધમાં હોય, તે વેલા "રાસ્પી" એ આતશને સતેજ રાખવું; ચંદન, કાષ્ટી, ધ્રી વગેરે હોમતા રહેવું; જ્યોતી પ્રશ્ન પુછે કે બરચા હવે એેજ કલામ કે, તો તેનો જે ઘટતો પડ ઉત્તર હોય તે દેવો; બીજી સઘળી રીતે જ્યોતીની તથા તેની સમાધની સ્વસ્થતા સંભાલાય તેવી વ્યવસ્થા કરવી. શ્રૃષ્ટી ગોલાકાર છે, તેની નીશાણી દાખલ કાં યોગની જગ્યાને કુંડાલાંનો ઘેર વાલી બંધ કરી દેવી; અગર ચાર દીશા નમસ્કાર દ્વારે કરી સાધવાની ઈધાણી દાખલ ચોરસ નકસવાલી પાવીઓ ખેંચી બંધ કરવી. એવી જગ્યામાં છુપી ક્રીયાઓ થાય—અક્કલનો બક્ષનાર હોમ અથવા શોમ કુટાય, જોરનું બક્ષનાર "જીવામ" (પંચગવ્યમાંનું) જીલાય, ઈત્યાદી૦

સુતું મસાન જગાવવાને યોગ-મંત્રીઓ પ્રયત્ન કરે છે. તેમાં તેમનું ખરાપણું કે ખોટાપણું હશે. તરતવેલા તે એકકોરે મુકીને આપણે એટલું તોજકહીશું કે આત્માઓને સંતોષવા જોયે, નહીં કે તેમને હુલકાવવા જોયે. એમ સંતોષવાના સાધણો જેમ હીંદુઓમાં છે, તેમ પારસીઓમાંથી સતુમ, બાજ, ફરવરદીન યશ્ટ, આફ્રીંગાન, વગેરે સાધણોમાં સમાયલાં છે.

આર્ય યોગીઓને જોગટા, ભીખારડા વગેરે નામોથી હલકા પાડનાર અવીચારીઓએ ધ્યાનમાં લેવું જોયે કે પારશી તથા હીંદુ કોમમાં નીરમાણ થયલી ચાર વરણોમાં બ્રાહ્મણોનો દરજ્જો પહેલો છે. પારસી શાસ્ત્રમાં અહુર્મઝદ કહે છે કે આતશ પ્રયોગી નામ મારૂં છે—"આથ્રવન નામ અ:મ." આથ્રવન તે અથોરનાન; તે પારસીના બ્રાહ્મણ. વળી આત્માની ફ્રવષીઓ અવસ્તામાં શુકરાણા કરે છે કે, ભલે અમારે કાજ જરથોસ્ત સરખો અથોરનાન પેદા પડયો—ઉષ્ટાનો જાતો આથ્રવ યો સ્પીતામો જરથુસ્ત્રો. દીન અને દુન્યાંની આર્ય લોકમાં કોઈ પણ મ્હોટી ક્રીયા એવી નથી કે જે બ્રાહ્મણોની સામેલગીરી વના સીદ્ધ ગણાય. તેવા ગરીબ સ્થીતીના બ્રાહ્મણોને એવાં કુવેણથી કોપાવતાં સંભાલવું. આતશ પ્રયોગીઓના કોપવાથી થયલાં ફલના દાખલામાં:—કપીલકે કોપતે શંકર સુત ભષમ કી । ગૌમતકે કોપતે ઇંદ્ર ભૃગ છાંયે હો ॥ દુર્વાષકે કોપતે જદુ કુલ બડાર દીયો । અગસ્તીહુકે કોપતે સમુદ્ર સોંચ ખાંય હો ॥ કુલકો પ્રતાપ બડાઈ તો મેં કયા કહું । બ્રાહ્મણકે કોપતે કોણ સુખ પાય હો॥ =અનંતપણું વીચારવું, અનહદપણું જોવું, અપરંપારપણાંને પહોંચવાની સીતાબી કરવી, અશકયતા પર સપુન નાખવો, એ યોગ તપ.

તપની જગા શાંત જોયે; જ્યાં કસી પાંતીની અડચણ કે ખલલ ન પડે; તપશ્વી અંગોલ કરી દેહશુદ્ધ થયલો જોયે; નવરાતનું બરશનુમ લઈ ઉઠેલો જોયે; તપની

સઘલી સામગ્રી તૈયાર જોયે; તપનો વખત એકજ નીયમીત કરેલો જોયે; તેમાં ફેર ન પડવો જોયે; તપની જગા એકજ જોયે; સબબ આસપાસનાં આકર્ષક સાધણોની શકતી વારેંવારના ફેરફારથી નબલી પડે છે તેમ તાલા વનાની બેતાલ પણ બને છે. તપના મેહલનો અમલ પુરો ચઢયો હોય ત્યારે યોગ ક્રમીની પોતાની ભ્રાંતી ને ભાસ ભોઠાં પડેછે. તે જોતો દેખાતો છતાં કશું જોઈ શકતો નથી; તે બોલતો દેખાતો છતાં તેનું ધ્યાન બસ સાહેબની સમાધમાં ચઢયું છે. યોગ પુર્ણ મચ્યા વેલા તેના ઉપર આભ ફાટો કે વાદલ ગગડો, તે બધું એક્ષાન છે. તેને તો બસ હરનાં નામની લેહ લાગી છે, જેની લંપટમાં તે છકાછક લીનપણે રસબસ્યો છે—"બાહેર રામા, ભીતર રામા, જાં દેખો વાં રામાઈ રામા." કોઈક વખત તો સમાધીથી લોહી ખેંચાઈ વળ્યાથી યોગીનો ચેહરો ભખાયલા જેવો ખીન્ન થાય છે. આત્માનાં સત પર ચઢવા સાથે શરીરનું પડી ભાગવું થાય છે. સાંધેસાંધા ખેંચાઈ તણાઈને દુખી આવે છે; દેહ મુર્છીત થઈ મુઆ જેવું પડે છે. પંજાબના સીંહ રણજીતસીંગની દરબારમાં એક ફકીર તપોબલે પોતાનું આત્મીક ચૈતન્ય કપાલને મધ્યબીંબે લાવીને છ મહીના સુધી વગર ખોરાકે, વગર પાણીએ, વગર પવને, વગર રોશનીએ, ડટાયલો પડયો હતો, તેનો દાખલો તે યોગના ઘણા દાખલાઓમાંનો એક જાણવો. તે એટલો વખત જો દેહમાં મુર્છીત હતો, તો આત્મામાં ચૈતનીક હતો. એ ચૈતન્ય, તેના આત્માએ યોગવેલી "કેરદાર" માં જીવીત હતું="કેનીનો કેહરપ સરીરયાઓ૦" ની માફકજ.

જે કમસમજ બીનવાકીફગારીથી યોગને હસે છે, તેને યોગના કાયદા સમજ પડવાના નથી; તેને યોગના ફાયદા મવસર થવાના નથી. ગધેડા આગલ જાફરાન કે કુક્કર આગલ મોતી સમાન તે છે. અમૃત ફલ ને અમી કુપ્પા તેવાઓ સારૂં નથી. યોગ વીશેનો વાદવીવાદ એવાઓ આગલ કર્યાથી પત ગુમાવાય છે, ફાયદો કંઇએ નીપજતો નથી, અને રસાકસી વધે છે. જેને આંખ નથી તેને મન શ્રુષ્ટીની સૌંદર્યતા નકામી છે. રોશનીના અંશયુક્ત અંગોલથી પવીત્ર થયલા જ્ઞાનીઓ આગલજ યોગ સંયોગ તથા તપ પ્રયોગની વાત કરવી; બીજા અલફાતુ મતીહીન જન આગલ નહીં કરવી એવું એ ઉપરથી સીધ્ધ થયલું માનવું. બાદશાહી નુરાની જેવું એક શ્રી નુર અથવા કયાની (કાવ્યેચ્ય) નુરનું તેજ, પુર્ણ યોગીઓના ચેહરા પર પ્રકાશમાન થાય છે; તેનો આબદાર મીનો તેમને સારે શરીરે ઝબકે છે. જાણે મહાદેવનાં ત્રીનેત્ર સુર્ય, ચંદ્ર, ને અગ્નીમાંથી અર્ક તેજનો તત્વ કાઢીને તે યોગીના દીલે ઓપ્યો હોય તેવો મહા ઝલઝલાયમાન અલૌકીક દેખાવ થઈ રહે છે. પુષ્ટ શરીર ધારણ કરનારાં અને જાડા ધુંવાયલા મીજાજનાં માનવ કરતાં, પતલી પ્રકૃત્તીના અને નાગની ફેણ જેવા છણછણીત સ્વભાવધારીને શીર યોગ ક્રમ જલદી ચઢે છે.

ઉપર કહ્યું છે કે "રાસ્પી" એ "જોતી"ના શીષ્ય દાખલ કામ કરવું. પણ નવા યોગીને સંભાલવા ખાતર તો "રાસ્પી" એ તેના ગુરૂ દાખલ કામ કરવું હોય છે. એવી સંભાલ કરનાર "રાસ્પી" પોતે યોગના સર્વ પાવમેહલના અમલમાં આમોખ્તા

થયલો હોવો જોયે. યોગીનું શરીર જેમ પુષ્ટ ન જોયે, તેમ તેનો ખોરાક પણ તદન નહીં જેવો જોયે. તેણે ખોરાકી પર બનતાં લગી પુરો મુકવો. ફલ ખાઈ ફકત રેહવું; પછીથી ફકત ભાજીપાલાની તરકારી ખાઈ રહેવું; પછી તેબી છોડીને ઝાડના રસ પર કે અમથો પાણી પર રહેવાની ટેવ પાડવી; અને તે પછી ફકત પવન પર જીવવું; પછીથી તો સામી ગરમી ને રોશની સોશવી તેમ પીવી. તેથી કાયા પોતાની માયા મુકીને આરપાર પારદર્શક બને અને આત્મા પણ તેવો થાય. જેટલો વખત યોગને પ્રયોગે ખરી સાધણાવાલી સમાધ લેવી છે, તેટલા પ્રસંગ પર્યંત એ નીયમોના અનુક્રમ પ્રમાણે અમલ કરવો અવશ્ય છે. ચોખાઈ, પવીત્રાઈ, શુદ્ધતા, સફાઈ, સ્વચ્છતા, સુઘડાઈ, સફેદી,—એવાં વાણાંઓનું રાજ ચાલવું જોયે. કાળાસ અને અંધકાર તદન ત્યાગવો. ધુમાડો મુલગો ન જોયે, ઈત્યાદી. નીંદ્રા તો શું, પણ આંખ સરખી વીંચવી ન જોયે; યોગી ન મુંગો ન બહેરો ન આંધલો ન પાંગલો ન કશીબી શરીરી ખોડખાપણવાલો જોયે; ગુણોમાં ન લોભી ન પાપી ન મોહક ન કામી ન ગર્વીષ્ટ ન ક્રોધી ન વીષયી પણ ખાલેસ ખસલતનો જોયે; યોગીએ પોતા સામેનો રોશનીનો કેબલો કદી બુજાવા ન દેવો જોયે, કે કદી ધીમાં સુસ્તપણાંમાં તેને આવવા ન દેવો જોયે; કેમકે તેનો અંશ ઉતરવા સાથ સમાધની આંચ ધીમી પડે છે અને ઉત્રે છે. એ ઉપરથી વાદળવાળા દીવસે સુર્ય સમક્ષનો તપ સમો થતો નથી. એને લીધે પારસી યોગીઓએ તો સેવટની ત્રેવડ કરી મેલીને રોશનીના સાહેબ સજાગરૂ રાખેલા આતશ સનમુખજ કાં દીવસે કે કાં રાત્રે પોતાના યોગ પ્રયોગ કરવાનો ઠરાવ નક્કી રાખ્યો છે.

પારસી યોગમતી અને હીંદુ યોગમતીમાં અમને થોડોક ફરક પડયો જણાય છે. જો કે સર અવસરે વધારેલા દીપકમાં પારસીઓ ઘી અને ચોખા હોમે છે ખરા; પણ હીંદુઓ પેઠેમ જાફ્ક અગ્નીકુંડમાં ઘી ભાત હોમતા નથી. પારસીઓ આતશબહેરામ પછી ફુલાફ્ર પઠાવે છે, તેમાં શું ભાત હોમવાવાલી નેમ સમાયલી હશે? પારસીઓ જ્યારે યજ્ઞકુંડ સમક્ષ યઝયી ભણતર ઈજશનેથી તપ વધારવાનું વાજબી વીચારે છે, ત્યારે હીંદુ તપસ્વી સુર્યતપનું સાધણ બનતાં લગી વધારે પસંદ કરે છે— તો જો કે પારસીઓ જેમ સુર્યતપ તદન અલગો રાખતા નથી, તેમ હીંદુઓ પણ અગ્નીતપથી છેક અલગા રહેતા નથી. પારસીઓ પોતાના મહાદેવને "અહુર" ના નામથી બોલાવે છે, ત્યારે તે નામને "અસુર" શબ્દમાં લઈ તેનો અર્થ હીંદુ શાસ્ત્રમાં ઉલટોજ ઉઠાડવામાં આવે છે; તેમ પારસી શાસ્ત્રોમાં હીંદુઓના "દેવ" બોલને ઉલટી ઢપથી વાપર્યો લાગે છે. પારસીઓમાં યોગની માનીતી દશાઓ ઉગ્તા સુર્યવાલી પુર્વ અને અહુરમઝદની બેઠકવાલી "દાદર ગેહાનદીન" એટલે દક્ષીણ છે. હીંદુઓમાં પુર્વ અને ઉત્તર છે, કે જે ઉત્તર દશાને પારસી શાસ્ત્રો નઋસી ગણે છે. અમને લાગે છે કે હ્યાં ચડસા ચડસીને મારે કંઇ બન્ને કોમ વચ્ચે વધેરાયલું હશે; અથવા તો એરયને વપઓનાં આર્યવૃતથી જુદો પડીને પારસી ટોલો ઉત્તર ધસ્યો તો તેણે પોતાનું અસલ પહાડી વતન જે દક્ષીણે જવું જોયે, અને જ્યાં તે પોતાના પરમે-

શ્વરની હસ્તી માનતાં બચપણથી શીખેલો, તે દીશા તેણે અંગીકારી; અને હીંદુ ટોલો તેથી ઉલટો દક્ષીણે ટીબેટ અને હીમાલ્યા તરફ ચાલ્યો, તો તેનું અસલ વતન ઉત્તર દશાએ રહેવાથી, તેણે તે તરફનો પોતાની મમતા સાચવી રાખેલી હોવી જોયે. હોવ ગમે એ, પણ ઝંદનું કુલફ ખોલવાને સંસ્કૃતની ચાવીની આજે ગરજ પડે છે. તેથી પહેલું કુલફ હોવું જોયે અને પછી ચાવી હોવી જોયેના નીયમ મુજબ અમારાં ધ્યાનમાં એમ ઉત્રે છે, કે અસલ ઝંદ સાહીત્ય ઉપરથી સંસ્કૃત સાહીત્ય ઉભું થયલું હોવું જોયે. તેથી યોગના બાબમાં પારસી ક્રીયાઓ જ્યાં અણીશુદ્ધ આખી હોય ત્યાં તેમના ઉપર ભરૂશો રાખવો ખોટો નથી; તથાપી જ્યાં એ પુરાતન ક્રીયા ક્રમો નાશ પામ્યાં હોય ત્યાં સંસ્કૃત શાસ્ત્રાધારે તેને સજીવન કરવામાં કશી આંચકી કરવી જોઈતી નથી. એક બાજી ધ્યાન આપવા જોગ હરીફા હરીફીની બાબત હીંદુઓ અને પારસીઓ વચ્ચે અમને એ લાગે છે કે જ્યારે ઝંદ, પેહલવી, ને ફારસી ભાશાના દસ્તખતો જમના હાથથી લખવા શરૂ થાય છે, ત્યારે તેથી ઉલટા સંસ્કૃત, પ્રાકૃત, અને બીજના અક્ષરો ડાબા હાથથી લખવા શરૂ થાય છે, (કે જેમ યુરપની ભાશાઓ પણ લખાય છે, ઈત્યાદી૰) તથાપી જમણો હાથ (તેમજ જમણી બાજુ) અસલના વારાથી જે વડપણ ભોગવતો આવ્યો છે, તે તરફ જોતાં તો જમણાપણુંજ ખરૂં લાગે છે. વળી પારસી યોગમાં શરાબને આરધણમાંની એક નૈવેદ દાખલ અગતની વસ્તુ ગણી છે; હીંદુઓમાં તે તુચ્છાઈ છે. તેની જગે મધ, કેરીનો રસ, અને શેરડીનો રસ એવા મીઠા રસોની ચીજોને શ્રેષ્ટ ગણી છે. કદાચ એમ કાં ન હોય કે આર્યવૃત, જ્યાં આજેબી ગધેડાં ચરે એટલી દ્રાક્ષ થાય છે, તેનો ખમીર ફુલાયલો રસ (જે આજના શીરાજી શરાબને મલતો આવે) તે પહેલાં યોગ ક્રીયામાં વપરાતો હોય; પણ આર્યવૃત છોડનારાઓને તે દ્રાક્ષ ટીબેટની તલેટી કે હીમાલ્યાનાં શીખર પર ન મલી હોય, તેથી તેઓએ તેની જગે એ સરજમીનોની ઉત્પંતીના ઉપર કહેલા મીઠા રસો દ્રાક્ષના અમૃતી રસની જગે ક્રીયામાં દાખલ કર્યા હોય? પણ એ બધા મીઠા રસોમાં તેજ રસાયણી તત્વો ભેલાયલાં છે કે જે ખીલી આવતાં શરાબની જગો સારે. એવું છતાંબી કોઇક ક્રીસમના ભારે રાજયજ્ઞમાં હીંદુઓ માંસ અને મદીરાનો નૈવેદ ધરાવે છે એમ કહે છે.

પારસીઓની ઈજશને ક્રીયામાં (ગાથાનો ગાઓ) શીંગડાંવાલાં મોહરાં છે, તે કંઈજ નહીં પણ ગૌમુર્તીની નીશાણીઓ દાખલ અમને લાગે છે; એવી શીંગડાંવાલી માનવરૂપ ગૌમુર્તી ઈરાનનાં કોતરકામોમાં જાબજા મલી આવે છે. તેમજ જેમ હીંદુ અને અને ખ્રીસ્તી યોગમાં શીવ, વીશ્નું, બ્રહ્માની, તેમજ બાપ, બેટા, ને પવીત્ર આત્માની ત્રીમુર્તીઓ છે, તેમ પારસીઓમાંબી સંપેતોમેન્યુશ, અંઘરે-મેન્યુશ અને અહુરમઝદવાલાં નામોની કે એને મલતાંજ બીજાં નામોની ત્રીમુર્તી હોવી જોયે, જેની નીશાણી દાખલ મ.૪કુર સીંગડાંવાલાં મોહરાંઓના ત્રણ પગ હશે. નાવર થઈ નીકળેલો નહાનો પારસી યોગી ગાબ્યાની ગુરૂઝ લેય છે તે, તથા

ગાબ્યાની ટોલાનો ગાઓપેકર ઝુંડો—એ નીશાણીઓબી જે મહાદેવને માથે મુગટ તરીકે બે સીંગડાંના આકારનો ચંદ્ર બીરાજે છે, તેને એટલે બુદ્દાતાલાની કલ્પનાને ખુદ મલતી છે. કેખશ્રુ ને ગુસ્તાસ્પની દરબારમાં પહેલી બેઠકે બ્રાહ્મણ યોગીઓ બેઠેલા ચીત્રોમાં પાડયા છે; પછીથી જેહાનને જીતનારા ઇરાની પહેલવાનો પાડયા છે. તેમજ જેબી મોટા પારસી પહેલવાનો હીંદુસ્તાનમાં આવતા, તે હમેશાં બ્રાહ્મણ યોગીઓની મુલાકાત લઇ તેમની દીક્ષા તથા આશીષ લીધા વના પાછા ન ફરતા, એમ પણ નામાં-ઓમાં વાંચ્યે છે. એ દીક્ષા લેવાનું કારણ એમ કે હીંદુસ્તાનથી ઇરાન બહુ છેટે પડ્યું, તેથી છેલી દીક્ષા લેવાને ઘણો વખત વહી ગયો હોય, તો પછી તે હીંદુસ્તાનમાં લેવામાં તેમને કશી અડચણ નોતી લાગતી. એ ઉપરથી જણાય છે કે હીંદુ યોગનાં અને પારસી યોગનાં ક્રમમાં કશો ફરક સમજવામાં નોતો આવતો. ટીબેટમાંબી હજી યોગ પડયો છે તે હીંદુ યોગીઓની દીક્ષાનોજ હોવો જોયે. કેમકે ત્યાં એમ મનાય છે કે ત્યાંના બુદ્ધ ધર્મનો વડો ધર્મગુરૂ કદી કાલે મરતો નથી, પણ જ્યારે તે પોતાની કાયાને આ સંસારી માયાથી જાયાં થવાની હદ પર આવેલી દેખે છે, ત્યારે તે પોતાનો આત્મા સેરવી લઇને જેમ નાગ કરચલીને પડતી નાખે છે તેમ તે દેહને પાડે છે, અને પછી પોતાના આત્માને બીજાં સારાં ખોલીઆંમાં પ્રવેશ કરી નવી દેહ ધારણ કરે છે. એમ તેના અવતાર પર અવતાર બદલાયા કરે છે. યોગ યોગવવાના હીંદુ શાસ્ત્રોમાં ચાર વેદ કહ્યા છે; રીગ, અથર, શામ, ને યજુર. પારસીઓમાં પણ એવાંજ ચાર સા• ધણ છે:—અવસ્તા, ઇજશને, વીસપરદ, વંદીદાદ. યોગીઓએ તેનાં ભણતરો મ્હોડે• કરવાં જોયે. કેમકે કાતરની માફક ચકાચક ચાલતી તેજી જબાનથી, રોશની સન-મુખ ફેરવેલી સ્થીર નજરે, સ્થીર શરીરે, સ્થીર સ્વાસોસ્વાસે, સ્થીર ચીતે, તથા સ્થીર સ્વરે, એ ભણતરો ગાથારૂપી કવીતાના છંદોમાં ગાવાં જોયે.

નબલો આદમી યોગ કરવાથી મ્હોટો વીર, વીરનો વીર, થાય છે. અગસ્તી રૂશીએ યોગ•કરવાથી તે એટલાં બલને પામ્યો કે પોતે માનવ તરીકેનો જઠર કોઠા ધરાવતો છતાં, સમુદ્ર સાથે કલેશ થતાં વેત કોપીને તે આખો સમુદ્ર પી ગયો. વીશ્નુશર્મા પંડીતે લખેલી હસ્તુખી ટીટોડાની વાત હ્યાં યાદ આવે છે. તેની ટીટોડીના મુકેલાં ઇંડાં સમુદ્રની છોળ ઘસડી ગઈ. એટલે પોતાની અર્ધાંગનાંનાં કલ્પાંતને અટકાવતાં એ નાનકડો બહાદર, સુનંદો, એક્કો, બાં બોલ્યો:—તું શેની રડે છે, રે મારા પ્રાણ! હું ટીંચ જેટલો પંખી શરીરે છતાં સમુદ્રની શી તાકાત કે તે મારાં ઇંડાં લઇ જાય. જો હવે મારૂં પરાક્રમ કે હું સમુદ્રને સુકાવી નાખું છું. હાથી કેટલો ને અંકુશ કેટલો; વીજલી કેટલી ને પહાડ કેટલો; દીવાની જોત કેટલી ને અંધારૂં કેટલું; માટે જ્યાં સા-મર્થ રહે છે તે બલવાન; બાકી ડીલ ઉપર તે શું પ્રમાણ રાખવું. જે સમુદ્ર સુર્યના તાપથી સુકાતો નથી, જે મેઘ વૃષ્ટીથી ભરાતો નથી, તેને જોજે ઉદ્યોગનો યોગ રચીને હું શી રીતે આખો પીઈ જઈ મારાં કાર્યની સીધ્ધી કરીશ તે તું જોતી રેહજે હો. મારી ચાંચ લોઢાં સરખી કઠણ છે, અને દહાડો રાત કાંઈ ખુટવાની નથી, એટલે પાછી જો-

ઈજ લે કે મારા યોગના પ્રયોગનું ફલ શું નીપજે છે?—આખરે પણ અંતે પડીને વી-ખરું દેવ પાસે ફરયાદ લઈ જઈ ટીટોડાએ સમુદ્રને નમાવ્યો હતો, અને પોતાનાં ઈડાં પાછાં મેલવ્યાં હતાં!

યોગીનાં આશીષ વચનથી જેઓ માહતમ્યપણાંને પામ્યા હોય છે, તેમને પોતાની મદદે બોલાવતાં દેવતાઓ વઠીક અચકાતા નથી—જેમ ઇંદ્રાપુરીના પતી અને ગણોના સ્વામી શ્રી ગણેશ રૂષી વીશ્વામીત્ર અને અપસરા મેનકાની અવતરેલી પુત્રી સુસ સકુંતલાના સ્વામી દુષ્યંત રાજા પાસે મદદ માગી.

વકતાજનો વક્તૃત્વ ચાતુર્યથી શ્રોતાજનોની મતી હરન હરન કરી લેય છે; કલા-વંત નૃત્યકારીણીઓ અને ગાયણકારી સુંદ્રીઓ નાઝ નખરાં, ચાળા ચેષ્ટા, અને ગાન તાનથી મન લુઠી લેય છે; મસ્તકે અને ચક્ષુએ ઘણી વીજલી ધરાવનારા યોગીઓ મનનો કાબુ ચોરનાર શેહારાઓ ગણાય છે; હસ્તાં રમતાં તંદરૂસ્ત બાલકને કોઈની કદ્રષ્ટી લાગીને કરમાઈ પડતું જોયે છે; જીવની જીગ્નાસા ખેંચાઇને એકવારની અણ-ગમતી ચીઝ પર એકાએક તણાવો થઈ પરોલો લાગે છે; કંજુસનો જીવ જેમ માયા પુંજીમાં તેમ માતાનો જીવ બાલકના પ્રેમમાં ભરાય છે; શુરવીરની છાતીમાં શુરાતન, ગ્નાનીને મગજ ગ્નાન, પવીત્રાને ડીલ પવીત્રાઈ ચઢે છે—એ સઘલું શું છે? યોગનાજ પ્રયોગ, યોગનાજ પ્રકાર, યોગનાજ ચમત્કાર!

સુસ્વરી શબ્દ, ખુશ હલક, ઘુંઘરયાલો સાદ, અને ગાથા કીવાં પ્રાસાનુપ્રાસી છંદો જેવાં છટાદાર વેણ, યોગ સાધણની સમાધ ધુનની ધુમ મચાવતાં વખત લગાડતાં નથી. પારસીઓની ક્રીયા ક્રમમાં હાવનીમમાં તથા ચઢતી ઉતરતી ઢપનાં ફુલીઆં તસલીમાં ઓછું વધતું પાણી રાખી શબ્દ કરવાની રીતી છે, તેનો ખુશ લલકાર "જલતરંગ" વાજીંત્રને મલતો ઉત્રે છે; તેથી ગાયણી વેણ સાથે ગાયણી વજંત્રનું ભેગાપણું યોગનું ઉત્તમ સાધણ બને છે. વજંત્ર સીક્કે થતી ગાયણી બંદગીથી લોહીમાં વ્યાપી રહેલી વીજલી ચમકાર કરી, લોહીને ઉછાળા આપે છે—જેમ લગ્નનાં ગીતો સ્ત્રીને કોમળ કંથે સાંભલતાં એકાએક હર્ષની વીજલી વ્યાપે છે, તેમજ જેમ વાંસલીના સ્વરથી ફણફણતા નાગને મોહ પમાડી ગારૂડી વસ કરે છે તથા તમાશગીરોમાં મતી-ચોર નજરબંદી કરે છે, તથા જેમ બેંડ વજંત્ર વગાડી લશ્કરને સુર શુરી ખુન્નસ ચઢાવવામાં આવે છે, તથા જેમ વંજત્રોથી સતી થનારી સ્ત્રીની જડતા લોપી તેણીને મગજ તેજી વીજલીનું જોશ ચઢાવવામાં આવે છે. વજંત્રથી જડતા લોપાય છે, તેના દાખલામાં લંકેશ રાવણનો ગંજાવર કદનો રાક્ષસી ભાઈ કુંભકરણ જે છ માસ ઉંઘતો ને છ માસ જાગતો—તેને ઉંઘમાંથી જગાવવાને વીણાનું વજંત્ર વગાડવું પડતું, તથા અપસરાઓ પાસ ગાયણ ગવાડવું પડતું. અર્ધ વર્ષનું જાગૃણ અને તેટલુંજ ઉંઘણ એ યોગ પ્રતાપ શીવાય બીજું કશું ન હતું—જેમકે સાત ખ્રીસ્તી ધર્મના ઉંઘ-ણસીઓ બસેં વરસની મુદત સુધી સમાધ ચઢાવી ગુફામાં ઉંઘતા પડયા હતા. વજંત્રના ઢબકારાથી લોહીમાં ઉછાળા ઉછળવાની ખુબીનો એક વધુ દાખલો પારસીઓના

આતશબેહરામમા થતી બંદગી વેલા દેવાતી બોય વખતે વાગતા ઘંટના ઘોઘારા ટકોરા છે; જેના અવાજાના ઠોકા સાથે બંદગી કરનારાઓના લોહીમાં અજબ ચમત્કૃતી થાય છે.

લોહીની વીજલી માથે ચઢવાથી સમાધ થાય છે તેના દાખલામાં લુઉ લાગેલું અને ફીફરાનાં મરજવાલું આદમી; ઘણાં દુખ કે હરખથી ચોંક ખાઈ ગયલું આદમી; નબલી પ્રકૃત્તીનું આદમી જેને "હીસ્ટીરયા" થાય છે, અને જેને ડીલમાં માતા આવ્યા જેવી ધુણામણ થાય છે. લોહીમાં રહેલી વીજલીના ગલબાની ગાલિબીનાં એ સર્વ વાણાં છે. રોશની કોઈબી રીતે શરીરમાં પ્રવેશક રીતે પેવશ થાય—એકબારગી કહોની કે રોશનીની વીજલી પીવાય—અથવા તો શરીર પર તે એટલે દરજ્જે ચઢે કે જાણે આરપાર બીલોરની માફક પારદર્શક દેખાતું શરીર થાય; તો તેની શુધ્ધતા ને પાવનપણું, મગજે આત્મીક ચૈતન્ય સાથે ચઢતાં, એવાં વીચીત્ર ક્રમ ઉત્પન્ન કરેજ કરે.

સમાધ ધારણ કરતી વેલા અદબ પલાંઠી વાળવી સારી છે. ડાકટરો કશું પણ ઓસડ ચામડી પર લગાડી શરીરની ભીતર તેની અસર ઉતારવા માંગતા હોય છે તો તેઓ તે ઓસડ બગલમાં, કાત્રામાં, કે એવાજ કુમલી ચામડીના ભાગ પર ભરાવે છે—જેમ મરકટ તવાઈ રહેલાં છોકરાંને એજ અબ્યવો મારફતે "કાડ લીવર આઇલ." એ કુમલા ભાગો, સાંધો વળીને એકએક સાથે ખીડાતાં, શરીરી વીજલીને ગરમીનાં ઘર્ષણ દ્વારે ઉછંગ આપે છે, તેથી યોગનો અમલ ચઢે છે. યોગી જનને જો બહુજ ચૈતન્ય ચઢી કશા રંગારંગ પ્રકાશ, નુર, તેજ, કે રોશની દેખાય, તો તેમાં તેણે પોતાને વીસારી વાળીને મન પરનો કાબુ છાંડવો નહીં. પણ ઐશ્વર્ય અંશનાં સાક્ષાત દર્ષણને પોંચતાં સુધી ઠાવકાપણે ભણતર ભણતા પોતાની સમાધમાં વહ્યાજ જવું. ગરમીની જગ્યા વીના યોગ થતો નથી. તેથીજ મંદીરમાં દેવતાઓના આસનો મંદીરનાં ભીતર-ખાનાંની વઠીક ભીતરમાં રાખ્યામાં આવે છે; ત્યાં દીપક ધુપ વગેરે કરવામાં આવે છે. યોગમાં શરીરની કવાયદ કરતાં મનની કવાયદ, મનની કવાયદ કરતાં આત્માની કવાયદ, અને આત્માની કવાયદ કરતાં ગ્નાનની કવાયદ, ઘણી કરવી પડે છે. એમાં હારીને હઠવું ન; કેમકે કામ જેમ મોટું, દામ તેમ ઝાઝું. જો મન તદન ચંગું થયું, તો શુધ્ધ સ્વસ્થતા થઈ જાણવી; જો તેની જગે અંગમાં મોટું કુત્રીમ મસ્તાની ભરેલું બલવાનપણું આવ્યું, તો યોગની શકતીએ શરીરી માયા સાથે મલી જઈ પ્રયોગનો અમલ બરહમ મેલવેલો જાણવો.

એકમેકનું પેવંદ પકડી જોડ લગાડવાથી પણ જોર મેલવાઈને શરીરી જોમેશ તેમ મનનું જોશ ચઢેછે—જેમ મેસીડોન્યન ફેલેંક્ષને થતું; જેમ સાથે પેવંદ લગાડી જશન કીધામાં પારસી બ્રાહ્મણો આતશ ન્યાયશ ભણતાં કરે છે. એથી પ્રાણી વીજલી ફરતી ફુદડીમાં ફરે છે; ગરબો શુરૂ થવા આગમજ સુંદ્રીઓ પણ ચકરડે વલી પોતાનાં આંગલાંસે પોતાની પડોસણનાં આગલાંનું પેવંદ લઈ થોડોક વાર ફુદડી ફરવાની ટેવ હજી કહીંએ કહીંએ નજેર આવે છે તેમ. અમને લાગે છે યોગ, પ્રકાર પ્રકારના હશે. સર્વ ઈશ્વરી શકતીઓની સાધણાના યોગ હશે. પણ તે સર્વમાં સર્વોપ્રી એટલે કે

યોગનો પણ યોગ તે આતશનો યોગ હશે. યોગીની પ્રકૃત્તી નબલી હય તો તેનાં ચી-ન્હમાં તેને ત્રમર આવી નેણુ ચઢ્ઢી જાય, બત્રીશી પડી જાય, મુર્છા ખાઇ જાય, વખ્તે એમ પણ લાગે કે જાણે એકાદો અણદીઠ તત્વ (અંદરની વીજલી), શરીરની શકતી સેરવી કહાડી સઘલો કસ પીઈ જતો હોય. એવા બનાવોથી નાનકડા યોગીની સંભાલ કરવાને ખાતર પારશીઓમાં નાવર મરતબમાં પુરા પાકાને કબજે સોંપવામાં આવે છે.

સ્વાર્થે સ્વાર્થ સુધારણ કારણનો "હોમ્યોપાઠીક" નીયમ, ગૌનીર અથવા આ-બેઝર એટલે સોનાનું પાણી અથવા નીરંગ (તરા)માં સમાયલો હય, તો તેથી આપણે ઘણાં આશ્ચર્યમાં પડશું નહીં. ગૌનીર અને ભષમ મિલીને પારશી યોગ મેહલનાં ક્ર-મોમાં પાવામાં આવે છે; તેમજ તે ડીલે લગાડી ડીલને તેથીજ સાફ કરવામાં આવે છે. ગંધીલી કાયા અને માયાવે આત્માને સ્વચ્છ કરવા સારૂં "હોમ્યોપાઠીક" નીયમથી તો એ સઘલું બુઝરગ યોગીઓએ ન ફરમાવ્યું હોય? એ બન્ને વાણાંઓ (નીરંગ અને ભષમ)નો ગરમી અતીશ્ય છે. તેથી શરીરમાં ગરમી થાય છે; ચામ-ડીના રૂવાંટાં નીકલી છલટે છલટે ઉડી જાય છે. તેથી જોકે ગોરખ મુનીના યોગ હે-ઠલ મેનાવંતી રાણીએ પઠવેલા પોતાનાં બંગાલાના–રાજા–દીકરા ગોપીચંદ જેવી અમર કાયા કદી ન થાય, તોય તેથી તેના સરખી કંચન કાયા તો થાય છે. પારશીઓની નવજોતની તથા બરશનુમ લેવાની તથા નાવર મરતબ કરવાની ક્રીયાઓ, તે અમને યોગના ચઢ ઉતર તબક્કાઓ ભાસે છે. બરશનુમની પ્રથમ ક્રીયાનો અમલ રચતી વખતે સુર્ય સામે તપતા તડકામાં, દશા બાંધો કસ કહાડી, ચાર દીશા બાંધે છે (સુર્ય નહીં હોય એવા ચોમાસાના દીવસમાં એ ક્રીયા કરી શકાતી નથી); નીરંગ, ભષમ, રેતી, ખાક, આબ વગેરેના કેટલાક લેપ તબક્કે દર તબક્કે કરાવતા જાય છે; દુષ્ટ શ-કતીઓથી નેઘાહ રાખવા ખાતર કુત્રાની સંગાત રાખે છે; અને પછી ઊંચા ટેકડાને તબક્કે પુગતાંજ તેને પાણીથી ઓઠી નાખી શુધ્ધ કરે છે; જેના સાથે દીક્ષા આપવાનું કામ પુરૂં થાય છે.

એવા યોગીને નવ દીવસ સુધી કશાને પણ અડકવાની બાધા છે. હીંદુ યોગમાં પવીત્ર ગણેલાં ચામડાંના, કામલાનાં, કે વસ્ત્રનાં આસન પર બેશી (એમજ ઇજશને-ધાની બેઠક પરખી આસન કરવામાં આવે છે) યોગી તપ કરવો જારી કરે છે. બબે દહાડાનો ગાળો નાખીને તેને એ દરમ્યાન ચોખ્ખો કરવા સારૂં નહવાડવામાં આવે છે. બધો વખત તો તેણે નીરંગથીજ કામ લઈ જે ચારદશા કે સરમાંથી ઉગીને પાઉમાં અસ્ત પામે છે તે ચાર દશાને નમસ્કાર કરી સાધવી, પાંચ ઘેહ સાધવી, ઈત્યાદી ભ-ણતરો કરવાં. તેનાથી ખાવાનાં કે પીવાનાંને અડકાય નહીં; એનો અર્થ અપવાસ કરવાનો હોતો સમજાય છે. ગોસલ થતાં તેનો યોગ અફલ જાય; અથવા કશી પણ પાંતીનો દાઘ તેનાં શરીર પર કે કપડાં પર દેખાતાં તેનું બરશનુમ ખતા થાય; એવો પણ નીયમ છે. એ કારણથી બરશનુમ બેઠેલા મોબેદોને રાત દીવસ જાગ્રણ કરી ભણવું પડે છે; અગર એક જન સહજ સરખો વીસામો લેયછે, તો તેનો સાથી તેટલો

વખ્ત ભણતો બેસો દુષ્ટ માયાઓની અસરની તેના પર ગલ્બો થવા ન દેવાની સંભાલ રાખે છે. તેવા સાથીને જરા પણ ખલલનો ખત્રો પડે છે કે તે તરત પેલા વીસામો લેનારને તાલી પાડી જગાવે છે; જેથી તેની તેટલા દહાડાની મેહનત કંશી ખલલને મારે ખાલી ન જાય. એવા સુધ્ધ થયલા યોગીને પુર્ણ થયલા (હોમ કલામ) યોગીઓ પોતાની સંઘમાં પછીથી "આમોખ્ત" કરે છે. કશાપણાંનાં સેહજપણાં જેટલાખી, કે ઈત્તેફાકના ઈત્તેફાક જેટલાખી, શરીરે કે વીચારે મેલા આસામીઓનો યોગ તડકાવી તેમને રદ કરતાં બુઝરગો કશી આંચકી કરતા નથી. ખુદ બનેલા દાખલાઓ છે કે જેમાં ફકત આંગલીનાં નખમાં જરા મેલવાલા એક મોબેદને તરત કલમ કાપી બરશ-નુમથી રદ કીધો હતો; બીજા એકે પોતાના હરીફને ખાસડું મારવાની ધમકી આપવાથી તરત તેને પણ અવાવ કીધો હતો. એટલી તનની તથા મનની સફાઈ જાલવવાને બુઝરગો ખંતી હતા. ઊંધાડે પગે કે ઊંઘાડે માથે બેઠેલાનેખી મેલાપણું વલગે છે એવાજ વીચારથી તેઓ તરત રદ કરી દેતા—પછી તે પોતાનો સગો દીકરો હોય તો તેનો વઠીક મુજાકો ન કરતાં. પારસી યોગીઓનાં ખાન પાનની દરેક વસ્તુ, ગમે એવી સુઘડ વસ્તુ વઠીક, ચોખાં પાણીથી પાવ કર્યા વના તેમના વપરાસમાં આવે નહીં, તેની તેઓ તરફની ઘણી ભારે ચોકાસી છે. યોગીને સફાઈ એટલી જરૂરની છે, તેથીજ તેને સફેદ કપડાં પેહરવાનું ફરમાન છે કે જેના ઉપર સહજખી ડાઘ પડે તો તરત જણાઈ આવે. ગમી તથા શાદીના હરેક વખતે રોશનીનાં કીરણ વના કશું પણ ધાર્મીક કામ નહીં લેવાનું સખ્ત ફરમાન પારસી યોગીઓમાં છે.

પારસીમાં મરણ પામેલાંના મુકતાત, ફરવષી, બાજ, જશન, અફ્રીંઘાન, સતુમ, ગાથા, ઈજશને, રવીયવન વગેરે થાય છે, તે રોશનીના પ્રયોગથી એક સુખદાયક બાગે બેહસ્ત જેવી સમારેલી જગામાં બેશી, મુવાંઓના આત્માને આમંત્રણ કરી તેમને શાંતી થાય, એવાં વાણાંથી તેમને સંતોખવાની નેમથી સ્થાપવામાં આવેલું હશે. એવી ક્રીયાઓમાં ધરાવેલી પવીત્ર વસ્તુઓ અપવીત્ર અને પરકોમનાં આદમીઓને આપવામાં મોટું પાપ છે—જેવું પાપ એક પદ્મીણી સ્ત્રીને એક ચાંડાલ સાથે વરાવતાં થાય, અથવા જેવું ચંદ્ર સરખી કાંતી ઉપર ઘહરણ સરખું ઢાલું પાડતાં થાય. એ વસ્તુઓ યોગે ચઢેલાં સીવાય કોઈ બીજાંથી ભક્ષ ન થાય.

યોગ પ્રક્રણથી ફારગ થતાં વેત નેહાર કોઠે પાણી પીવું, નકોરડે પેટ જમવું, તાતેલ અંગે નહાવું, પસીના ટીપાતાં શરીરે થંડો વા ખાવો—એ તંદુરસ્તીના કાયદાઓ તોડયા બરાબર છે. તેથી જઠરની રૂચી રૂપી રૂઢી બગડી બદહજમી થાય છે; બદહજમી તે મોતનો વડો પ્રધાન છે. કેરી, શેરડી, તથા કોપરાંમાંથી નીકલતા પ્રવાહી, તથા દુધ, ઘી, હીંદુ યોગના મુખ્યાધીકારી શ્રી મહાદેવની પ્રસન્નતા પામેલી મુખ્ય ચીઝો છે. એ સર્વ વસ્તુ પારસીઓની બાજ જશનની ધર્મ ક્રીયામાં, આદર મહીનામાં થતાં આતશનાં જશનમાં, મુકતાતમાં, ધરાવવામાં આવે છે. હીંદુઓ આતશમાં ચોખા ને ઘીણી હોમે છે. પારસીઓ લગન, નાવર, મરતબ, નવજોતને શુભ

ટાંકણે ઘીના દીવા ભરાવી મહીં ચોખા હોમે છે; તથા જવ કે ઘઊંના દફન કરી અ-ગ્યારીના આતશ નજદીક ધરાવે છે. તેમજ નાલીએરની કાત્રીઓ અને ચોખા નવજોતમાં, અને ફકત ચોખા લગનમાં, છોકરા છોકરીનાં સર પર કાં આતશની કાં દીવાની રોશની સનમુખ વધાવે છે.

પાણીનો યોગ કરતી વેલા ગંગા જમુનામાં દુધ હોમવાની રીત, અને અરદ્દીસુ-રમાં તથા અગ્યારીના કુવામાં "જીવામ" હોમવાને લગતી રીત, એકસરખીજ હશે. અરદ્દીસુર ન્યાયસમાં તો લખે છે કે "હાક્ષઅનામ પએમે."

ગ્નાની પુરૂષ કામી હોય છે, તો તેનામાં યોગ અને કયોગ ભળેલા જાણવા. આજે ઘણા ગ્નાનીઓ વીજલી ચૈતન્યથી મુએલાં આદમીને જીવતું કરવાનો યોગ કર-વાની ત્રેવડમાં પડયા છે. સઘલાં ચૈતન્યનું મુળ રોશની ભરેલી ગરમી હોવાથી, તેઓ તેમાં મોડે વેહલે ફતેહ પામી શકે.

આત્મશકતી એક હોય, તે યોગીને મલેલાં ગ્નાન વડે અનેક થાય છે; તેની સાથે લાગાંજ તેની ગ્નાન શકતી અને શરીરી શકતીનાં સાધણો વધી એકના અનેક થાય તો તેમાં સઉ સમજ પડતી સાદીજ વાત છે, ને નવું કઇંજ નથી.

ન્યુટને ગૃત્વાકર્ષણનો જંગ પ્રસીદ્ધ નીયમ કહાડયો; આજે ઘણાક પંડીતો બધા નીયમોના નીયમ દાખલ "પૈસા"ને ગણે છે: જેમ કહ્યું છે:—બીજકો બીજ નીર, દુધકો દુધ માંકો દુધ, લીઝતકી લીઝત મીથ, પ્રથમતાકી પ્રથમતા ઓંકાર. તેમ અમે ધાર્યે છે કે "આકર્ષણકો આકર્ષણ ઓર મોહીનીકી મોહીની"—અગ્ની. અગ્ની પોતાની આકર્ષક શકતીથી પોલાદને ને પાષાણને વટીક ભક્ષ કરી ખાખ બનાવશે. તેને આખી શ્રૃષ્ટીનો ખોરાક હોમશો, તોય તેની આકર્ષણ શકતી મંદ મારી સંતુષ્ટ ન થશે કે ન તૃપ્તી પામશે, પણ સામી વધશે. ગ્નાન, વીર્ય, ખુબશુરતી, પાકીજગી એ સર્વ ગરમીનાં આકર્ષણનાં વાણાં છે. તેની મોહીનીનાં વાણાંથી હીરા, માણેક, રોશની, સોનું, સર્વ અલંકૃત છે. એ બધાંમાં એટલું યાદ રાખવું કે એક નહાનો ચણગી કે છટકલામાંથી એવી મ્હોટી શકતીનો આતશ રોશન થાય છે—જેમ આત્મ ગ્નાનથી મહાભારત યોગફલ.

કાયદાનો કાબુ રાખવો, એ યોગીની મ્હોટી ફરજ છે. તેમ ન કરે તો પોતાનાં બલથી પોતેજ ફુંકાઇ જાય—તેનું વીરપણ તે ઘેલપણ, ગ્નાન તે અજપણ, પરેઝગારી તે નાપાકી, મોહીણી તે લંપટી, અને સીદ્ધી તે નીષ્ફળતા થાય—જેમ મહાવતનાં અંકુશ વનાનો હાથી પોતાની પણ ખરાબી કરે અને સાથે લાગી બીજાની પણ ખરાબી કરે.

પંચામૃત, એટલે પાંચ અમૃત (દુધ, ઘી, મધ, શેરડીનો રસ, અને યાતો પાકી કેરીનો રસ, કે અથવા તો નાલીએરનું પાણી) તેમજ પંચ ગવ્યથી મહાદેવની મુર્તીને સ્નાન કરાવવું શાસ્ત્રોમાં ઘણું ઉતમ લખે છે. પાણીમાં ઉભા રહી, સુર્યના બીંબમાં ધ્યાન ધરી, જપ કરવો પણ યોગનું એક પવીત્ર સાધણ લખે છે. વલી લખે છે કે જપ કરવા સારૂ કામલાના આસને બેઠાથી સર્વ ઇચ્છાઓ પુર્ણ થાય છે; કાળા રંગનાં

આમડાં પર બેસ્વાથી મુકતી મલે છે; વાઘનાં આમડાં ઉપર બેસવાથી મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત થાય છે; દર્ભનું આસન કરવાથી જ્ઞાન, અને પત્રનું આસનુ કરવાથી આરોગ્યતા, ફળે છે; વસ્ત્રનું આસન કરવાથી લક્ષ્મી મલે છે. તેમ વળી ઉલટું, પથ્થરનું આસન કરતાં દુખ, લાકડાંનું આસન કરવાથી નાના પ્રકારની પીડાકારી, અને ફક્ત પૃથ્વીનું આસન કરવાથી જપની નીશ્ફલતા, થાય છે. જપ કરવામાં જો સ્ફાટીકની માલા વાપરી તો સામ્રાજ્ય મલે છે; બજરબટ્ટાંની માલાએ અતીશ્યી અતીશ્ય લક્ષ્મી, દર્ભની ગાંઠોની માલાએ આત્મજ્ઞાન, રૂદ્રાક્ષની માલાએ સર્વ મનોરથની પરીપુર્ણતા, પરવાલાંની માલાએ સર્વ લોકની વશીકરણતા, આમલીનાં ફલની માલાએ મોક્ષ, મુકતાફલની માલાએ સર્વ પ્રકારની વીદ્યા, માણેકની માલાથી ત્રીલોકની સ્ત્રી વશીકરણતા, નીલ રંગનાં મરકટ મણીની માલા શત્રુને ભય ઉત્પન્નકાર, સુનાની માલાથી પુશ્કળ લક્ષ્મી, રૂપાંની માલાથી ઇછેલી કન્યા પ્રાપ્તી થાય છે: પારાની માલા એ બધાં સર્વ કામો કરી આપનારી છે. એઓમાં ૧૦૮ મણકાની માલા ઉત્તમમાં ઉત્તમ, ૧૦૦ મણકાની માલા ઉત્તમ, ૫૪. અથવા ૫૦ મણકાની માલા મધ્યમ, અને ૨૭ મણકાની માલા અધ્મ છે. (સોનાની, રૂપાંની, મોતીની, અકીકની, કેરબાની વગેરે તસ્બીઓ પારસી ભકતો વાપરે છે.) જપ કરનારે "યોની મુદ્રાબંધ" નામનું ઉત્તમ આસન કરવાની રીત એવી રીતે શાસ્ત્રમાં લખે છે કે ડાબો હાથ ગુડા ઉપર, તથા જમણો હાથ શીવાળ્યય ઉપર મુકવો; તેમ કરે, ને જે મંત્રનો જપ કરે, તે મંત્રની સીધ્ધી પ્રાપ્ત થાય છે. (એનેજ મલતું આસન ઇજશને, વંદીદાદ, વીસપરદની ક્રીયામાં બે મોહરાં ઉપર મુકેલી કાં બરસમ કે કાં હાવનીમનો શીવાળ્યય રૂપ લાલા ના ઉપર એક હાથ, તથા બીજો હાથ પોતાના પલાંઠી વાલેલા ગુડા ઉપર મુકીને, પારસી બ્રાહ્મણો કરે છે.)

આ યોગ પ્રકરણ અમે અત્રેજ સમાપ્ત કર્યે છીયે. તેમાંના વીચારો ફક્ત સુગ્નણાઓ દાખલ વીદ્વાનોને ચરણે મુકયે છીયે. એને લગતી બીજી કેટલીક કાવ્યરૂપ બાબતો એ પ્રકરણ લંબાણુ થઈ જવાના ભયથી અમે તાછી કાઢી છે, તે કોઈ બીજો ઘટતો પ્રસંગ પડવે હાથ ધરીશું.



# પ્રપંચી વીરો "અલ્સીબાયડીસ."

**ક્ષત્રવટનાં તંત્ર પ્રપંચમાં** વીખ્યાત થયલો આ વીરલો ગ્રીશ્યન ઇસુખ્રીષ્ટના જન્મ આગમજ ૪૪૮ વરશની વાત પર એટલે આજ ૨,૩૩૪ વર્ષની વાત પર જન્મ્યો. તે કોઈ કહે છે કે ૪૦) ને કોઈ કહે છે કે ૪૬) વર્ષ જીવ્યો. તે ખાનદાની હતો, ખુબસુરત હતો; એવો ખુબસુરત કે જીંદગીના પહેલા ત્રણે તબક્કા બચપણ, જવાનપણ, અને મરદપણમાં તેની ખુબસુરતી જલવાયલી રહી હતી. તેની જીબલી લપસણા ઘતી હોવાથી તેની બોલીમાં એક જાતનો મીઠાસદાર ઠણક્કો રેહતો. એ ઠણક્કો કેવો કે જાણે "રમકડું" બોલતાં "લમકલું" બોલાઇ જાય તેવો. પણ એ પોર્યો બચપણથીજ મનશક્તીમાં પક્કો હોવાથી તે પોતાની આ ખાંપણને ઓઠે ભલા ઘણેતર આસામીઓની ફેરચીતોલ ઠેકડી કરતો. કોઈ "ગોરો" હોય તેને "ગોલો", "બોડકી" ને "બોલકી", "ચોરી" ને "ચોલી", "પોરૂં" (છોકરું) ને "પોલું"—એવી એવી રીતે પોતાની સ્વભાશામાં અર્થ બદલી નાખતો.

તેને મોટાઈ મારવાનો ભારે અભખરો હતો. એક વેલા કુસ્તી કરતાં કરતાંમાં તેના હરીફનો દાવ ફાવવાની બાજી પર આવ્યો. અલસીબાયડીએ જોયું કે હારશ તો ખરાબ લાગશે. તેથી તરત સમયસુચકતા વાપરી તેણે પેલાની બાજુમાં મારી ડાચુંને ડાખી બચકલું ભર્યું, કે પેલાએ તાણી ચીસે પોતાની ચીપલી ભીડેલી છોડી દેતાં તાણો માર્યો કે "એમ બાયલાની માફક કરડતાં જાણ્યું." અલસીબાયડીસ કહેજે, "ના, સીંહની માફક." એક વેલાએ એ અને એના ગોઠયાઓ કરી રસ્તા પર પાસાદાવ ખેલતા થા, તેટલામાં એક ભારબરદારી ગાડું આવી લાગ્યું. એ વખતે અલસીબાયડીસની પાસા ફેંકવાની વારી હતી. ગાડાંને જગો આપવાને તેના સર્વ સોબતીઓ તો દાંહે બાંહે થઈ ગયા. અલસીબાયડીસ રસ્તા વચે આડો પડીને લાંબો થઈ સુતો, ને ગાડાંવાલાને કહેવા લાગ્યો કે તારી માએ સુંઠ ખાધી હોય તો લે હવે હંકાલ. ગાડાંવાલાને પોતાને ઘોડા ઠોભાવ્યા વગર છુટક થયો નહીં, કેમકે હાથે કરીને પેલાનાં દીલપરથી ગાડું ચલાવી તો નહી લઈ જવાય.

ઘણા વીષયી એઠીનીયનો એને કુછંદમાં લંપટાવવાને પેચમાં ફરતા. પણ તેટલાં સારૂં નસીબે એને ફીલસુફ સોક્રેટીસની ગાંઠ પડી. તેણે એને સદ ઉપદેશ કરી ખરે માર્ગે ઠાલ્યો ખરો, તોબી તેથી કરીને તેણે તે જમાનાનાં બધાં કુલક્ષણો છોડી દીધાંતાં એમ નહીં. એક પરદેશી જે તેની ખુબસુરતી દેખીને તેના પર ખરા આશકના જેવો દીવાનો થઈ ગયો હતો, તેની હાલત મુફલેસ છતાં તેણે પોતાનું બધું વેચી સાટીને તેના સો સોનાના સીક્કા એકઠા કરી

અલ્સીબાયડીસના હોશાન પર કુરબાન કીધા. આ જોઈ અલ્સીબાયડીસ મનમાં હસ્યો ને તેને રાતે જમવા તેડયો. સારી તરેહથી મેહમાનદારી કીધા બાદ તેણે તેને પેલા સીક્કા પાછા આપી કહ્યું કે કાલ રોજે મેહસુલની જમાબંધી બાબતના ગુદા જાહેર લીલાંઉથી વેચવાના છે, તે સરકાર પાસેથી ઇજારે રાખવા સારૂં જે જે ઇજારદારો હાજર થાય તેમાં તમેબી હાજર થજો. પરદેશીએ તેમ કીધું, ને આગલા ઇજારદારોએ જેટલી રકમ આપવા માંગી તેના કરતાં એક ટેલંટ એટલે સુમારે બે હજાર રૂપ્યા જેટલી વધતી રકમ આપવાની "બીટ" મુકી. આ નવા રખનાખોરને દેખીને જુના ઇજારદારો તો તેની પર બહુજ બળવા લાગા, ને જ્યારે કંઈ નહીં ફાવ્યું ત્યારે બહાનું લાયા કે એ ધણીનો જામીન કોણ. પરદેશી તો ઘભરાટમાં પડયો. તેટલાં અલ્સીબાયડીસ જે લોકનાં ટોલાંમાં ભરાઈને સઘલો તમાશો જોતો હતો તેણે શબ્દ કીધો કે એ ધણીનો હમી હું છું—એકથી તે એક લાખ બુધી, વાસ્તે બેલાસક મારૂં નામ નોંધો. આથી જુના ઇજારદારોએ ચાંઈ પડી તથા વધુ ઘભરાઈ જઈને પરદેશીને ઘણી કાકલુદી કરી પઘલાવ્યો, તથા ના હા કરતાં તેને એક ટેલંટની પાઘડી બંધાવીને હક મુકાવ્યો. એ રીતે અલ્સીબાયડીસે તે પરદેશીની જાનફેસાનીનો બદલો પારકે પઈસે ખટાવીં વાલ્યો.

જાતે તવંગર ખાનદાનનો નબીરો હોવાથી તે છકેલ થઈ ગયો હતો. આપણે જાણયે છીયે કે લાડખેલા પારસી છોકરાઓમાં "મારી મરઘી પાછી લાવની" તથા "માય, મને એની આંખ ફોડવા દેયની" એવી એવી વાતો છે; તેમજ મસ્તીખોર છોકરાઓએ અલકસેથી પોતાના માસ્ટરને ધભો મારવાની, તેની ખુરસીની નેતર બધેથી સરખી કાપી રાખીને તે પર બેસતાંજ કે અંદર બંદીવાન પેડે તેને હાથે પગે ઝ-કડી લેવાની, ગજ્યાંમાં સાહીનો ખરચો ધોળી તેનો રૂમાલ ખરડી અંજાણતી ઝટપટમાં મ્હોડું લુછતાં તેને હબસાનનો સોબીભઈ બનાવી દેવાની, કે તેના વાણ્યા સાઈ પોશા-કની ખેંચતાણ કરી તેને અધુરી નોતીની આકૃત્તીમાં ઉંધાડો કરી નાખવાની વાતો છે. તેવીજ વાતો એ છકેલ છેલ છોકરા અલ્સીબાયડીસ વીષેથી છે. તેણે માસ્ટર પાસે નીશાલમાં ચોપડી માંગી. માસ્ટર પાસે તે ન હોવાથી ના પાડી. એટલે આ પૈસાદા-રના પોરચાએ ગ્રીહરુમાં આવી માસ્ટરનો કાન અમરેટી ચમટો તોડયો. તે તેના પૈસાને મારે વણાઈ ગયું! હાથનો છુટો થવાની એવી ટેવ પડયાથી જરા જરા કરતાં તે છેક "ફાસ્ટ" જવા લાગો. એઠંસ શહેરના એક ઘણા આબરૂદાર શેહેરી નામે હીપો-નીકસનોબી તેણે એક દીવસ ના લેવા ના દેવાનો ભર ચકલાને ચમુત્રે કાન ચીમરેટયો. આય બનાવથી રૈયતના લોકમાં ભારે ચરચા ચાલી રહી. લોક કેહવા લાગ્યાં કે હું પેરીકલીસ આપણાં રાજનો વડો અધીકારી છે, ને તે એનો અતલગનો સગો લાગે છે, તેથી એ કોઇનો કશો દરેગ કરશેજ નહીં કે. જ્યારે આવી આવી રીતની તાણા જાણીઓ કોપાયલી રૈયતની ખફગીના પરીણામ દાખલ અલ્સીબાયડીસના સમજવામાં આવી, ત્યારે તેની તુંદ ખુમારી ઉત્રી ગઈ. તે તરતજ હીપોનીકસને

ઘરે બારવણે સવારે ચબોશાંમાં ગયો ને તેની આગલ હાથબક્ષ કરી, સર નમાવી, પોતાની ગરદન રજુ કીધી કે મને ચાહે એવી શીક્ષા કરો. પણ હીપોનીકસે તેની આવી દીલની દુલાઈ દેખીને તેને માફ કીધો, તથા એ વાતને થોડો વીલંબ વીટયા કેડે તેના વેરે પોતાની દીકરીબી પણ પરણાવી. દીકરીની રીતમાં બાપે પા લાખને સુમારે રૂપ્યા દીધા; પણ જ્યારે પાછલથી તેણીને પેટ બાલક અવતર્યું, ત્યારે તેની જોહરીપોહરીના બીજા દશ હજાર રૂપ્યા અલ્સીબાયડીસે માંગ્યા કે વાહ, વલી એમાં વેહવારની વાતે શું છે? વાત ચડસે ચઢતાં વધી જવાનો સંભવ હતો, તેથી પરસ્પર સમજુત કરી એવી માંડવાલ થઈ કે સસરો વગર છૈયે મરણ પામે, તો જમાઈ તેની સંધી દોલતનો હકદાર વારસ ગણાય.

બૈરી બહુ ડાહી ને ઘરરાખુ હતી. તેણીએ પોતાના છત્રપતી ખાવંદની વેશ્યાઓ સાથની લફંગાઈ ઘણોક વખત સુધી તો સાંખી અખાડા કીધા. અંતે અતેરૂં થવાથી જ્યારે નજ ખમાયું ત્યારે પોતાને મહીયેર જઈ રહી, અને ધારા પ્રમાણે ફારગતી લખીને વરને તલાક દેવાને ઠરાવ્યું. એ તલાકપત્રીકા હાથોહાથ પોંચાડવાનો રવૈયો ધારામાં લખેલો હોવાથી બાઈ જ્યારે પોતાના ધણીને તે આપવા આવી કે તેનું દીલ તેણી પર દોડયું; તેણે મોકલે હાથે ધસ્તો જઈ તેણીને છાતી સરસી દાબી ભર લોક વચ્ચે બગલગીરી કીધી, અને પાંખડી પકડીને પોતાને મુકામે વળાવી લાવ્યો. એ વખતથી તે અલ્સીબાયડીસ મરણ પામ્યા તલીક એ બાઈ સાસરાંમાં પગ ખોમીને રહી.

પોતાના સગા પેરીકલીસને એક દી અલ્સી બાયડીસ મલવા ગયો. ત્યારે તેને જવાબ મલ્યો કે રૈયતની હજુર હીસાબ કેવી કીસમથી રજુ કરવો તેની ગુંચવણમાં તે રોકાયલો છે. અલ્સીબાયડીસે કહ્યું કે "હીસાબ આમ રીતે કે પેલી રીતે આપવાની જગે તે કશોબી હીસાબ ન આપે તો સારૂં, કે કોઇ વાંધા વીઝી કહાડવાનું ઓઠું મલેજ નહીં."

સોક્રેટીસ જેવા શીલસુફની સોબત સાધવાનો ફાયદો કેલવણી, નશીએત, ચાણક વગેરે શીખવાનો થયો તે તો એક, પણ એ નામદાર મરદની સંગતથી પોટીડયાની લડાઈમાં તેનો જીવ ઉગર્યો તે બીજો. એ લડાઈમાં આખાં શરીરે ઘાહ ઝોભતો ભારે જખમી થઈ અલ્સીબાયડીસ મુરર્છા ખાઈ પડયો કે તેવોજ તેની વાહરે સોક્રેટીસ ધાયો. ભારે જવાંમર્દી કરી તેણે તેને તથા તેનાં બધાં હથ્યારોને શત્રુની ગાલેબીમાંથી બચાવી લીધાં. છતાં સેનાપતીએ અઠણ બહાદુરીનો ચાન સોક્રેટીસને આપવાની જગે અલ્સીબાયડીના ગંજ તરફ નજર રાખી તેને આપવાની ભલામણ કીધી. એ ચાન મલ્યાથી અલ્સીબાયડીસનાં પરાક્રમને ઉત્તેજન મલશે, એવો અંદેશો પુગાડી એ વીદ્વાનેબી સેનાપતીની ભલામણની ખુબ રીતે તરફેણ કરી પોતાના વહાલા શીષ્યને ચાન અપાવ્યો. પાછલથી ડેલ્યમની લડાઇમાં સોક્રેટીસ એવીજ રીતે દુશમનોનો ભારે ગલ્બો થવાથી અજબ બતંગીમાં આવી પડયો હતો, તે વેલાએ અલ્સીબાયડીસે પોતાના જીવને જોખમે તેની આડે પડી તેનો જીવ ઉગાર્યો હતો.

મોહટી કીમત આપીને એક વખત એણે એક ડુંગર જેવો લાગતો કદાવર તથા દેખાવડો કુત્રો ખરીદયો. એ કુત્રાની પુછડી ઘણી ફાંકડી છતાં મગજમાં વાઈ આણીને તેણે તે કાપી નાખી. લોકો તે વીશે ઘણી બડબડ કરવા લાગાં ત્યારે તેના મીત્રોએ તેને ઠપકો દીધો કે એમ કેમ કર્યું? તે કેહજે, "એ એમજ, લોકને એ પુછડીનું બોટું પીખવાનું મલે કરીને મેં આસમાસ એમ કીધું; ન તો પછી એ લોક મારે વીશેથી બીજી જુઠી સાચી વધારે ખરાબ નીંદા કરતે." લોકપ્રીય થવા માટે કેટલાક માતબર એથીનીયનોએ ગામના લોકનું વેંહચાણ કરવાની રસમ રાખી હતી, તે પ્રમાણે અલ્સીબાયડીસે પણ કર્યાથી તે રૈયતનાં લોકમાં ઘણો દીલજાન થઈ લાગ્યો. ફીલસુફ પ્લેતો શયરો મારી જાય છે કે "એક દી સોક્રેટીસ ગુરૂએ અલ્સીબાયડીસને સબક દીધો કે, "ચેલાજી! અગર લોકપ્રીય થવા કીર્તી ખાટવી હોય તો આપણા શત્રુ લોકના સેનાપતીઓનાં રણચરીત્રોનો અભ્યાસ રાખવો." અલ્સીબાયડીસે કહ્યું, "ના જી ના ગુરૂજી સાહેબ! રૈયતને વહાલા થવું હોય તો પંખી પાલવાં!" (કેમકે એક વખત વેંહચાણ કરતાં કરતાં તેનું પંખી તેના હાથમાંથી ઉડી ગયું હતું, તે પકડી આપવાને માટે બધું વેંહચાણ લેવા આવેલું લોક દોડયું, ને તે પકડાયું ત્યારે ઘણા ઘણા સાબશીના લોકપ્રીય પુકારોની ગર્જનાથી તેઓએ અલ્સીબાયડીસને વધાવી લીધો હતો.)

ઉંચી તોખમ નસલના તથા ચોખી બુનીયાદના અશ્વો રાખવાનો તેમજ ભપકાદાર રથો રાખવાનો અલ્સીબાયડીસને ઘણો શોખ હતો. ઓલીમ્પીક તમાશામાં ઈનામ ખાટવા કીજેથી તેણે એકવેલા એકદમ સાત રથ રજુ કીધા. કોઈ રાજા કે કોઈ પ્રજાએ આગલ આવો દમામ ગજાવેલાની નોંધ નથી. યુરીપીડીસ જેવા દેવતાઈ નાટક લખનારાએ તેમજ ઠ્યુસીડીડીસ જેવા ઉત્તમ તવારીખનવેશે એ વીશે તેની સ્તુતી લખી છે. કસાકસીમાં તે એક, બે, ને ત્રણ ઈનામો મારી ગયો. એથી તેના પર સાબાશીના ગગડાટનો જે વધાવો થયો તે બેશુમાર હતો. સોક્રેટીસના એક ચેલાએ લખેલાં વૃતાંતમાં એવી પણ નોંધ જલવાઇ છે કે અલ્સીબાયડીસના મુશાફરીના ખરચ ખુટણ માટે ચાર શહેરોની આમદાની અલાહેદી રહેતી હતી. તેના તંબુઓ સારૂ ઈફીસસ શહેર, તેના ઘોડાઓની ચંદી સારૂં ચીયોસ, તેની ટેબલ પરના સેકારો તથા લીજતદાર વાણીઓ સાફ સાઈઝીકસ, અને વઈન (શરાબ) તથા બીજી ઘરગટુ જીણસો સારૂ લેસબોસ.

એથેંસના કરતા કાવરતા પુરૂશો તરીકે ગણાતા આ અરસામાં ત્રણજણ હતા—ફીએક્ષ, નીશ્યસ, ને અલસીબાયડીસ. હવે એથીનીયનોમાં એક ઘણો બેવકુફ ચાલ હતો. કદી કોઈ શહેરી ઘણું માન પાન આન પામતો, તો તેનો ચઢાવો તે લોકથી દેખી નહીં ખમાયાથી તેઓ તેને "ઓસ્ત્રેસીઝમ" નામની છુપાં મત આપવાની રીતથી દશ વરશ કાળાં પાંણી કહાડતા; એટલે કે એટલો વખત સુધી પેલા વધી ગયલા શેહરીને એથેંસમાં પંગ મુકવાની બંધી રહેતી, જે જો તે ટોડવાની હીમત કરતો, તો દેહાંત દંડ તથા સ્થાવર જંગમ મીલકતની જપ્તીનાં સાશનને પાત્ર ગણાતો. એમ

કરવામાં તે લોકની મતલબ પેલા માહન પુરૂશને પગતલે દાબેલો રાખવાની હતી. રેતીમાંથી મલી આવતી સીપરી પર દરેક શહેરી પોતાને મનગમતા પુરૂશને દેશવટો આપવા સારૂં તે પર તેનું નામ લખી મુકરર કરેલા પેટારામાં નાખતો, અને જે ધણીની વીરૂધ સર્વેથી વધુ મત પડયાં હોય તેને વગર વાંકે વગર અન્યાએ નાહક દેશવટે નીકલવું પડતું. ઉપલા ત્રણ મુખ્ય આસામીઓ ઉપર રૈયતના અદેખા આદમીઓ બલી મરતા હોવાથી તેઓએ હાઈપરબોલસ નામના એક ઉલ્લુને હુલકાવ્યો. તે મીયાં મરકટે ખલમાકડા પડે તાર પર ચઢી જઇને મતો એકઠાં કરવાં માંડયાં. અલ્સીબાયડીસે જોયું કે ત્રણમાંથી કોઈનેબી બીન ફોકટનાં ગાંસડા પોટલાં બાંધી રસ્તો માપવો પડશે. તેથી તે લઈને શીએક્ષ ને નીશ્યસ સાથે મળી ગયો. તેણે સુઞાડેલી યુકતી પ્રમાણે એ ત્રણજણે મળી પેલાના ટાંટ્યા તેનાંજ ગલાંમાં ઓળવવાનો નીશ્ચય કીધો. પોતપોતાના લાગતાંવલગતાંઓમાં પુરતું જોર મારી તેઓએ હાઈપરબોલસ સામે સીપરીઓ લખાવી કોઠારમાં નાખી. એઠીનીયનોએ હાઈપરબોલસને કાયદા પ્રમાણે દેશનીકાલ કીધો તો ખરો, પણ નામાંકીત નરો માટેજ સ્થાપેલી શીક્ષા તેના જેવા નાલાયક ને નકુચ્ચ આદમીને કરવાથી તે ધણીનો મરતબો વધેલો તથા કાયદાનો મરતબો ઘટેલો સમજીને, તથા એવી બોજદાર શીક્ષાનો ફરીને એવો ગેરઉપયોગ ન થાય તેની સંભાલ રાખવા સારૂં વીચાર કરીને, તેઓએ એ શીક્ષાજ કાયદા પોથી પરથી છેકી કાઢી.

નીશ્યસને સ્પાર્ટનો સાથે ઠીક હતું. તેથી તેઓ વચે અને એઠીન્યનો વચે ચાલતી લડાઈ અટકાવી સલાહ કરાવાનો વીચાર તેને સુઝયો. આથી તેણે સ્પાર્ટાથી એલચીઓ બોલાવી મંગાવ્યા. એ એલચીઓ કુલ મુખ્ત્યાર હતા અને તેથી બન્ને પ્રજામાં સુલેહની મજબુતજ ગાંઠ પડી જવાની વકી હતી. એટલે અલ્સીબાયડીસને પોતાની અગત તેમાં ઓછી પડેલી જણાઈ. એક તો લડાઇનાં પગઠીઆંથીજ મોટો દરજ્જો પામવાનો તેને લોભ હતો, અને બાજું તો "મોટા ભાઈમાં હુંજ" ગણાવાનો અભખરો હતો. એટલે નીશ્યસની બઢતી તેનાથી નહીં દેખી ખમાય એ ઠાવકુંજ હતું. તે ફંદો રમ્યો. પેલા એલચીઓની કદર ખાવાનું ડોલ ઘાલી તેણે તેમને એકાંતે કહ્યું કે "અરે અભાગ્યાના દીકરાઓ, એ તમે શું અભારો બાળવા બેઠાચ? તમારી કંઇ અક્કલ ગઈ છે રે શું? તેથી જોઇ વીચારી કામ કરજો. જો તમે અમારી રૈયતની સભાને કેહશો કે અમે કુલ અખ્ત્યારની મુખ્ત્યારી સાથે ફુલ પવર આવ્યા છીયે, તો તેઓ તમારી પાસે બધું ઘણું ઘણું માંગશે. પણ જો તમે કેહશો કે અમને તો ચોકસ હદ સુધીનીજ થોડીએક સતા છે, તો પછી તેઓ તમારી પાસે થોડુંજ માંગશે. તેથી તમે પેલા અડુખરા નીશ્યસના ભમાવેલા ભમતા ના હો કે બાપુ, ને તેની આગલ મારે વીષે કશો હરફબી પણ કહાડશો મા; ન તો અમને માહોમાંહમાં પંચાત થઈ પડશે. બાકી અમે તો તમારાં સારાંને માટે કહેચ હો." ભોલા એલચીઓ અલ્સીબાયડીસ જેવા લાગવગ્યા એઠીનીયનની આ કુમકમાં લેવાયા. બારવણે રૈયતની

સભામાં નીશ્યસે તેમને પુછ્યું કે "કહો મીત્રો! તમે ફુલ પવર લઇને આવ્યા છો?" અલસીબાયડીસે ભણાવી રાખેલી પાટી પ્રમાણે તેઓએ તો ના કહી. એટલે તેમનો હીમાયતી નીશ્યસ ફજેત પડયો. તે વધારે ચાટ ત્યારે પડયો જ્યારે અલ્સીબાયડીસે ઉઠીને તડાકામાર તોફાન કીધું કે "આવા હલકા ઓહ્દાના એલચી આસામીઓ સાથે મહાભારત મામલાઓ તથા ખત્રાટ ભરેલા કોલકરારોના ખટલા આપણાથી તે કેમજ ચલાવી શકાશે? તેથી તો આપણા મોભાનો મોચ ટુટશે. એ લોક વગર ઢંગઢડે ઘડીક બીચ પોતાની સત્તા ફુલ પવર જણાવે છે, ઘડીકની બીચ કોર મરડીને કહે છે કે ના ફુલ પવર નહીં."

એણીમેર એલચીઓ તો ફગાઈ ગયા. જેના વીશ્વાસ પર તેઓએ ભરૂસો મુકેલો તેણે તો તેમનાં ભર મીજલસની બીચ ડોકાં ઉડાવ્યાં. પેલીમેર એઠીનીયન રૈયત હુલકી ગઈ. તેઓએ એક કલમ કાપી: બીજી કલમ મારી. કલમ કાપી એમ કે સ્પાર્ટનોને ને આપણને કટ્ટી લડાઇ છે. કલમ મારી એમ કે એ લડાઈમાં આપણી તરફથી અલ્સીબાયડીસ કુલ મુખ્ત્યાર સૈન્યાધીપતી, જલ માર્ગે તેમજ ઠલ માર્ગે. અલ્સીબાયડીસે પોતાના તાબાના સોલજરો તથા સેલરોને ઉશકેરી દીધા કે "યાદ રાખજે આપણા વડવાઓની નશ્યત કે, જેબી જગા પર અન ફલ પાકે, તે પર આપણો લાગો લાગે." એટલે કે જગતમાં જેટલીબી એડાયતી, બાગાયતી, કે ચરાયતી જમીન તે આપણા બાપની!

હવે હ્યાં એક મોકાણ મલી. અલસીબાયડીસ જેટલો ચતુર તેટલોજ છંદી હતો. તેનાં વીષયીપણાંની હદ બેહદ હતી. વીદ્વાન પંડીત ડાકટર ટાઈટલર લખી જાય છે કે લાઈકરગસે કરેલા છુટના કાયદાનાં તીરસ્કારપુર્વક પરીણામ દાખલ, સ્પાર્ટીણીઓ જાહેર હમામખાનાંમાં છડેચોક નાહતી, તેમજ તાલીમખાનાંના પેલસ્ત્રા નામે અખાડામાં ખુલાંગી સેલભેલ પહેલવાનબાજી (કુસ્તી) એલતી, તેથી કરીને તેમની અધુરી નીતીની નફટાઇનો સાખો આખાં દેશમાં પડયો હતો. એ કજાતાંબી અલ્સીબાયડીસના કનીતીનાં ગોંદલનો સાખો ઓછો ન હતો. તે છતાં રફતે રફતે વધતા જઇને તેણે દેવીઓનાં પુતલાંઓની અતી પવીત્ર લેખાતી ક્રીયાઓ સાથે મસખરી ભરેલી અપવીત્ર ચુલપચારી કીધી. એઠીનીયનો તેને ગમે એટલો ચાહતા છતાં, તેની આ નાપાકીથી ઉશકેરાઈને ગાંડા જેવા થઈ ગયા. એવો અપ્રાધ જે તેના સાથીઓ પર સાબેત થયો તેમને તો તેઓએ ગરદન મરાવતાં પલવાર આંચકી કરી નહીં. પણ તેની સરદારી હેઠલ આ વેલાએ મોટું લશ્કર હોવાથી રખે તે કંઇ કાલું ધોલું કરીને કે ઉંધું ચતું સમજાવીને લશ્કરી બંડ ઉઠાવે, તેની ધાસ્તીથી તેઓ તરતવેલા સસ્સેકા તીન પાંઉ કરી ગયા. તેઓએ તેને લડાઈ પર જવા દીધો. તે અરધીક મંજલ પુગ્યો ન પુગ્યો કે તેઓએ તાકીદનો હુકમ મોકલ્યો કે અમુક જણને સરદારી સોંપી દઇને તમારે એક પગ ત્યાં તો એક પગ હ્યાં એમ તાકીદથી અત્રે નીકલી આવવું. અલ્સીબાયડીસ એ ભેદ સમજી ગયો. તેણે જોયું કે પાપનો ઘડો અલાહલ

ચીકાર ભરાઇને ઓય ફુટવાની બોંણી પર છે. તેથી તેણે એથીન્યનો પર જીવ ધીરવા જેટલો વીશ્વાસ મુકવાનું નામુનાસેબ ધાર્યું કે "એ મારા સ્વદેશીઓએ મારા કેટલાક સાથીઓને જીવથી માર્યા છે; એટલે તેમની ઉપર હું બધોખી ભરસો મુકી શકું, પણ જ્યાં જીવની વાત આવી ત્યાં તો હું સગી માયનો પણ ભરસો નહીં કરૂં; ન તો એ લોક મત આપતી વેળાએ છોડી મુકવાની સફેદ સીંગ નાખવાની જગે મોતની ટેપ મારવાની કાળી સીંગ નાખવાની ભુલ કરે તો મારી શી અવસ્થા?"

અલ્સીબાયડીસને કોરટના પોકારચીને સાદ મારી ધારા પ્રમાણે બોલાવ્યો છતાં તે હાજર ન થયો, કે તેના તરફથી કોઇએ કશો ઉત્તર ન કર્યો, તેથી રૈયતે ઠેરાવ માર્યો કે તેનો જીવ અને માલ મીલકત કબજે કર્યાં છે; તેથી સર્વ ધર્મગુરૂઓએ અને ધર્મગુરૂઆણીઓએ તેના સામે હ્યાનતનાં વેણ ને નુકશાણના શ્રાપ નાખવા. બધાંઓએ તેમ કીધું. પણ એક ગુરૂઆણીએ તેમ કરવાની ના પાડતાં કહ્યું કે "અમારૂં કામ ના કે શ્રાપ આપવાનું, પણ બંદગી કરવાનું."

આ મોકાણના સમાચાર સાંભળીને અલ્સીબાયડીસે પાછાં પગલાં ધર્યાં ને સ્પાર્ટણોની પનાહ માંગી. તેણે તેમને કહાવ્યું કે અગર તમે મને તમારા તરફનું અભય વચન આપો, તો તમારી લડાઇની બગડેલી બાજી એકવાર એવી સમારી આપું કે એથીન્યનોખી તે મરતાં સુધી વીસરે નહીં. જેવું જોઇતુંથું તેવું વેદે ફરમાવ્યું. આવી ચલ્લી બીજી વાર હાથ આવવાની નથી એમ સ્પાર્ટનોએ ધાર્યું. તેઓએ જોયું કે જે જાનભેદુ છે તેજ શત્રુઓની આંખ ફોડશે. તેઓએ તેને ભારે આદર-સત્કારથી આમંત્રણ કીધું. તેણે તે લોકનું કામખી પણ તેવુંજ સરસ રીતે સમાર્યું. તેઓ હારતા હતા ત્યાં ઝીહતતા થયા તેથી, તેમજ અલ્સીબાયડીસ સ્પાર્ટનોનો લુખો ખોરાક ખાતો અને જાડો જભો પહેરતો તેથી, દેશ તેવો વેશ કરનાર એ પ્રપંચી ખુદ સ્પાર્ટાના રાજા એજીસ કરતાં પણ ત્યાંની રૈયતમાં વધારે માનીતો થયો. પણ ત્યાં તેણે પાછાં પોતાનાં લક્ષણ લંબાવ્યાં. "અક્ષણ ગયા, દક્ષણ ગયા, પણ લક્ષણ નહીં ગયાં." તેણે લોભ લંબાવતાં લંબાવતાં રાજા એજીસની લડાઈ પરની ગેરહાજરીનો લાભ લઈ તેનું ઘર માર્યું—તેનું બીછાણું બગાડયું. તેની રાણી ટીમ્યાની કુક્ષે એક છોકરો લ્યોતીચાઈદાસ અવતર્યો, તેને એજીસે પોતાની નસલ તરીકે ઓળખવા ના પાડી ગાદીભ્રષ્ટ કીધો. પણ પાછલથી જ્યારે એજીસ મરવા પડયો, ત્યારે તે દીકરે ઘણાઘણી આંખ પાણીથી કાલાવાલા કર્યા કે એમાં મારો શો વાંક, ત્યારે એજીસે તે નીર્દોષના ઉપરથી એ બટ્ટો ઉડાવી દેવા ખાતર કબુલ્યું કે, એ છોકરો મારો છે, એને ગાદી ઘટે છે.

પોતાને ઘર ખાતર પાડનાર હરામખોર ઉપર અતીશય રોષે ભરાયલા રાજા એજીસે બીજા મદદગારો સાથે મસ્લત મારીને અલ્સીબાયડીસનો નીકાલ કરી નાખવાને ઠરાવ્યું. તેની બાતમી મલતાંજ આ મીઠા મસકલા પ્રપંચીએ પવન પર પીઠ ફેરવીને ઇરાનીઓના અમીર ટીસાફર્નીસની પનાહ પકડી. પ્રપંચ અને છળ કપટ

શાબ્બા તો આ પક્કા અમીરને પડાપડ મહોડે હતાં. દગો ફટકો ને ઢોંગ ધતુરાનો તો તે ઉસ્તાદ હતો. ઠગાઈ અને ધુતણપણાંનો તે ખાંહતો. તેણે જોયું કે વાહ વાહ રે વાહ વાહ; શાબાશજી શાબાશ. એઠીનીયનો પર વેર વાળવા સારૂં હવે આપણું નસીબ ખુલ્યું. મા પોતાના દીકરાને હેત ભર મેળવી લીયે તેમ તેણે કોઠી કરી અલ્સીબાયડીસને મેળવી લીધો. જે કરે તે અલ્સીબાયડીસ. હુકમ આપે તો તે; મારે તો તે, ઉગારે તો તે. ટીસાફર્નીસને અલ્સીબાયડીસે સમજાવી લીધો કે "સ્પાર્ટનો બધા લુચ્ચા ને દગલબાજ છે; તેથી ગ્રીશ્યનો તરફ શત્રુવટ ધરાવી તેમને વસ કરવા સારૂં તમે સ્પાર્ટણોસે સલ્લાહ બાંધ્યુંછ તો તેખી ભલે; પણ ગ્રીશ્યનોને છેક કચડી નાખવામાં તમારૂં સાર્થક નથી હો: તમારી મતલબ તો ત્યારે હાંસલ થાય કે તમે બંને બાજુને એકમેક સામે નીચવી આપો, અને જે બોરદુ હારીને પડે તેને પાછી ઉઠાડી આપો, એટલે તેમનાં માંહોમાહે લડી મરવાથી તમારૂં કામ સમરતુંજ જશે, ને તે લોકનું આપોઆપ. બગડતું જશે: બાકી જો તમે સ્પાર્ટણોનેજ જીહીતાડીને તેમની ટંગડી ઉપર ને ઉપર રાખશો તો પછી તે લોક એટલા માથે ચહડી જશે કે આખર તમોનેજ ભારી પડશે." ઈરાની અમીરને મન આ વાત વસી. તેણે એ સલાહ પર અમલ કરી સ્પાર્ટણો તરફથી કોર મરડી હારી ગયલા એઠીનીયનોને હવે મદદ કરવાને ઠરાવ્યું. એઠીન્યનો તો લડાઈમાં માર ખાતાં ખાતાં ગરદાપેચ થઈ ગયા હતા. તેઓ સ્પાર્ટણોનો કાફલો જોતા કે ઠરઠરતા. તેઓ સ્પાર્ટણ લશ્કર દેખતા કે બીહતા. પજો સેમોસ આગલ સ્પાર્ટણ કાફલો પડયો હતો; અજો એઠીન્યનો રડતા કે વળી શત્રુઓની બાંહેધરીમાં તો ઈરાનીઓને ખરચે આવેલો ફીનીશ્યન કાફલો છે; તેથીને એ પાટલો તે કેમ ફાવશે? અલ્સીબાયડીસ જે તજો બેઠો બેઠો રોજ માલા જપતો હતો કે એઠીન્યનો કયારે બહુ બીધેલા થઈને તેના સપાટામાં આવે, તેણે તેમને આવા હારી ખાધેલા દેખીને સંદેશ કહાવ્યો કે રે રખે ફકર કરતા, હું તો ખરો કે તમને ટીસાફર્નીશની મદદ અપાહું. અલ્સીબાયડીસનો શત્રુ ફ્રીનીકસ આ તાલમેલ જોર પડે ચગી ગયો કે એતો જેમ તેમ કરી લોકનો વાહલો થઈને દેશમાં પાછો આવવાની એની તલાવટ છે; તેથી એ આવશે તો આપણી કમબખ્તી; માટે એને શરૂઆતમાંજ દાબ્યો જોયે. એમ ધારી તેણે એવા દેશપાર કરેલા ફંદાબાજ સાથે કશી પણ નીસ્બત ન રાખવાને રૈયતને સમજાવી. પણ ધભરાયલી રૈયતને મન ફ્રીનીકસ તો દખાપો. તેઓએ અલ્સીબાયડીસના સંદેશનો અંદેશ ઉપકાર સહ કર્યો; તેની પ્રતીજ્ઞા કરતાં અચકવાની તેઓએ ફ્રીનીકસને આજ્ઞા દીધ. એટલે ફ્રીનીકસે રાજફીતુર કીધું. તેણે ફીનીશ્યનં સરદારને અલ્સીબાયડીસની બેવડાઈ કહેવડાવી, ને લાગ ફાવે તો તેને કેદમાં કબજ કરવાની હીકમત શીખાવી. એ સરદારને તો ઈરાનીઓએ પગારદાર ભાડુતી રાખેલો, તેથી તેણે લઈને પોતાના શેઠોનો વહાલો થવા ખાતર એ ભરમ અલ્સીબાયડીસને ફોડયો. અલ્સીબાયડીસે તરત એઠીનીયનો પર સંદેશ રવાના કર્યો કે આ ને આ રીતે ફ્રીનીકસ દગો રમે છે. ફ્રીનીકસને એ ખબર પડી કે તેણે વજાતા

ફીનીશ્યન સરદારને ઠપકો મોકલાવ્યો કે તમે ગરદન લેવાડવાની વાત કરો છો તે કંઈ સારૂં નથી કરતા; તે છતાંબી લ્ખ્મો હું તો તમારૂં સારૂંજ ચાહીને કહું છું કે તમે મારા ચલાવેલા ચાલશો તો આખો એથીનીયન કાફલો વગર રંજે તમારે હાથ આવશે. એણીમેર એમ સમજાવીને પેલીમેર ફ્રીનીકસે એથીનીયનોને સાવચેત રહેવા જણાવ્યું કે ન તો તેને મલેલી છુપી ખબર પ્રમાણે કાફલો શત્રુઓને હાથ દગાથી જશે. એમ કરવાની ફ્રીનીકસની મતલબ એવી કે જેમ ફીનીશ્યન સરદારે મારો આગલો ભરમ ફોડી અલ્સીબાયડીસ મારફતે મને અલખામણો કીધો, તેમ તે આ બીજી વેલાબી કરવાનો; તો પછી લખ્મોને તેને ને અલ્સીબાયડીસને હુંજ અગાઉથી ફજેત પાડુંની. બન્યુંબી એમજ. અલ્સીબાયડીસે વળી એથીન્યનો જોગ ફ્રીનીકસના એ ફેસાદની ફરયાદ લખી. પણ એથીન્યનો તે માનેજ કેમ? સબબ તેથી સાવચેત રહેવાને તો તેમને સામી ફ્રીનીકસેજ તાકીદ કરેલી. પાછલથી એ ફ્રીનીકસને તેનાં એવાં કાવત્રાંઓને લીધે લોકોની જાહેર મંડલી વચે એક સોલજરે ઠોર કીધો, ત્યારે તે સોલજરને રાજસમાજસ્થોએ જય-ગજરો ઘાલી તાજદાર બનાવ્યો હતો.

આવી આવી સેવા બજાવ્યાથી અલ્સીબાયડીસ બહુ માનીતો થયો. તે પાછો ફરે એમ એથીનીયનોએ હવે ફકત ઇચ્છયુંજ નહીં, પણ તેઓએ તેને હુકમ કીધો કે વીરા વેહેલા સ્વદેશ પધારજો. એણે જોયું કે ટંગડી ઉંચી રહે કરીને તે લાગલા સ્પાર્ટનોના કાફલાને સોધી કહાડી હરાવી પાયમાલ કીધો. પછી તે વીરી વધાઈ ખાવા ભારે ઠાઠમાઠથી અને પુશકલ ભેટ સોગાદ લઈને તે ટીસાફર્નીસ જોડે ગયો. પણ ટીસાફર્નીસ બીધો કે ઈરાનમાં મારા બાદશાહને ખબર થશે કે મેં તેના હુકમ વીરૂધ ઈરાનના શત્રુઓ એથીનીયનોને મદદ કીધી, અને તેથી અલ્સીબાયડીસની મારફતે ઈરાનના મીત્રો સ્પાર્ટનોને હરાવ્યા, તો ધડપરથી ડોક ઉડતાં કંઈ વખત થવાની નથી. એટલે તેણે અલ્સીબાયડીસ પર ગુસ્સો કરી તેને પરેઝ કરી કેદમાં પુરી દીધો. અલ્સીબાયડીસ હીકમત કરી કેદથી છુટો. નાહસ્તાં નાહસ્તાં વેર લેવાની મક્સદથી બુમ ફેલાવતો ગયો કે એ તો મને છુપી રીતે ટીસાફર્નીસે છોડી દીધો. પછીથી તે સાઈઝીકમ આવ્યો, ને ત્યાં હોતા બાકીના મોટા સ્પાર્ટણ કાફલાને હરાવીને સ્પાર્ટાનું જલ બલ સેવટનું ઘડી કીધું.

હ્યાંથી વલેલો સેલીબ્રીયાનો કસ્બો કબજે કરવાને તે ગયો. રાતના ફક્ત ત્રીશ માણસોની ટુકડી સાથે, કોટના કોઈક પોહરેગીરો સાથે આગળથી કરી રાખેલી ફુસલવણીના યોગ પર તે ગયો. પણ તેટલાં તો સેલીબ્રીયન લશ્કર, તરવારૂ. બરછીબંધ વાની મીસાલે તેના સામે આવી પેરો ઘાલી રહ્યું. ઉછાછલાપણું થયું તો ખરૂં; પણ પાછાં પગલાં ભરવાં તે તો હીચકારાનું કામ. તેથી મરવાનું એમબી પણ ને મરવાનું તેમબી પણ; એમ ધારી તેણે રણસીંગુ ફુંકાવી પછી સેલીબ્રીયનોને પોકાર મારી કહ્યું કે ખબરદાર, તમે લોકે એથીનીયનો સામે હઠયાર ઉઠાવ્યાં તો આપ મુવાજ પડ્યા જાણજો. આ બહાદુરીભરેલા વચનનો સંવાદ સાંભલીને

સેલીગ્રીયનોની ગરમી પર આવેલી હીમત ફુક્કી મારી ગઈ. તે આ રીતે તેમને વાતમાં રોકતો છે, તેટલાં તેનાં રણસીંગાંના અવાજના શબ્દ પર સરત મારતું તેનું બધું લશકર આવી પહોંચ્યું, તેથી તે તથા તેની ટુકડી ટુકડે ટુકડા થઈ જતાં બચ્યાં.

સેલીગ્રીયનો પાસે ખંડણીનો દંડ લઈ, તથા ચોઠાઈનો લવાજમ કબુલ કરાવી, બાઈઝેંશ્યમ જીતવાને તે ગયો. કામ લગરીક મુશ્કેલ લાગ્યું, એટલે પેચ રમવો તેને મન દુરસ્ત ભાસ્યો. તેણે એકાએક કાફલો ઉઠાવી ચાલુતી પકડવા માંડતાં એવી અફવા ફેલાવી કે તાબડતોબનું કામ નીકળી આવ્યાથી તેને પરગામ જવું અવશ્ય થયું છે. બાઈઝેંશ્યન લોક નભરવસ રહ્યા. રાતના સમયે ભર દર્યેથી કાફલાનાં સઢ ને સુકાન પાછાં ફેરવાવીને તેણે પાછા આવી બંદરે લંગર લાધ્યાં. ગુપચુપ પોતાનાં લશ્કરને ઉતારીને તેમને કોટના પછવાડાં તરફના એક સહેલા ભાગ તરફ તે લઈ ગયો. પછીથી કોટના અગવાડાના ભાગ તરફ મોટી ધાંધલ ધધુખલ ને અવાજા પોકારા કરવાને પોતાની કીસ્તીના સેલરોને ફરમાવ્યું. બાઈઝેંશ્યન લોકો ઢાલ તરવાર બાંધી પેલા સેલરોની તરફ ચોકીદારીમાં આગલીમેર કડકડીત ઉભા છે કે પાછલીમેર કોટ પરના અલ્સીબાયડીસના મીત્રોએ તેને તેનાં લશ્કર સહીત અંદર દાખલ કરી દીધો.

આવાં પરાક્રમ પર પરાક્રમ કરીને આ "પરાક્રમ મામાં"નો એ પરાક્રમી પુરૂશ મોટા ઠાઠમાઠથી, સોનાની ગીલીટે સણગારેલી અને મખમલ પરની કસબી દોરીએ આરાસ્તા કીધેલી, વાવટા ઉડાવતી અને જુંડા ઉઠાવતી કીસ્તીમાં, તેવાજ ભપકા ને તેવાજ પોશાકે, ધુપદાનોની ધુંઈ અને તેવીજ વાંસલીનાં (કે જે વાંસલી વજાડતાં મહોડું ફુગે કરી તે પેહલાં ધીક્કારતો હતો તેજ વાંસલીના) શરોદે, કદમ બ કદમ એક સરખાં હલેસાંની હલાંમણ વચ્ચે, હલેસગારી તથા મુશ્કેલીને પાછલ ફેંકી દઈ, એ અલ્સીબાયડીસ ઉત્તમ વર્ણનમાં આવી લાગ્યો. એથીનીયનોને તો જાણે તેનાં દરશણથી હરખ વા થયો. ઘડીમાં મુબારકબાદી ખાતર તેઓ દાંત કહાડી હસ્તા; ઘડીમાં તેની જુદાઈનાં દરદની યાદદાસ્તમાં તેઓ આંખ મીચી રડતા. ગાંડાઓના મેલામાં વલી ડાહ્યો તે કોણજ રહેશે? અલ્સીબાયડીસનેબી ગાંડાપણાંનો ચેપ ઠીકજ ઉડયો. ઘડીમાં તેઓસે તે પેટ પકડી હસ્તો; ઘડીમાં કપાલ કુટીને તેના બરગસ્તે સેતારાને તથા આગલાં નેહેસ કરમને દોશ દેતો. દેશ મંડલે સભા ભરી મુકરર કર્યું કે અલ્સીબાયડીસને સોનાંનાં તાજ પેહેરાવે, તેને સઘલી કીસમની સૈન્યાની કુલ મુખ્ત્યાર સરદારી આપે; તેની માલમીલકત પાછી આપી દાયે; અને ધર્મોનાં જે ગોર તથા ગોરાણીઓએ તેને શ્રાપ દીધા હોય તેઓ તે શ્રાપ પાછો ભુસારી નાખે—જાણે બોલેલો બોલ કે ઠુકેલી ઠુક પાછાં આવતાં હોયની! ઘણાંકોએ તો "ભઈ આવ બોલ પાછો" કરી વાણ્યા મુંછ "નેંચી" કરી; પણ વડા ગુરૂએ ટેકમાં કહ્યું કે જો અલ્સીબાયડીસ તક્ષીરવંત નો તો, તો તેની સામે જાણે તેણે કશો શ્રાપ દીધોજ નથી, અગર દીધો છે તો નીર્દોષને કંઈ તે લાગતો નથી.

સ્પાર્ટણ રાજા એજીસને નામનો હાક પડયાથી સીરીઝ ને પ્રોસરપીન દેવીની

ક્રીયાઓનું પવીત્ર સરઘસ તેની હદમાં આવેલાં ચોકસ દેવાલય તરફ લઈ જઈ શકાતું હતું નહીં. હવે એજીસને તે અલ્સીબાયડીસને તો પેહલાની બૈરી બાબત તકરાર પડી જુના મરફીની ચકમક ઝડેલી. તેથી તેનું નાક કાપવાનું ઠરાવી અલ્સીબાયડીસે એઠીનીયન પાદ્રી પાદ્રણોનાં સરઘસને પોતાનાં લશ્કર વચે લીધું, અને રાજા એજીસને કબજેના મુલક પર લઈ જઈ, તે ક્રીયા તમામ કરાવી, જેવો સરઘસનાં સાહજણયાંઓને સલામત લઈ ગયો તેવોજ પાછોબી પણ લાવ્યો. એથી તેની વાખવાખી વધુ થાણી.

તેના એક મદદગીર અમલદારને જે લશ્કરી કબ્જેબંધી પર તેણે મોકળેલ, તે ધણીએ ગફલતમાં રહી સ્પાર્ટણ લશ્કરથી ઠેપડ ખાધાથી, તથા લડાઇ હાર્યાથી, વળી એઠીનીયન મુલતાન્યું અલ્સીબાયડીસ પર કોપ્યું. તેઓએ તેની કુલ મુખ્ત્યાર સરદારી છીણવી લીધી. એણીમેર તે સરદારી છીનાવી લીધી કે પેલીમેર વલી સ્પાર્ટણો એઠીનીયનો પર ફાવવા મંડયા. સ્પાર્ટણો એટલે સુધી ફાવ્યા કે એઠીનીયનો છેક કચડાઈ જવા આવ્યા. ત્યારે આખરે અલ્સીબાયડીસને લાગી આવ્યાથી તે લઈને આપમેલે ઈરાનના બાદશાહ પાસે પોતાનાં દેશ કીજે મદદ માંગવા ગયો—(એ દાખલાની નકલ ગઈ ફ્રેંકો-જરમન લડાઈમાં ફ્રેંચ રાજ્યાધીકારી મોંસો ટીએએ રશ્યાના શેહેનશાહ કણે જઈ કીધી હતી.) ઈરાનના બાદશાહ કણે તે ગયો ખરો, પણ ત્યાં શરાબબાજી અને રંડીબાજીની લંપટમાં પડ્યાથી તે ઘણો તીરસ્કારમાં આવી પડયો; અને તેટલાં રાજા એજીસે પોતાનાં બીછાણાંને થયલાં અપમાનના બદલામાં બાદશાહ પર વગ લગાડી તેના ઘરને આગ લગડાવી તથા તેનું ખુન કરાવી મારી નાખ્યો.



# પરાક્રમ નામાંનું શુદ્ધી વૃદ્ધી પત્રક.

**પાનું ૩૦ : ત્રણ ચાન ને બે સુરજ**=એનો તાજો દાખલો એવો છે કે ગયા એપ્રીલ માસની શુરૂઆતમાં ઈંગ્લંડમાં ગ્રીનીચ ખાતે બે ખોટા અને એક ખરો મલીને ત્રણ આફતાબ, વાતાવરણમાં પડેલા કીરણના પડછા તથા પ્રતીબીંબથી લગભગ અડધો કલાક લગણ પ્રગટ દેખાયા હતા—ઈંગ્લંડ લંડનનાં વર્તમાન પત્રો.

**પાનું ૪૮ : "પીરોજગરી" નું સરઘસ**="પીરોજગરી" નું સરઘસ ઘોડસ્વાર હોવું ; પણ "જય સ્વારી" નું પેદલજ નીકળતું.

**પાનું ૭૬ તથા ૭૮ : "ઇપ્પોરી"**=એમની સંખ્યા પાંચનીજ હોતી. ચુંટણી વારશીક થતી. તેઓ ઇચ્છતા તો રાજાઓ, અમીર સભા, ને રૈયત સભાનાં કામની આડે આવી મને કરતા. તેમનો જુલમ ઘણો વધી પડયાથી પાછલથી એકે દહાડે સર્વને ઠોર કરી તેમનો ઓહ્દો નેહસ્ત નાબુદ કરવામાં આવ્યો હતો—લેંપ્રીયરસ કલાસીકલ ડીક્ષનેરી.

**પાનું ૮૦ : છેનું જે નથી ને નથીનું જે છે**=જેમકે પાણીમાંની ગુપ્ત ગરમી (વરાળ), તથા જેમકે આતશમાં હોતી સરદી (બુજામણી.) રોશનીમાં અંધકાર, અંધકારમાં ઉજાસ ; ઇત્યાદી. ઉલ્ટાંનું સુલ્ટું, ને સુલ્ટાંનું ઉલ્ટું.

**પાનું ૮૧ : સાતમે અંશે અંગોલ**=એ સાત તબક્કા કોઈ એમ ગણે છે ને કોઈ ગ્રહ વરામ ગણે છે. જેમકે યોગને પેહલે તબક્કે ચંદ્રને, બીજે બુધને, ત્રીજે શુક્રને, ચોઠે રવીને, પાંચમે મંગલને, છઠે બરેસ્પતીને, ને સાતમે સનીને. બસ એટલા ગ્રહોને જે સાત તબક્કે પુગ્યો તે અડંગ થઈ ચુકયો. શેહનશાહ અકબરના જમાનામાં થઈ ગયલા અઠણ રયાગ્રતબાજ પારસી દસ્તુર આજર કેવાન એ સાત તબક્કે પુગ્યા હતા એમ એમનું નામજ સીદ્ધ કરી આપે છે. એઓ કશમીરની ખીણમાં તપ કરતા કરતા પોતાનો જીવ ઉડાવી ગુજરી ગયા.

**પાનું ૮૨ : આત્માંશ અને રોશાણીના રેલાનો કીરણાંશ**=એથી યોગ પ્રયોગ હજી અપુર્ણાંક રહ્યો. તે પુર્ણાંક ત્યારે કહેવાયો જ્યારે કીરણાંશના તારની ધાર બીજે કાટખુણે છટકતીજ કે ઇસ્ટાંસ અથવા આપણા પેદા કરવાવાલા સાહેબનાં દેવાંશ સાથે ભલે.

**પાનું ૮૩ : પારસી તપોવનો–પહાડ પર આતશ**= "અશવંત ગયરેશ મજદધાત, ચીચસ્તે વરોયશ મજ્દધાત, આત્રો અહુરે મજદાઓ પુશ્ર૦" આતશ ન્યાયશ.

**પાનું ૮૫ : ગૌ મહાંદેવનુ વહાણ છે**=જે મહાદેવને માથે મુગટ દાખલ ચંદ્ર બીરાજે છે. "માંઓધેહે ગૌ ચેશ્રે, ગેઓસ્ચ એવો દાયત્યાઓ, ગેઓસ્ચ પોઅરો

સરેદ્યાઓ." **એજપૃષ્ટ : ગૌ અને વરસ્યો**=પંચ ગવ્યની ગૌ નારી જાતીની હોય છે, પારસી ક્રીયાનો વરસ્યો નર જાતીનો હોય છે. **એજ પૃષ્ટ : નર પુરેસ્તા તથા નારી પુરેસ્તા**=યોગી યોગીણીઓ લગ્ન કરી શકે, પણ તેવું કશું ફરેસ્તા ફરેસ્તણોમાં સમજવું નહીં.

**પાનું ૮૮ : સતીત્વપણાંનો અગ્ની આકર્ષાઇ આલ લઇ ઉઠતો**=અથવા તેમ નહીં તો પતી આત્મ બુજાતી વેત, વીયોગ વીરહથી પતીવ્રતા સતીની આત્મ ચીરાગ પણ ડીબો ભરાઇ આવ્યાથી, છાતી ફાટા ફુંફારાથી ગુલ થતી, કે ન તો સરદ હાય મારતાં વેત ટાઢી પડી બુજાઇ જતી.

**પાનુ ૮૯ : આતશને ધરાવવાની તથા તે માંહે હોમવાની નૈવેદ**= એસ્મો જસ્તો, બરેસ્મો જસ્તો, ગો જસ્તો, હાવને જસ્તો, દાયત્યો એસ્મે બુયાઓ". ઈત્યાદી —આતશન્યાયશ.

**પાનું ૯૨ : ઈજશનેમાં વપરાતાં સીંગડાંવાલાં મોહરાં**=ચંદ્રધારી મહાદેવની, કે ઈજશનેમાં આવેલા ગાથાના ગાઓની, કે મહાદેવનાં આસન ગોધાની આકૃત્તીની નીશાણી હશે. માહબોખ્તાર ન્યાયશમાં એ અનુમાન વીશેનો ટેકો પ્રદીપ્ત છેઃ "નેમો અહુરાય મજદાય, નેમો અમેશબ્યો સ્પેંતેબ્યો, નેમો માઓંધીય ગૌચેથ્રાય, નેમો પેતે દીતાય, નેમો પેતે દીતે."

**પાનું ૯૫-૯૬ : મકાર મકારી યોગમાં સ્વૉમી આતશ યોગ**:—એની સાબેતી આતશ ન્યાયશમાં—ક્ષનોથ્ર અહુરે મજદાઓ, નેમસ્તે આત્રેશ મજદાઓ, અહુરે હુદાઓ, **મજસ્તે ઇજતે૦**

**પાનું ૯૯ : મીઠા રસો**=પંચામૃત—પારસીઓની માહાબોખ્તાર ન્યાયશના "દસ્તે અમેમ૦" કરદામાં મીઠાં ને લીજ્જતદાર ખાનાંની તલબ કરવામાં આવે છે.



# પરાક્રમ નામાંનું અનુક્રમણીકા.

**પ્રસ્તાવ પ્રકરણ :** (પાનુ ૧—૨) આ પુષ્ટક પરવરતાવવાની નેમ શી; કયા મુસ્તકીમ કાનુનો ઉપર પાયો રચ્યો છે; લખનારની રંજની કદર બુજાઈ તો તેને ગંજ મલી રહ્યો; ઓલમાઓનો એલમ અને આય જમાનાનાં અલ્પમતીધાર ઈન-સાનો; ઉસ્તાદી સાહીત્ય મેલવવાની ગુજરાતી વાંચનારાઓની જોગવાઈ; પરાઇ જુબા-નોમાં સમાયલા ભંડારનો વીસ્તાર; તારવણી વલોવવા જતાં અધીરૂં પડી જવાય છે.

**મરદાને મરદ "કેમીલીયસ" :** (પાને ૩ થી તે ૨૫ સુધી) રોમન શેહેનશાતનો બીજો બાપ; પાંચવાર "ડીકટેતર"; જંગમાં લાગેલી ભાલડી; શીક્ષાધ્યક્ષ "સેનસોર"; ઉનાળાની મોસમમાં પાણીથી તલાવ ભરાઈ જવાનો ચમત્કાર; ભોંય ફાડી પ્રગટેલું રોમન લશ્કર; જુનો દેવણીના પુતળાં જોડે થયલી વાત; રૂસ્તમના રખશ સાથે થયલી ગોફતેગોનો દાખલો; "પીરોજગરીમાં" સફેદ ઘોડાઓ જોડેલી દેવતાઈ ગાડી; સોનાંની તાન; ફરેંચ મડમોએ ઓગણીસમી સદીમાં કરેલી રોમન મડમોની નકલ; એક મહેતાજીએ રચેલું કાવતરૂં; છોકરાઓએ મહેતા પર વાલેલો ખાર; બાદશાહ હોશંગની ખરી પડેલી નશ્યત; દંડ ત્યારે ૧૫,૦૦૦) નો ને ખરી કીમત તો રૂ ૧૫૬૧; વઈન દારૂએ માંડેલી મોકાણ; એલચીપણું ભુલી ગયલા એલચી; પવીત્ર આતશ પર જાનફેશાનીને લગતા થોડાક વીચારો; ખરી મુરતી બચાવવા કીજે કરેલી હીકમત; મુગા રાજદરબારીઓનું પુતળાં અંજુમન; ખુઅરગ દહાડીએ કરેલી નાદાની; વહાડાવહાડી ને કાપાકાપી; બટકાંઓએ બજાવેલી લશકરી સંત્રીની ફરજ; તરવારે જીહત્યા તેથી કુંબખ્ની; "અરે જારે જા, પસરવાવારા"; લોહી ગગરતું માણસનું ડોકું; અમારે ત્યાં કુમારી કન્યાની અછત છે તેથી તમારે ત્યાંથી મોકલી આપો; સુત્રીવન લોક આજે હાર્યા ને આજેજ જીત્યા; રોમન શેહેનશાહ બનવાનો ઈરાદો રાખનાર શક્ષને કીલ્લાની ટોંચથી ફેંકી દઈ મારી નાખ્યો; વાણ્યા ગત કરનાર ટસ્કયુલન લોક; બંહેન બહેનોની અદેખાઈની બે વાત; ચાર તત્વો સાથેજ વાત કરનારૂં મુરખ લશ્કર; થોડી રાજસભાબી નમી, થોડી રૈયતબી નમી; નામ તેનો નાશ.

**રણબીરજંગ "મારસેલસ" :** (પાનું ૨૬ થી તે ૫૫ સુધી.) "મંગળ વીર"; કાનસલ અને ડીકટેટર વચ્ચે સરખામણી; હરવાયો જનમથીજ આપક્ષેસ્યો; જુડે મસે કહે તો સાચેમાચ ઉત્રો પડે; અગાઉ જે લોક દીવાના જેવા જોરાવર તે હવે પોઈસ જેવા એહદત; "સીબીલની" ચોપડી લખનાર જાદુગરણી; તેણીએ મંત્ર ફુંકી જોતાં જોતાંમાં ફુંકી મેલી ચોપડીઓ; પારસીઓની "જામાસપી" કીતાબસાથે તેની સરખામણી; મનુશ ભોગ; લડાઈની વાત આવી કે મારસેલસના એમના ડોળા તેઅ

ફરી જતા; રાજા વીરીડોમેરસ સાથ તેણે ભર મેદાનની વચ્ચે કરેલું દ્વંદ્વ યુદ્ધ; હેનીબલ સામે રોમનોએ મોકલાવેલા બે શીપાહાસાલારો નામે "ઢાલ" અને "તરવાર"; યુદ્ધથી યુદ્ધો શત્રુનોબી મીત્ર ને મીત્રનોબી મીત્ર—ઐનડીયસનો દાખલો; ધસ્તે ઝુંડે, ઉભે ભાલે ને નાગી તરવારે, ભાગલામાંથી ફુટી આવેલું અચબુચું લશ્કર; ઝાડ પર ઝાડ, વૃક્ષ પર વૃક્ષ, દરખત પર દરખત, ગપોગપ, ટપોટપ, તુટીપડયાં; અદ્ભુણ લશ્કરી ઇજનેર આરકીમીડીસ; તેણે એકલાએ આખું વાહણ ધસડયું; "દોનો તરફસે મૈંઇજ મરતા હોં" ની મારસેલસ પર વીટેલી કાહણી; ધડાધડી ને ફડાફડીનો તલેસ્માત; હાથી જેવાં કદનો લોખંડનો કાગડો; લશ્કરી કીસ્તીઓને ચરખા પેઠે ધુમાવવાને બનાવ; કીસ્તી પર લાધેલો ગંજાવર સંચો જાવેદાન પુગ્યો; જમીન અને જમાનોબી એક થઇ જાય એવા શાહીરી તથા ધર્મ શાસ્ત્રીક દાખલાઓ; આખાં લશ્કરનો એક જીવ; પેહલવાન ફરામરોજની કુલાહનાં પીછથી બાંધેલું ઇરાની તથા આરકીમીડીસની દોરડીથી બાંધેલું રોમન લશ્કર; ગણીત શાસ્ત્રમાં અથાહ રહેલો સરસ્વતી દેવીનો અડગ પુંજારી; વીશુસરમાંનાં તંત્ર પ્રકરણ પ્રમાણે મારસેલસે કરેલો પેચ; તુરકી પેહલવાન નગીનશાહે બજાવેલા ઘંટડાં ને મારસેલસે બજાવેલાં રણસીંગડાં; ચમત્કારીક નર પર કવીશ્વાસ રાખનાર રોમન સીપાઇ; નીશ્ચાસ જેના અંગમાં સારાં બ્રહ્માંડનું દેવસ્તાન પેસી ગયું; "સઘળી રૈયતને તરવારની ધારે દેય"; "સઘળી રૈયતને તરવારની ધારે નહીં દેય"; લશકરી રૈયતમાં શોભણ શાભણનાં વાણાં દાખલ કરવાથી નીપજતી ખરાબી; "ત્રાયમ્ફ" તે શું ને "ઓવેશન" તે શું; અરણો પાડો કે સાંઢ ગોધો તથા માંઝરદાર લડાયક મરઘો; આય મીનીટ સભાપતી ને બીજી મીનીટ બંધીવાન; જરાવાર અગાઉ જે દુશમન હતો તે હવે એવો દોસ્ત થયો કે તે આવે તારે આખું દેશ ઉજાણી કરે; બેઠીબાપ કરવા શું બેઠોચ; હેનીબલે કરેલી મુનાજાત; શું જમાનાની આખરી તલીક લડાઇજ લડયા કરૂં; વીક્રાલ વૃત્તીના હાથીઓને અંકોશોની ગોપાગોપ; રોશન બેહસ્ત મીસાલ આરસ્તગી ભરેલું વેનુઝયા શહેર; અપસુકન કહેજે અમે ન પાછા હટયે; આવો મહોટો સરદાર આવાં નકુચ મોહતે મારયો ગયો; મારસેલસની મોહર મારફતે ફંદો રમવા જનાર ફસી પડયો!

**સખત સંગેમરમર "લાઇકરગસ":** (પાને ૬૧ થી તે પાને ૭૯ સુધી.) ખોભલી પાણી માટે ખોહેલું રાજપાટ; એક મુલક પર બબે રાજા; ચરબદાર બબરચા અને બબરચણોનાં તીખલમાં ગચલો રાજાનો જીવ; દગાખોર રાણી તખત મેલવવા ખાતર બાલહંત્યા કરવા તેયાર થઇ; અરે વાઉવારે એ તો મારો "ખુશાલીઓ" આયો; ખભરેલી રાણીએ સલગાવેલી ફાગણની હોળી; લાઇકરગસનું દેશાટણ; ગાયણથી નીપજતા ફાયદા; હીંદુસ્તાનના સંસાર ત્યાગી બેઠેલા યોગીઓસે મીલાખાત; દીન ધરમને ઓઠે રાજપ્રકરણ રચવાના દ્રષ્ટાંટ; ડેલ્ફીના દેવલની દસ્તુરણે દેવતાઓના વહાલાને દીધેલો આવકાર; સ્પાર્ટાનું રચેલું નવું રાજબંધણ; સ્વતંત્રતા, એકશાનતા, ભાઇબંધતા; કમરમાં જોર ધનથી; લોહડાંની દોલત રાખવી હોય તો ત્રણસે

રૂપ્યાના અવેજ ખાતર એક ઓરડો ભાડે લેવો જોયે; ભ્યાજવટાંને દેશાવટો; લાઇકરગસ તપેશ્વરી રીષી કે એકાદો યોગી હોયો જોયે; શહેરની ન્યાતોમાં રાજા ને હેડા એક પંગતે જમે; લાઇકરગસ પર હુલકું પાડી તેની એક આંખ ફોડી નાખી; મસખરી કર ને મસખરી ખમ; જમનવડામા નવો ઉમેદવાર દાખલ કરવાની રીત; કાળો સેરવો; શું તમારે ત્યાં ઝાડના થડ ચોરસ ઉગે છે; સ્પાર્ટાણીઓમાં તીરંદાજી, કુસ્તીબાજી, પંઝેબાજી, મુક્કાબાજી, ગોફણબાજી, નેઝેબાજી, દોડબાજી; કુમારી છોકરીઓને પરણાવી દેવાની જાહેર યુકિત; જેમ ઘણાં બચાંવાલો તેમ મહોટા મોભાવાલો; પરણેલાં જોડાંને જાહેરમાં "બોલવાની" બંધી; નવાં જનમેલાં બાલકોની પરીક્ષા; ચોરી કરવાની સીફત; કપટાન છોકરાને આંગલી કડવાનો હક; તરતોત્તર શકતીની ચીકીત્સા; "કરી લીધેલાં" છોકરાં; સ્પાર્ટનોનું માનીતું વજંત્ર વાંસલી; હીંદુ દેવતા કનૈયાનું એ વાંસલીમાં લીનપણું; સ્પાર્ટન ચોકીદારોને લડાઇમાં ઢાલ વગર રાખવાની નેમ; રાજાખી પોતાનાં નામ પ્રમાણેજવાંમરદી કરતો; આલસાઇ તે એક દેશમાં સુલક્ષણ ને બીજામાં કુલક્ષણ; સ્પાર્ટનોનું પ્રૌઢનું વીચારનું દેશાભીમાન; અંધારાંમાં ગોટાં ખાતાં મુતસદીઓ; સીનેટરને ઓહ્દે ચહડયો તેથી તેને એક ભોણ્યું નહીં પણ બે; હેવાની "હીલટ" લોક પર હેવાની લડાઇ; હું આવીં ત્યાં સુધી મારી વાટ જોજો હં; આપઘાત; લાકડાંના દાંડા વટે રાજ રજનારૂં "સાઇટેલ" નામનું સાધણ.

**યોગ પ્રયોગ ક્રમ પ્રકરણઃ** (પાને ૮૦ થી તે પાને ૯૯ સુધી.) ૐ નમઃ— વીદ્વાનોની સમક્ષ સુચણારૂપ—લાઈકરગસના જન્મ વૃતાંતમાં આપેલી કબુલાત—પરાક્રમી પુરૂશ તે જાણે યોગી જેવો—એ પ્રકરણ વાંચનારાં વંચવૈયાંઓને પ્રાપ્ત થનારૂં પરીણામ —યોગવાલો યોગી તે કોણ—આત્મા, યોગનો તરીકો કેમ ચહે છે—કલીયુગ—કયા કયા સાત તબક્કા મારફતે આત્મા ઈષ્ટ દેવનાં અંશ સાથે મલી જાય છે—તે પછીથી તેનું અપરંપાર બલ સંપાદન—શરીરી વીજચુંબક આકર્ષક ક્રમ—અગ્નીદેવ તે ઈન્દ્ર દેવનો પુત્ર— મહાદેવનું (એક લોચન સુર્ય, બીજું ચંદ્ર) ત્રીજું અગ્ની— એકત્ર એકયે સ્થીર દ્રઢતામાં જમેલું આત્મીક ચૈતન્યનું સુક્ષ્મ—બીંબોબીંબની સમાગમ—આત્માંશ અને કીરણાંશ તપાંત આગમજ તડકી જાય તો નુક્ષાન કાટે—તપોબલથી વધતી શકતીઓ —મહાબજા, પારસી તેમજ હીંદુ યોગીઓના થોડાંક નામ—ૐ અને ॐ—ઈન્દ્ર દેવના ચમત્કારીક અસર ધરાવનારાં નામોની સંખ્યા ૭૨; ૧૦૧; ૧૦૦૧—આત્માથી આંકાશી પ્રદક્ષીણા કરનારાઓ—તપની જગા કાં પર્વતનાં શીખર કાં નદીના રેતાલ કીનારા—પશોતન, કેખશ્રુ, ઝુહાક—તપની તસ્બીથી તરત ભષ્મ થયેલો દુષ્ટ—તપોબલીઓના દાખલા જેવાકે શાહઝાદો સ્યાવક્ષ, આદરબાદ મારસ્પંદ દસ્તુર, જમશીદ વીશંધાન, કયકોબાદ કયઅરસ, જેહાંપેહલવાન રૂસ્તમે ઝાલ, ઈત્યાદી—બીજા વધુ દાખલા જેવાકે જુનાગઢના રેહવાશી નરસી મેહતા, રીષી વીશ્વામીત્ર, વીર વીક્રમ, લંકપતી રાવણ, બાલક ધ્રુવ—જરથોસ્તની પેગંબરીના તથા ઓમરની ઉદ્દયડના દ્રષ્ટાંતોનું મલતાપણું—ગંગા સરખી ગણીકાનું યોગ તપ—યોગ મેહલ રચવામાં ગૌનું ઉત્તમ સાધણ—

મેલો યોગ કાલીકા માતાનો કે નરકાપુરીના નરકાસુરનો—યોગી યોગીણીઓએ વીવાહ કરવાના ઉદાહરણ—પરણેલી હાલતમાં યોગ ચઢતો અટકે—યોગ જરાપણાંમાંથી ઘણા- પણાંમાં આવે છે, તે સર્વ વ્યાપ્ત છે, અણદીઠ છે, એક દેખાતો છતાં અનેક છે—બધા બધીમાં આત્મા એક સરખો છે—તે કદી મરતો નથી—વેરાગી યોગની વય વીશે કબીરી પદ—ગુરૂ વનાના ચેલા ચેલી—યોગ ગ્નાન પારસી શાસ્ત્ર તથા હીંદુ શાસ્ત્રનું કોણે કોણને સમજાવ્યું—અગ્નીની ભષ્મ તે અગ્નીનું વીર્ય—યોગ રચ્યાથી અટકેલો દર્યાઈ અકસ્માત— યોગની લહર લાગેલા કવીરાજો—માંડેલો પ્રયોગ ઉલટાઈ ગયો તો જફાકારી ને ફનાહ- મોંકાણી—દીન્યાર દસ્તુર તથા મનુષ્ય સ્નેહનો દાખલો—અકબર શેહેનશાહે યોગ મારફત દેખેલાં પાક અને નાપાક મંડલ—પોતાને વસ કીધો તેણે બીજાને વસ કીધાજ—પ્રીંસ બીસ્માર્ક, જરમન ચાંસેલર—સુર્ય વનાની સુષ્ટી ને અગ્ની વનાની આલમ—પતીવ્રત પત્ની અને સતીત્વ સતી, પતીના મરણને મારે યોગ ચઢી આપમેલી બલી જવી જોયે—યોગ ચઢાવતાં કોને, અને યોગ ચઢતાં કયાં, વીલમ લાગે કે ન લાગે—યોગનાં સાધણોનું કછંક બયાન—સુતું મસાણ જગાવવું જોયે કે સંતોખવું જોયે—આર્ય યોગીઓને હલકા પાડનાર અવીચારીઓએ ધ્યાનમાં લેવા ઘટતી બાબતો—તપનાં વાણાં—તપેશ્વરીને યોગ ચઢતાં વેત થતી ભીનભીન આકૃત્તી—રણજીતસીંહની દરબારનો એક દાખલો—યોગની વાત બીનવાકીફ કે અણકીસ્બી આગલ ન કરવી—યોગીઓને ચેહરે પ્રકાશતું નુર—રાસ્પી અને જ્યોતી—યોગીનો નજીવો જેવો ખોરાક—તેણે ગરમી અને રોશની પીવી જોયે— ત્યારે કાયા પોતાની માયા મુકીને પારદર્શક બને—યોગી ના લક્ષણે ના બદને ખોડખાંપ- ણયો જોયે—હીંદુ યોગમતી ને પારસી યોગમતીનો મુકાબલો—ઝંદનું કુલફ ખોલવાને સં- સ્કૃતની કીલીની ગરજ—ગૌ આકૃત્તી મેલવાલી પ્રતીમાઓ—ટીબેટી લામાઓનું યોગ- ક્રમ—યોગથી નબલો સરખો બી વીરનો વીર બને—યોગ કરવા તૈયાર થયલા ઉદ્યોગી ટીટોડાની હસ્મુખી વાત—વકતૃત્વ ચાતુર્ય, કલાવંત નૃત્યકારીણીઓ, શેહારાઓ, કદ્રષ્ટી, પરોજો, બાલપ્રેમ, શુરાતન, ગ્નાન, પવીત્રાઈ, એ સર્વ યોગનાજ પ્રકાર—પારસી યોગમાં "જલ તરંગ"—વજંત્રથી શુર ચઢે ને જડતા લોપાય—આતશબેહરામમાં દેવાતી બોયના ઘાંટના ઠોકા—સમાધ, ફીફરૂં, હીસ્ટીરયા, ધુણામણ—અદબ અને પલાંઠી વાલવાથી વીજલીના વેગનું વધવું—ગરમીની જગ્યા વના યોગ મીથ્યા—પેવંદ પકડી જોર મેલવ- વાના દાખલા જેવા કે મેસીડોન્યન ફેલેક્ષ, ન્યાયશ ભણનારા મોબેદો, ગરબો રમનારી સુંદ્રીઓની ફરતી ફુદડી—હોમ્યોપાઠીક નીયમ અને ગૌનીર—પારસી યોગીને બરસનુમ- ધામાં ચોપડવા પડતા લેપ—પારસી યોગ મેહલની ક્રીયાઓની થોડીક સમજણ—કશાપણાં- ના સેહજપણાં કે ઇત્તેફાકના ઇત્તેફાકના જેટલું બી મેલાપણું ન ચાલે—યોગમાં ઠરાવેલી પ- વીત્ર વસ્તુઓ અપવીત્ર આદમીને આપવામાં પાપ—યોગથી ફારગ થતાં વેત જાલવવા જો- ઈતા તંદરોસ્તીના કાયદા—ઘી હોમણ અને ચોખા હોમણ—નદીમાં દુધ હોમણ—ગ્નાની જો કામી તો યોગમાં કયોગ—ગૃત્વાકર્ષણ, પૈસાકર્ષણ, અગ્નાકર્ષણ—અગ્નીની નહાની ચણગી- માંથી વધેલા આતશને ગમે એટલો અઠાગ ભક્ષ હોમો તોય તે ભુખો ને ભુખો—ગર-


સમાપ્ત.

[ તૈયાર થાય છે.

રૂસ્તમજીનો ગ્રંથ સંગ્રહ * * *

# ચં ચ લ ગ્રં થ.

**[સસ્તી બે સરસ એવી એક શ્રી ટક.]**

સેંકડોબંધ સંખ્યાની કીસમ કીસમની કીસ્સા કાહણીઓ વર્ણવતું
એક વીશાળ, ભરત, ગાઝી, જંગી, દલદાર, ખીલતું,
ઉત્તમ, ધન્ન, નવરંગું પુસ્તક.

સલતનતે સાહેબીદાર બાદશાહો, ભલભલા કરચલ્યાલ કપાલા અંદેશદાર વઝીરો, ઝપકે સપકે વરણાગવાલા દરબારીઓ, શાણા દાના મરતબાદાર વઝીરો, તેજ ચુંગાલે ગલ્બાબાજી લેનાર મરદાના સીપાહશાલારો, વીજ્યાકર્ષણે મહંત એવા ચક્રવર્તી ઝબાદરાજો, એબારતબંદી ઉપર કાફુર કાબુ ધરાવનાર બા કલમબાજો, કવીત્વત અંશમાં લીન બનેલા ‘શાહીરાન શાહીરો, તોરના ત્રીખલમાં’ તાણી થયલી રાણીઓ, હાકમીના હાકમાં ગુમાનને ઘુમટે ઘુમેલી ઉમરાણીઓ, પૃથ્વીપતીના પદે રંજીત હોયલા નામચીન શાહૈનશાહો, આલમના એલમને ઈશારે અદ્ધર ઉઠાવતા ઓલમાઓ, ચેલા ચેલીઓના અસંખ ઝુમખા પર સંપુર્ણ સત્તા ચલાવનાર જગતગુરૂ ફીલસુફો, મોહટાઇમાં મોટેરા એવા છાતી દંડયા અને બાજુ બંધ્યા આતશી વૃતીના વીર પુરૂષો:—એ અને એવા અનેકના ચરીત્ર, છાપ, કસ્સા, ચાલાકય, રચના, પ્રીતના, બદલા, કુનેહ, કીનો, કપટ, ફંદ, ફરેબ, લક્ષણ, પ્રપંચ, મરમ, કરમ, ખુબી, ખામી, ચાંચાલ્ય, ઈત્યાદીના ઉમદા ખંડ તથા વીશયોથી માતબરીમાં તવંગર કરીને એ પુષ્ટ પુસ્તકને સોળે સણગાર કરવામાં કશી પણ મણા રાખી નથી. સત્તાદાર ગણાતા જથ્થાબંધ ગ્રંથો વાંચીને તેમનાં તાત્પર્યનો અંશ એમાં ખેંચ્યો છે, જેથીને ગોયા બેનમુન નકલોનો તે ગુલેગુલઝાર બગીચો બન્યો છે.

**રચનાર: રૂસ્તમજી હોરમજી ખરશેદજી.**

*** આગળથી નામ ભરનાર પાસે **રોકડા બે રૂપીઆ:**
પાછલથી **ચાર રૂપીઆ:** પોસ્ટેજના ચાર આના.

**નામો નોંધાવવાનાં ઠેકાણાં:**—કાંદાવાડીમા ધી યુનીયન પ્રીંટીંગ પ્રેસના મેનેજર; તથા કોટમાં નંબર ૪, મોદી સ્ટ્રીટમા, અથવા ન તો કોટમાં “ધી એડવોકેટ આવ ઇંડયા પ્રેસ”મા મી૦ રૂસ્તમજી હોરમજી ખરશેદજી તે એ પુસ્તકના રચનાર.

**ખબર:** નામો નોંધાવતી વેલા ચોક્શાઈથી ઠામ ઠેકાણું લખાવવું, તથા પુસ્તક રચનારની સહી સાથની રસીટ લઈ જવાની સંભાલ રાખવી, કે જે રસીટ રૂજુ કર્યા વીના કશો પણ દાવો ઓલખવામાં આવશે નહીં.